

## ...અનુક્રમણિકા...


| | |
|---|---|
| ...ધનવાળાથી ઘરવાળા (કાવ્ય). | પૃ ૧ |
| અલાઝરી દુન્યા ... ... | ૨ |
| ગુજરાત, ગઝલ અને તગઝ્ઝુલ... | ૬ |
| મુક્ત આવેશ (કાવ્ય) ... | ૯ |
| આપણી ધાર્મિક માન્યતાઓ ... | ૧૦ |
| એમ. એમ. પી પ્રવૃત્તિ ... | ૧૫ |
| મદમતા (કાવ્ય) ... ... | ૧૭ |
| આપણા મુશાયરા ... ... | ૧૮ |
| ઉઠ ઉભો થા ! (કાવ્ય) ... | ૨૧ |
| જીવંત જ્વાળા ... ... | ૨૨ |
| ગુન્હેગાર (કાવ્ય) ... ... | ૨૬ |
| મુસ્લિમ નરવિરોની અંતિમ પળો | ૨૭ |
| ભિખારીની ભિક્ષા ... ... | ૩૨ |
| ડુઈ-સા-ના હિંદુ શહેરો .. | ૩૩ |
| ફતાવા ... .. | ૩૬ |
| દેશાભિમાન ... .. | ૩૮ |


નાઈન સાથી જન્મ-મરણ રાઈટર્સ ૩ જુ.

: તંત્રી : 'વહરી'



: વ્યવસ્થાપક : 'તાજ'

[અનુસંધાન પૃ૪ ૨૯થી ચાલુ]

શ્રીયુત આર એમ દાનીયા પ્રમુખસ્થાને હતા સંસ્થાના ટ્રસ્ટીઓ અને ગામના સભ્રાંત હિન્દુ-મુસ્લિમ ગૃહસ્થો બપોરના ૪ ૩-૦ (રે ટા) હેરો। ધ્રે ગ્રાઉન્ડ ઉપર સમય સર હાજર થઈ જતા રમત ગમતો શરૂ કરવામાં આવી હતી નાના બાળકોની 'મેથડ રનીંગ' પછી 'ખો ખો' ફાઈનલ, રેલે રેસ, લગડી, ઢુનુઢૂની રમતો રમાઈ હતી 'બનાના જમ્પ'ની રમતે પ્રેક્ષકોને હાસ્ય રસમાં તરબોળ કર્યા હતા વૉલી-બૉલની રમત પછી મદરેસ-એ-અહમદિયાહ પ્રાઇમરી સ્કૂલના બાળકોની રેલે રેસ રાખવામાં આવી હતી છેવટમાં શહેરની બધી સ્કૂલોની સમૂહ-કવાયત' રાખવામાં આવી હતી

હાઈસ્કૂલના હેડ માસ્તર જનાબ આ'ઝમ અહમદ બરેગીઆ બી એ બી ટી એ હાજર રહેલા સદગૃહસ્થોનો આભાર માનતા રમત ગમતની ઉપયોગિતા અને બાળકોના શારિરીક વિકાસ ઉપર પ્રવચન કર્યું હતુ ગોસી હેડ માસ્તર શ્રી મગનલાલ ખડુભાઈ દેસાઈ બી એ બી ટી એ 'તો તન સારૂ તો મન સારૂ' એ અનુક્તિ અને રમતમાં શિસ્ત જે ઘણોજ ઉપયોગી ભાગ ભજવે છે તે ઉપર સચોટ વિવેચન કર્યું હતુ ત્યાર બાદ પ્રમુખ સાહેબના હસ્તે સફળ થયેલ ખેલાડીઓને ઇનામો વહેંચાયા હતા પ્રમુખ સા શારીરિક બળ કેળવવાની જરૂરિયાત ઉપર ભાર મૂકયો હતો અને આમંત્રણ માટે આભાર માની બેઠક લીધા પછી ફૂલ-હાર વીધી થયા પછી ફીઝીકલ-ડે' સમાપ્ત થયો હતો. — તાજ



Printed by-Maganlal Mangaldas Patel, at the Gangotri Printing Press
Karpuh Khand Bazar, SURAT

Published by-Azum Ahmed Esmail Vahshi' for Vahshi Sahitya Karyalaya
Tower Road SURAT

# કરે છે સાવકો વર્તાવ ઘરવાળાથી ઘરવાળા

અકસ્માતો કરે છે જ્યાં ને ત્યાં વેધક નજરવાળા,
નઃ ચાલી કેમ પકડી દિલ જિગરને દિલ જિગરવાળા?
નિશાએ ચાંદનીમાં જ્યોત ચેતાવી હતી કોણે?
થયા કોના પ્રતાપે સેંકડો પરહીન પરવાળા!
ચખાડી દે પ્રશંસાની સુરાનો સ્વાદ હે! સાકી;
પડયા છે મીટ માંડી દ્વાર પર સૂકા અધરવાળા.
ઇંતરથી પૂછનારા પૂછ તું મારી વફા મુજથી;
નિહાળે છે તિમિર ચોમેર આંખોની કમરવાળા.
બની આવધ પ્રણય-પંથોને તું ઓળંગ હે! પ્રેમી;
સફર તારી સફળ કર એકદમ લાંબી મફરવાળા.
ઘણા દાગો છે દિલમાં કેટલા છે કેમ બતલાવું?
થઇ શકતા નથી આ પ્રેમની રકમોના સરવાળા!
રહે સુખ ચૈનથી કયાંથી અરે અરમાન અંતરમાં!
કરે છે સાવકો વર્તાવ ઘરવાળાથી ઘરવાળા.
ગણી ગાંઠી ક્ષણોમાં નવજવાની સાંપડી ગુલને;
થયા અંતર-સરોદો સિધ્ધ બુલબુલના અસરવાળા.
'કલીમ' આંખોથી આંખોનું મિલન નુકસાનકારક છે,
ઘડીભરમાં અરે થઈ જાય છે હુસ્યાર છરવાળા.

–'કલીમ' વાકિફી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...

### પાંગરતો સામ્રાજ્યવાદ !

જવાસા (જળવાસાનું અપભ્રંશ.) એક એવો કાંટાળો છોડ છે કે તે જે ખેતરમાં પાકે છે તે ખેતરનું સત્યાનાશ વળી જાય છે કારણ કે એનાં મૂળને ગમે તેટલાં ઊંડાં ખોદીને કાઢો પણ તે મૂળ, નિર્મૂળ થતાં નથી. એ છોડની ખાસીયત છે કે બીજી બધી વનસ્પતિ ઉનાળામાં સુકાય છે; ત્યારે એ ભર-ચોમાસામાં વરસાદના પાણીમાં સુકાય છે. જેમ જવાસા પાકતાં ખેતર નકામું થઈ જાય છે; તેમ સામ્રાજ્યવાદ જે દેશમાં પેસે તે દેશ નકામો થઇ જાય છે!

ન્યુયોર્ક ખાતે 'યુનો'નો તમાશો પૂર્ણ થતાં સામ્રાજ્યવાદી દેશોનો ઢોંગ વધુ ઉઘડી ગયો છે; એ જગતની નજરે જણાઈ ગયું છે. અત્યારે તો સામ્રાજ્યવાદીઓમાં બ્રિટન, ફ્રાન્સ, ને હોલંડનો ઘોડો વિન દેખાય છે. બ્રિટને હિંદને સ્વરાજ આપવાની યોજના તૈયાર કરી, પેલેસ્ટાઇનને સંતોષવાની વાતો વહેતી કરી, ઇજીપ્તને ટાઢું પાડવા માટે ત્યાં પણ હિંદની પેઠે મીશન મોકલ્યું; પણ એ બધાનું પરિણામ કનોટપના ટાવર જેવા મોટા મીંડામાંજ આવ્યું ! હિંદને સ્વતંત્રતાને બદલે પરસ્પરનો કલહ અને વેરઝેરનો વારસો મળ્યો છે. લંડનમાં બે બિમાડીને વાંદરાનો ખેલ પુનઃ ભજવાયો અને હવે બ્રહ્મદેશના પ્રતિનિધિઓને પણ લાડવો લેવા લંડન બોલાવ્યા છે. એ બિચારાઓને ૧૬ની એકને બદલે ૮, ૮ની બે ન પહેરાવે તો સારું !

જુવો, આમ જાણે હિંદમાં તો કોમવાદની હોળી સળગાવી, હવે પેલેસ્ટાઇનના પણ એક, બે, નહિ, પણ ત્રણ ભાગલા પાડી પેલેસ્ટાઇન વાસીઓને પણ ત્રણ ઝોળીઓ પકડાવી ! આરબોનો જુદો. યહુદીઓનો જુદો. અને બ્રિટીશરોનો જુદો એમ ત્રણ ભાગ કર્યા. ઇજીપ્તને સ્વતંત્રતા આપવાને બહાને ઇજીપ્ત. તથા સુદાનને સામસામા ગોઠવી દીધાં છે! હવે ફ્રાન્સને જુવો. કાલે તો એ બિચારું જર્મનીની એડી નીચે કચડાઇને મુડદાલ બની ગયું હતું. પણ આજ એ પુનઃ દોરડીમાંથી સાપ, અને અળસિયામાંથી અજગર બન્યું છે! હિંદી ચીનમાં જુદાજુદા પક્ષો વચ્ચે અણબનાવ હોઈ શાંતિ સ્થાપવા માટે ત્યાં ફ્રાન્સની જરૂર હોઇ હિંદી ચીનમાં શાંતિ સ્થાપવા માટે ઉત્તર આફ્રિકામાંથી લશ્કરી ટુકડીઓ મોકલાવાઇ રહી છે. મતલબકે હિંદમાંથી અંગ્રેજો જાય તો હિંદ કોમી કલહમાં સળગી ઉઠે; તેમ હિંદીચીનનું પણ થાય એવી જાહેરાત પણ કરી છે; એટલે કે બ્રિટન ગુરૂને પગલે ફ્રાન્સનો ચેલો ચાલી રહ્યો છે!

હવે બ્રિટનના બીજા ચેલા હોલંડે પણ ઇંડોનેશિયાને સ્વતંત્રતા આપવાની જાહેરાત કર્યા પછી 'વાણિયા વાણિયા ફેરવી તોલ' જેવું કરવા માંડ્યું છે. એક તરફથી ઇંડોનેશિયાને

આઝાદી આપવાની વાટાઘાટો ચલાવાય છે, અને બીજી બાજુથી ત્યાંની રાષ્ટ્રીય ચળવળને દાબી દેવાના ભગીરથ પ્રયત્નો હોલંડનું લશ્કર ચલાવી રહ્યું છે! એટલે કે હિંદમાં બ્રિટને જે નીતિ અજમાવી છે, હિંદી ચીનમાં ફ્રાન્સે અજમાવી છે; તેવીજ હાથીદાંતની નીતિ હોલંડે ઇંડોનેશિયામાં અજમાવવા માંડી છે! ત્યાં દક્ષિણ હિંદમાં જનરલ સ્મટસ પણ સામ્રાજ્યવાદનાં મૂળને મજબુત બનાવવા આકાશ પાતાળ એક કરી રહ્યો છે! અને બિચારૂં રશિયા શાહીવાદી નથી; છતાં જાણે અજાણે ઇરાનમાં પેચ પરોણું કરીને આડકતરી રીતે શાહીવાદી બની રહ્યું છે! આમ જગતના સુનાં ખેતરોમાં સામ્રાજ્યવાદી જવાસાઓ પોતાનાં મૂળ ઊંડા ઘાલવાની પેરવી કરી રહ્યા છે; તો પ્રજાવાદી ટ્રેક્ટર પુનઃ પુનઃ એનું ખેડાણ ન કરે; ત્યાં સુધી એ જવાસા નિર્મૂળ જવાના નથી! જગતને શોકશાહીની બાંગોથી જાડકાવી દેનાર અમેરિકા તો 'રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત!'ની જેમ એ સામ્રાજ્યવાદી તમાશો નિહાળી રહ્યું છે, જાપાનનું આખું કોળુંજ શાકમાં ગળી ગયું છે!



## એક નવી સ્કીમ!

એમ તો સદભાગ્યે આપણા દેશમાં લીડરોનો તોટો નથીજ, અને તેમાંય જુદી જુદી સ્કીમો રજૂ કરનાર ફળદ્રુપ ભેજાંના શેખચલ્લી લીડરોની પણ અછત નથીજ! એવી અનોખી સ્કીમો દ્વારા, નવિનતા રજુ કરનારા દિલ્લીવાળા ખ્વાજા હસન નિઝામી સાહેબે વળી પાછી એક નવી સ્કીમ છાપાનાં પાનાં પર વહેતી મૂકી છે. તે શબ્દેશબ્દ અહીં રજુ કરવામાં આવે છે "અમારા વાંચકોને હું જાહેર કરૂં છું કે તેઓ એકદમ આ પ્રમાણેનાં ત્રણ કામનો આરંભ કરી દે. પ્રથમ એકે કોઈ પણ જાતની રાજદ્વારિ સ્વાર્થી ચાલથી અળગા રહી, દરેક એક એક અછુતને પોતાનો સગો ભાઇ સમજે અને તે પ્રમાણે તેની સાથે વર્તે. બીજું એ કે પોતપોતાના પ્રાંતની એકેએક જુમ્મા મસ્જીદના પેશ ઇમામોનાં ઠેકાણાં મને લખી મોકલાવે. પછી ભલેને તેઓ કોંગ્રેસી હોય કે લીગી હોય, શીઆ હોય કે સુન્ની હોય. હવે ત્રીજું અને છેલ્લું કામ એ કરે કે ફક્ત એક મહીનાની પોતાની આવકનો દસમો ભાગ મારી ઉપર મોકલાવી દે; કે જેથી બારે પ્રાંતના લગભગ બાર હજાર ઇમામોમાં અછુતો સાથે 'ભાઇચારો' પેદા કરવાનું માર્ગસૂચન રિસાલા અને પોસ્ટરોદ્વારા કરી તેમનામાં વહેંચવા માટે છપાવી શકું કે જેથી ૧૯૪૭ના માર્ચ સુધીમાં તો જગત ઇસ્લામીઓના અછુતો સાથેના ભાઇચારાથી દંગ રહી જશે!"

જગતને દંગ કરી નાખવાની ખ્વાજાજીની આ તરકીબ નવી નથી? મુસોલીનીને ઇસ્લામની દા'વત દેવા જવાની તરકીબ, ગ્વાલીયરમાં ગૌશાળા સ્થાપવાની તરકીબ, અને એવી એવી તો અનેક તરકીબો હિંદના સમજદાર વર્ગથી અજાણ નથીજ! એમની નવી તરકીબ જ્યારે જ્યારે પ્રકાશમાં આવે છે, ત્યારે **'નઇ જાલ લાયે પુરાને શિકારી'**ની કહેવત યાદ થઈ આવે છે! એમણે પહેલી અછુતોની અને બીજી ઇમામોની વાત પડતી મૂકીને સીધી રીતેજ માસિક આવકના દસમા ભાગની માંગણી કરી હુત તો? સીધા સાદા મુસલમાનો સરળતાથી એમની સ્કીમને સમજી શકતને? આ એટમ બોમ્બ, રાડર રેડીયો અને ટેલીવીઝનના જમાનામાં પણ આવા સ્ટંટબાજ પત્રકાર-પીરો પોતાના વાંચકો અને મુરીદોને

આવી રીતે 'રંઢાની ફેઝ' પહોંચી શકે છે ખરા!

પરદો!

પરદાનો અર્થ અહીં કોઈ રૂપેરી પરદો ન સમજે પણ મુમતાજ શાંતિ સ્ટુડીઓથી બહાર જતાં જે બુરખો પહેરે છે તેવા પરદાની વાત છે. "અપ-ટુ-ડેટ મોટર હોય તેને લીલા કે કાળા કાચ હોય અને તે કાચની અંદર રેશમી પર્દા ટાંગ્યા હોય અને તેની અંદર કોઈ રિયાસતી જનાનખાનાની રાણી બિરાજતાં હોય તો તેને રિયાસતી પર્દો કહે છે. કોઈ નવાબ સાહેબનાં બેગમ ટ્રેનમાંથી સ્ટેશન પર ઉતરે તેમને મોટી તંબુ જેવી છાંયીની આસપાસ ચાદરો લપેટીને જાણે ચાલતો તંબુ હોય એ રીતે બેગમ સાહેબાને સ્ટેશનની બહાર ધીમે ધીમે લઈ જવામા આવે તો તેને નવાબી પર્દો કહે છે (કેટલાક રજપૂત રાજાઓ પણ એ નવાબી પર્દાનું અનુકરણ કરે છે!) લાંબો ઘુંઘટ તાણીને શેઠની પાછળ શેઠાણી ચાલતા હોય તો તેને મારવાડી પર્દો કહે છે! ટાંગાની ચારે બાજુ ચાદરો બાંધી હોય અને તેમા મોલ્વી સાહેબનાં બેગમ બેઠાં હોય ને આગલી સીટ પર ગાડીવાનની સાથે મોલ્વી સાહેબ પોતે બેઠા હોય. ગાડી ચાલુ થતાં બેગમ સાહેબા ચાદરો હટાવી બજારમાં આમનેમ જોતાં હોય તો તેને મોલ્વી ફેશનનો પર્દો કહે છે! આગળ હેટધારી કોટપાટલુનવાળા ખાન સાહેબ રહેમતઅલી બજારમાં ખરીદી કરવા નીકળ્યા હોય ને પાછળ બેગમ સાહેબે બુરખો તો પહેર્યો હોય; પણ તેને ઉલ્ટાવી નાખી મોઢું ઉઘાડું રાખ્યું હોય તો તે મૉડર્ન પર્દો કહેવાય (ખીસરી બુરખા પહેરી ઉઘાડે મોઢે ફરનારી અનેક અપ-ટુ-ડેટ કૉલેજની છોકરીઓ અને બાનુઓ આજ કાલ એ મૉડર્ન પર્દાનો ઉપયોગ કરે છે!) તે ગરીબ મુસ્લિમ બાનુ કે જેણે પગથી માથા સુધી મેલો બુરખો પહેર્યો હોય, ગરીબાઈને લીધે અનેક થીગડાં પણ માર્યા હોય તેને ઇસ્લામી પર્દો કહે છે! પુસ્તકમાં કંઈ દમ ન હોય છતાં તેનો ઉપરથી બપકો બતાવી ગ્રાહકોને લલચાવી પૈસા પડાવવા માટે તેની ઉપર આર્ટપેપરનું અપ-ટુ-ડેટ જેકેટ ચઢાવવામાં આવે તો તેને સાહિત્યનો પર્દો કહે છે! [રિયાસત]

હલ્વો ચાહે તો કોપરેલનો હોય છતાં સોનેરી કાગળમાં લપેટી ફેન્સી બૉક્સમાં પેક કરવામાં આવે, બિસ્કીટ ચાહે તો ભૂંસાના બનાવેલા હોય; પણ તેને અપ-ટુ-ડેટ પેકીંગ વડે શોભાવી દીધા હોય, બાટલીમાં ચાહે તો રાતું પાણી હોય પણ તેને મનહર બૉક્સમાં પેક કરી દેય, તૈયાર કોટ-પાટલુન કે ઝભ્ભા ભલેને ચાહે તો તકલાદી કાચા દોરાથી સિવેલાં હોય, પણ સુંદર કબાટમાં મુકી તેનો શોકેશની શોભા વધારી મુકે, ગંજીફરાકને મોજાં ચાહે તો સડેલાં હોય પણ ફર્સ્ટક્લાસ બૉક્સમાં મૂકી ગુલાબી રેશમી દોરીથી તે બૉક્સને બાંધ્યુ હોય; મતલબ કે માલ ગમે તેવો હોય પણ તેનું પેકીંગ અપ-ટુ-ડેટ હોય તો તે વહેપારી છેતરપીંડીનો પર્દો કહેવાય છે! વાસણો ઉપર ઘાડવાનું ઘી રાખી, નીચે વેજીટેબલ ઘી ભેળવીને ભલભલા ચમરબંધીઓને અસલી ઘાડવાના ઘીને નામે બનાવી જાય છે, ચાહના વહેપારીઓ ઉપરથી ફર્સ્ટ ક્લાસ ચાહનું સેમ્પલ બતાવી તળીએ ભળતુંજ ભૂસું ધબેડે છે, કોઈ આધેડ બીજવરને બે આંખોવાળી કન્યા બતાવી નાખી પરણાવ્યા પછી કાણી કન્યા પધરાવી દેવાય છે, અપ-ટુ-ડેટ જાહેર ખબરો હિંદુસ્તાનનું ગઝટ-છાપો. તથા ફરમાસુ રિવ્યુ લખાવ્યા છતાં ફિલ્મ કંટાળાજનક લાગે, કાગળ વાંચવા કે સહી કરવા જેટલુંય જ્ઞાન ન હોય

છતાં કોટ-પાટલૂન સહિત આંખે ચશ્મા અને ગજવામાં ત્રણ-ચાર ફાઉન્ટન પેન રાખીને ફરતા હોય; તેઓ એ બધા જગતને છેતરવાના ઢગબાજીના સામાજિક પર્દા કહેવાય છે! આખું વરસ ગ્રાહકને બનાવ્યા પછી કોઇ વેપારી પોતાનું 'અપ-ટુ-ડેટ કેલેંડર તેને ભેટ આપે તો તે બાળરૂપ પર્દો ગણાય! વરગજનની બદસૂરતી ઢાંકવા માટે તેને રાજકુવર જેવાં કપડાં પહેરાવી ઘોડા પર સહેરો બાંધે તો તે રિવાજી પર્દો કહેવાય છે



## હિંદનું કોકડું વધુ ગુંચવાયું!

બ્રિટીશ સરકારનાં નિવેદનો, મંત્રી મિશનની દેડધામો. અને લીગના વેવલ સાથેનાં મિલનો પછી દેશમાં જાણે આઝાદીની ઉષા ઉગી હોય એમ જણાતું હતું. વચગાળાની સરકાર સ્થપાઇ તે પહેલાં કોંગ્રેસે રિસામણાં લીધાં હતાં, તેની સ્થાપના પછી લીગે રિસામણાં લીધાં હતાં તે વેવલનાં મનામણાં પછી વચગાળાની સરકારમાં જોડાઇ અને વચગાળામાં જાણે આઝાદી હાથવેંત જણાતી હતી; પણ દેશમાં કોમવાદી માનસને કારણે આંતરવિગ્રહની હોળી સળગી અને જ્હનેરો ખરાબ ને લાખો ધવાયાં, ચર્ચીલની વાણી જાણે ખરી પડતી લાગી કે "અમે હિંદમાંથી બહાર પગ મુકીશું અરે! એડન સુધી પણ નહિ પહોંચીશું કે હિંદમાં આંતરવિગ્રહ ભડકી ઊઠશે!" અને ખરે તેમજ થયું. હજી તો અંગ્રેજોએ પોટલાં બાંધ્યાંય નથી તે પહેલાં અહીં તો સળગ્યું છે. એ સળગાવવામાં દીવાસળી કોણે ચાંપી અને એ બળતામાં ઘી કોણ હોમી રહ્યું છે; તે સમજુ વાંચકોથી અજાણ્યું નથીજ! આંતર વિગ્રહોને કારણે પરદેશોમાં હિંદનું નાક કપાઇ રહ્યું છે; છતાં નાક કાપીનેય નાક બાળવવાના પ્રયત્નો અહીંના હિંદુ-મુસલમાનો કરી રહ્યા છે!

લીગ અને કોંગ્રેસ સામસામા પક્ષે મુકાઇ ગઇ છે. હવે બાંધછોડને અવકાશ નથી કોંગ્રેસ હિંદને અખંડ રાખવા માગે છે અને મુ. લીગ જુદા ખાંડ પાડવા માગે છે; ત્યાં શી રીતે મેળ મળે? લોકપ્રતિનિધિ સભામાં કોંગ્રેસે પોતાનું ગાડું ગબડાવવા માંડયું છે પણ તેમાં લીગ સામેલ થતી નથી, રાજસ્થાનો ભળ્યાં નથી એટલે ગાડું ઘેંચમાં પડયું છે. લીગની માંગણી સંઘને સ્વીકારી છે. જુદાં જુથ પાડવાની વાત સ્વીકારી છે; પણ એ વાત કોંગ્રેસને ગળે ઉતરતી નથી તેથી પુનઃ મડાગાંઠ પડી છે જો કે હુલ્લડો ઠંડાં થતાં જાય છે; પણ રાજદ્વારિ માનસ વધુ ભડકતું જાય છે! હિંદના ભાવિની ખુદા ખૈર કરે; પણ ખુદાય હવે તો તટસ્થ પણું જાળવી રહ્યો છે ને!



## ગુજરાતી મુશાયરા પ્રવૃત્તિ.

મહાગુજરાત ગઝલ મંડળના સહકારથી કઠોર, અને ખોલવડમાં મુશાયરો થવાના ભણકારા વાગી રહ્યા છે. કઠોરમાં 'નિસાર' સાહબ અને ખોલવડમાં 'સાલેરી' સાહબના ખીલા તણુ હોઇ, મુશાયરા પ્રવૃત્તિને બેના બળે આગળ ધપાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે; એટલે એ બે સ્થાનોમાંથી એકાદ સ્થાને ઓલ ગુજરાત મુશાયરો જામે એનાં શંકાજ નથી. સાકીજીની ગેરહાજરીને ભલાભાઇ સાલવા દે તેમ નથી. બીજી બાજુ મુસ્લિમ બુલેટિનવાળા જનાબ-'શબનમ' અને તેમની કંપની બૃહદ ગુજરાત મુશાયરાની તૈયારીઓની વાત મુસ્લિમ બુલેટિનદ્વારા કરી ચૂકયા છે; એટલે કે હવે ગુજરાત-કાઠિઆવાડ પાછું ગઝલ ગુંજનથી રસ મસ્ત થાય એવાં ચિન્હો દ્રષ્ટિગોચર થતાં જણાય છે વળી ગઝલના પુસ્તકને માટે અધીરા બનેલા ગઝલ રસિકો હવે થોડીક વધુ ધીરજ રાખે. મંડળનું ગઝલ પુસ્તક છપાઇ રહ્યું છે. ચાર ફોર્મ તો છપાઈ પણ ગયાં છે. ગઝલ મંડળના સભ્યોને વિનંતી કે 'દેર આયદ દુરસ્ત આયદ' મંડળના મ્હારથીઓ કઠોર તડકેશ્વરમાં પ્રચાર માટે રાબેતા મુજબ વચગાળાની એક બે નાની મુશાયરીઓ યોજવાની વેતરણમાં પડયા છે. 'ખાક' ને 'આસિમ' બેઠી પડ્યા છે, અને 'વફ્રી' ને 'મુનાદી' બેઠી પડયા છે તો વર્ષો જુનાં બંગાણો પુનઃ સંધાય, એમ ભાસે છે!

# ગુજરાત, ગઝલ અને તગઝ્ઝુલ – જ. "સાબિર" [વટવા] સા.

કોઇ પણ કવિતામાં જ્યારે પ્રેમ અને સૌંદર્ય નહિં હોય ત્યારે માનવના મૂળ સ્વભાવ સાથે તેને સબંધ નહિ રહે. અને જ્યારે તેમાં પ્રેમ અને સૌંદર્યનો ભરે ભર સફાઈ જશે ત્યારે તે સમાજને પતનના ઊંડા ખાડમાં લઇ જઇ ફેંકી દેશે. રહી સુરીવાણી વાતો અને સુરીવાદ. તો તો માનવ માત્રના માટે મિષ્ટાન્ન નથી કે, જેના-તેના મોઢે ઉતરી પચી જઇ જશે યદી મિષ્ટાન્ન માની લઇએ તો પણ સુરીવાદના એ મિષ્ટાન્ન સમાજને ભારે નહિં પડી જાય તેની શી ખાત્રી! મ ટેજ કવિતામાં તગઝ્ઝુલને મોખરાનું સ્થાન અપેજ છૂટકો છે વર્ષોના ચિંતન પછી તગઝ્ઝુલને જે અધારણીય સરણી પ્રાપ્ત થઇ છે તે આજે કવિતામાં ગઝલના નામે જાણીતી છે તગઝ્ઝુલને સમજ્યા અને ચકાસ્યા સિવાય અને તેનું વર્ગીકરણ કર્યા સિવાય જો આધગીલા કરવામાં આવશે તો સમાજમાં, એના વિચારોમાં, અપમાં અને આચારોમાં પ્રેમના હલકટ આડમ્બર અને રૂપના નાગા દર્શો તેમજ ભાષાનુ આદ્રવિત (દ્રવણુવાલા) ક્યુબર સિવાય કંઇજ નહિં હોય. ઉર્દૂની અનેક પુરાણી ગઝલોમાંથી ઉપરોક્ત વારસો સમાજને મળી ચૂક્યો છે.

તગઝ્ઝુલ ગઝલોનું પ્રાથમિક અને બુન્યાદી રંગ છે. તગઝ્ઝુલને પુરાણા અને મધ્યવર્તિ વિવેચકોના મત પ્રમાણે ત્રણ કમમાં ગોઠવી શકાય છે. પ્રેમ અને સૌંદર્યની ઓઅે સાથે વાતો કરી પહેલા પ્રકારમાં પ્રેમિ પોતાની પ્રિયા સાથે પોતા વિશે અને તેના વિશે તેની રૂબરૂમાં અમર તેઙીને કલ્પનામાં લાવીને જે કંઇ કહે તેનો સમાવેશ થાય છે. તગઝ્ઝુલના બીજા પ્રકારમાં પ્રેમિ-પ્રિયાનુ વર્તન એની ક્રૂરતા ગુસ્સો, કૃપા, હરિફો સાથેનુ વર્તન, છણકાં, નઝ ઇત્યદી પર જે કંઇ કહે, ઉપાલંભ (ગિલા-શિકાયત) કરી તેનો સમાવેશ થઈ શકે છે અને ત્રીજા પ્રકારમાં વિરહની વિગતો, પ્રિયનું શબ્દચિત્ર, ઉપમાઓ, અલંકારો, આઘાતો પ્રત્યાઘાતો, સમય અને પરિસ્થિતિનાં બનાવો વિગેરેને (સ્ત્રીઓની જેમ એટલે) ખાસ નિયુક્ત કરેલા અને ચૂંટી કાઢેલા શબ્દ પ્રયોગોમાં ગોઠવવાનો સમાવેશ થાય છે. આ ત્રીજા પ્રકારના તગઝ્ઝુલની ભૂમિકા બહુજ વિશાળ છે કોઇ પણ મહાન કવિની કોઇ પણ ગઝલ આપણે લઇએ તો તેમાથી ઉપર જણાવ્યા પ્રકારો પૈકી ગમે તે એક પ્રકારનું તગઝ્ઝુલ મળીજ આવશે.

ઉર્દૂ શાયરીના દુર્ભાગ્યે વર્ષો પહેલાં તગઝ્ઝુલની વ્યાખ્યા બહુજ સંકુચિત થઇ હતી. અને તેથીજ સખ્યાબંધ ઉર્દૂ ગઝલો જાણે નર્યા સસ્તા પ્રેમીઓની નિર્લજ પ્રેમ લીલા જેવી બની રહી છે, તેના કારણમાં બંધારણવાદની મૂળભૂત વ્યાખ્યા માટેની સમજ સંકુચિતતાજ છે પરંતુ આગળ જતાં એ વ્યાખ્યા એના વિસ્તૃત ભાવાર્થ સાથે સમજાએલી દેખાય આવે છે. ત્યારે તગઝ્ઝુલ એના ધરટ અને શિષ્ટ ધોરણે ઘડાએલુ અને વિકસેલું દેખાય આવે છે. ઉર્દૂ ગઝલ સાહિત્યના ક્રમિક ઇતિહાસને અવલોકનારાઓને ઉપરોક્ત વિધાનની ખાત્રી થઈ જશે. કોઇ પણ જોઇ શકશે કે, ગઝલો તગઝ્ઝુલ વીનાની ક્યારેય પણ થઈ નથી, પરંતુ તગઝ્ઝુલ એના સંકુચિત વાડાને વટાવી ગયું છે. આજનુ પોતાની ટુંકી વ્યાખ્યાન ચોકઠામાંથી બહાર નિકળેલુ તગઝ્ઝુલ સમાજને અને તેના ધોરણને ઉચ્ચુ કરે છે. ચિંતન અને મનનની સરણીએ

પહોંચી તે સમાજના સંસ્કૃતિક વિકાસને જોમ અને વેગ આપે છે.

હવે જ્યારે ગુજરાતમાં ગઝલ પાસવે બંધાઈ તગઝઝુલ એના ઉચ્ચ અને શિષ્ટ ધોરણ સાથે આવી લાગ્યું છે ગુજરાતમાં સિદ્ધહસ્ત ગઝલકારોની સંખ્યા પણ સંતોષ લેવા જેટલી છે. છતાં ગુજરાતી ગઝલોમાં અનુસરણ અને અનુકરણ દેખાઈ આવ્યા સિવાય રહેતું નથી. ગુજરાતીઓને તો એ નવું અને કવિનું પોતાનું દેખાય છે. પરંતુ ઉર્દૂના અભ્યાસીઓને જાણે ચાવેલાં કોળિયો કોઈ આપતું હોય તેમ દેખાઈ આવે છે. કારણ શોધતાં જરૂર ફળ લાગશે, ગુજરાતમાં હજી તગઝઝુલની વ્યાખ્યા બરોબર વ્યાપક થઈ નથી એમ માની લઈએ તો ! પરંતુ એમ માનવા માટે કારણો છે કે ? મુશાયરાઓમાં જ્યારે "બિલકુલ તગઝઝુલ છે, વાહ, વાહ" કહી દાદ આપીએ છીએ તે શએર પોતે આપણી તગઝઝુલ માટેની, દ્રષ્ટિ–મર્યાદા બતાવી આપે છે.

ગમે તેમ હોય પરતુ તગઝઝુલને તેના ઇષ્ટ અને શિષ્ટ ધોરણેજ રાખવાની અવગણી શકાય નહિં, ગુજરાતી ગઝલોમાં તે હલકા અને હળવા પ્રકારની કેવળ રંજનિયતા સુધી ઉતરી ન પડે તે જોવાનુ છે નાઝ અને નખરાં, ઇશારા અને છણકાં ઇત્યાદી વર્ણવતાં અને બાંધતાં કવિએ ખૂદ પોતાની આન અને શાનનું પણ ધ્યાન રાખવું જોઇએ. કવિ ભાવ લ્હાણી કરી રહ્યો હોય છે. તે તેના અંતરની ઉર્મિઓની પીચકારીએ છાંટી રહ્યો હોય છે, એની ભાવ લ્હાણીમાં કંઇક ખોરાં કોપરાં તો જોખાઇ જતાં નથી ને ! એની પીચકારીઓમાંથી કંઇક ડોળુ અને ગંધાતૂ કીચડ તો ઉડી રહયું નથી ને ? કવિ કોઈ બજારૂ પ્રેમિ ન હોય, પોતાની પ્રિયા તરિકે તેણે કોઇ 'છાણા વિણતી આણી' સાધેલી ન હોય તો તો એને કયાં. કોની સાગે, કેવું અને કેટલી હદે બોલવું તેનુ ધ્યાન રાખવું જરૂરી છે. એ જરૂરતને માની લેતાંજ તગઝઝુલની કક્ષા ઉંચી કરી શકાશે.

તગઝઝુલમાં દ્રષ્ટાં (કવિ)ની દૃષ્ટિ, દર્શનનુ સ્વરૂપ અને ભાવ લ્હેરી ઉપર કવિનું હૃદય ખુલ્લું થઇ જાય છે. દૃષ્ટિ નીચી ન હોય, દર્શનનું સ્વરૂપ નાગું ન હોય, ભાવ લ્હેરીમાં પ્રસાધાતી દીશા ન હોય તે બધું શું સાંભળવા જેવું નથી ? કવિનું સ્થાન સમાજના શિષ્ટ વર્ગમાં જેમ ઉંચું છે ઉચુ છે તેટલુંજ અગત્યનું છે. તેણે પોતાના સ્થાનનું અને વર્ગનું જતન કરવાનું છે માટેજ દરેકે પોતાના તગઝઝુલને તપાસી ચકાસી જોવાની અગત્યતા છે.

આજની ગઝલો આવતી કાલેજ મનન અને વિવેચનના ચાકડે ચઢશે. આવતી કાલના વિવેચકોની દૃષ્ટિ એમાંથી આપણા તગઝઝુલનો માપ કાઢશે. આવતી કાલનો નિર્ણય આવતી કાલ માટે રહેવા દઈ આજે જોઇએ તો, ગઝલો ગમે તેટલી સારી હોવા છતાં હજી વિદ્વાન વર્ગમાં તેના માટે જોઇએ તેટલું માન નથી કારણોમાં એક કહેવાનું કારણ તગઝઝુલ પણ છે. તગઝઝુલના પ્રસારાવલા ધોરણે ગઝલોને ભૂડી છાપ લગાડી દીધી છે. તગઝઝુલને સમજ્યા જાણ્યા વિનાજ ઘણાં ખરા વિવેચકોના નરકોરાં ગઝલના નામથીજ ફૂલી જાય છે. એમ વિવેચકોની સમજફેર અને, ગઝલ પ્રચારકોના એવી સમજફેરને ટેકો આપતા તગઝઝુલ રંગના કારણે ગુજરાતની ગઝલ પ્રવૃત્તિ રૂંધાઇ, ખોરંભાઇ રહી છે. ગુજરાતના ગઝલકારો વચ્ચેના અલમ બરદારો (ઝંડાધારી)ઓની ફરજ એ છે કે, પોતાના તગઝઝુલને તેની આન અને શાન સાથે

કવિતા સાહિત્યના ગુમાની વિવેચકો સુધી લઇ જાય અને દેખાડી આપે કે કવિતામા જ્યારે તગઝ્ઝુલ નહિ હોય ત્યારે માનવતા સાથે તેને કંઇજ સબંધ નહિં હોય કવિતા ત્યારે હૃદયનું નહિ નર્યું બુધ્ધિનુંજ વહન બની રહેશે તેમાંથી સ્વાભાવિકતા મરી પરવારશે પછી ઉપવનના તગઝ્ઝુલ વિહોણા સુકા વૃક્ષ થઇ કાપીને બાળી નાખવાનાજ કામમા આવશે દુન્યામા, કોઇ પણ દેશમા, કોઇ પણ ભાષામા લખાયલી કવિતા જે તગઝ્ઝુલ વીનાની હતી તે મરીજ ગઇ છે અને હવે પછી પણ મરી જશે તગઝ્ઝુલ એજ કવિતાનું પ્રાણ છે. તગઝ્ઝુલ એજ કવિતાનુ જીવંત તત્વ છે અવનત જીવન ઉચું હેતુ જોઈએ તેમ તગઝ્ઝુલ પણ ઉચા પ્રકારનુ જોઇશે આથી કોઈ પણ ગઝલમા તગઝ્ઝુલ હોયજ અને તેથીજ જીવંત કવિતાઓમાં ગઝલજ સૌથી આગળ પડતી કવિતા છે. માનવસ્વભાવ સાથે ગઝલને તેના તગઝ્ઝુલના કારણેજ ગાઢ સંબંધ છે તગઝ્ઝુલે ગઝલમાં અધાઇનેજ છટ અને શિષ્ટ પેરણ મેળવ્યુ છે તગઝ્ઝુલના એ ધે જ મધ્યાઇનેજ ગઝલ પ્રેમપૂર્વક અને રૂપ સાથે સૃષ્ટિ માત્રને આવરી લે છે. એટલી ચાંદ સૂરજ, તારા, ઉષા, નિશા, સંધ્યા, શમ્આ, પતંગ, ગુલ, બુલબુલ, ચમન, શરાબ, સાકી, જીવન, મૃત્યુ ઇત્યાદી જે કંઇ દેખે છે તે સૌને પોતાના પલવમા હોરા લે છે અને તેથીજ ગઝલકાર ગઝલના પાનામા સૌ કંઇ હોવાથી ક્યારેય મુંઝાતો કે બુઝાતો નથી પોતાના તગઝ્ઝુલની ઓઢણી માથે ચઢાવી ગઝલ સરિતા કિનારાઓ પર રમે છે ઉપવનોમા ગાય છે, રડે છે, કળિઓમા ખીલે છે, પુષ્પોમાં કરમાય છે શમ્આમા બળે અને બાળે છે વિજળીઓમા ચમકે છે, વાદળોમાં ગજે છે, વર્ષે છે કદીએ શ્વાસમા નિશ્વાસ પ્રેરે છે. કદી અંતરમા આગ પેટાવે છે આંખોમાં આંસુઓ ભરી લવની અને ગળાનુ મોતીહાર તોડતી તે દેખાઈ આવે છે ગઝલ એમ પોતાના તગઝ્ઝુલની રંગિનીઓ બર્પી અનેક ચેન ચાળા કરતી કવિતા છે આથી કહેવુ પડે છે કે, કવિતાનુ જીવનજ તગઝ્ઝુલ છે. અને તગઝ્ઝુલનું સુંદર શરીર તે ગઝલજ છે.



મુંબઇના વિખ્યાત આધ્યાત્મિક કવિ જનાબ "નસીમ" અને લેખક જનાબ "તુરાબ"ના શિરછત્ર વાલિદ સા. જનાબ રહીમભાઇ કરીમભાઇ નાથાણી સા. અને કવિ જનાબ "બશીર"ના વડીલ બંધુ જનાબ હાજીભાઈ શામજી આ ફાની જગતનો ત્યાગ કરી ગયા છે

કાઠિયાવાડના મશ્હુર જર્નાલિસ્ટ જનાબ "નૂર" સાહેબની મનકુહા, તેમના વતન બેરળમા, જન્નતનશીન થયાં છે

અમે એ સાહેબોના સદમામા અમારી દિલસોઝી દર્શાવીએ છીએ

—તંત્રી

## ....મુકત આવેશ....

જીવનની મંઝિલને પાર કરવા પડું છું જ્યાં કઈ નિરાકરણમાં;
ફસાય જાઉં છું ત્યાં તો જાણને નિધાર્યો કેઈ હું આવરણમાં.
ગુજારૂં છું હું ગુલામ જીવન પડી છે શૃંખલાઓ મુજ ચરણમાં;
છતાં સિતમગર કહે છે મુજને સુણી છે કઈ મરા તું શરણમાં.
મને તું તારાજ કેમ કરવાના કાળ કૌસાંડ નિત રચે છે;
દિસે છે ઈર્ષાને દ્વેષ તારા પ્રત્યેક આશયમાં આચરણમાં.
મિલનતણા વાયદાના પાલનની યાદ આપી તો ક્રૂર બોલ્યો;
હવે તું વીસરીજા એને સત્વરે ભલાઈ છે તુજ એ વિસ્મરણમાં.
હું મારા ગંતવ્યમાં લગારે અરે! ફળીભૂત થાઉં છું ક્યાં;
મરણ જગાવે છે કેમ આવીન વ્યર્થ ઘર્ષણ જીવન મરણમાં.
કદરાને હું તોડવા ચહું છુ ને પારધી કંઇ જુદું ચહે છે;
હુ મારી પડયો છું વેતરણમાં ને નિજની પડયો છું વેતરણમાં.
કરીશ હું પાર મારી મંઝિલ ધર્યો છે પગ તે ન પાછો પડશે;
ભલેને તૂફાન, આંધી, વિઘ્નો ને વાયરા આવે વિસ્તરણમાં.
સ્વમાન ને આત્મભાન જાગ્યુ છે અંતે કઈ પણ કરીને રહેશે;
રહીશ ના હું હવે કદાપી કોઇના વર્ચસ્વમાં શરણમાં.
યુગાન્તરોની છે ચાલ એવી કે આવશે ક્રાન્તિકારી જગમાં;
પરંતુ કંઇ ફેરફાર ક્યાં હું કરૂ છું જીવનમાં આચરણમાં.
સંહારવૃત્તિ વધી છે એવી જગતમા માનવ મહીં પરસ્પર;
છે એકબીજાને એક બીજા મંદારવનીજ વેતરણમાં
હું કાલ આવ્યો ને આજ ચાલ્યો તજીને કર્તવ્ય સૌ અધૂરાં;
અભેદ છે ભેદ આ તે કેવો હે! દશા મારા જીવન મરણમાં.
છે રંગ પર આજ સારી મેહફિલ છે મસ્ત મસ્તાના મયકદાન";
બધા કટિબદ્ધ છે હો! સાકી ન પાછા પડશે નિરાકરણમાં.
વિનાશના વાદળો ચડયાં છે છતાં સત બુધ્ધિ સાંપડે છે;
કુસંપ, કકાસ, ભેદભાવો દિસે છે આજે વરણ વરણમાં.
કરીને પાહોમ જા ધરયો જા સ્વતંત્રતાના તું પંથ ઉપર;
કચડનો ચડ્યો જા કટકોને પડયા હો જે તારા વિસ્તરણમાં.
તજીને કર્તવ્ય થઇ ગયો છે તું આજ નિષ્ક્રિય કેમ "બિસ્મિલ";
નકામું માતમ ન કર ઉભો થા ન વળશે કંઇ ભૂતના સ્મરણમાં.

"બિસ્મિલ" મેરાજવી.

# 'આપણી ધાર્મિક માન્યતાંઓ અને કૌમી હિતોનું ઘર્ષણ'

( અનુવાદકઃ-મુસાભાઈ ઈબ્રાહીમ, કાદી )

આજે આપણા મુસ્લિમો ખાસ કરીને 'દીન' પ્રત્યે વફાદારીનો સંકલ્પ ધરાવતા મુસ્લિમોની સૌથી મહાન મુશ્કેલી બલ્કે હઝારો મુશ્કેલીઓની જડબુન્યાદ આપણી ધાર્મિક આજ્ઞાઓ અને માંગણીઓ તથા કૌમી હિતો અને મસ્લેહતોની તે પારસ્પારિક ભિન્નતા અને અથડામણ છે, જેને પાશ્ચાત્ય વડપણની સરદારી હેઠળ પાછલી અમુક સદીઓમાં ઉદ્‌ભવેલા પરિવર્તને અથવા "ઉત્થાને" જન્માવી છે। તેજ જીવનના પ્રત્યેક વર્ગ પર આપણા માટે કલ્પનાત્મક અને ક્રિયાત્મક ઘર્ષણના કારણભૂત બની છે। અને આપણને શાંતપણે કોઇ એક માર્ગે ચાલી નિકળવુ મુશ્કેલ પડી જાય છે। આપણા એ અસત આશ્ચર્યજનક પોઝીશનને કદાચ નીચેના અમુક દ્રષ્ટાંતોથી આપ સારી પેઠે સમજી શકો.

(૧) ધર્મ આપણને કહે છે કે 'વ્યાજ'નો ધંધો બિલ્કુલ ન કરો, ન આપો, ન લીઓ, અને વ્યાજનો કારોબાર કરતી હોય એવી કોઇ સંસ્થાનો બિલ્કુલ સહકાર પણ સાધો નહિ। સઘળી બેંકો સાથે, બલ્કે એ સિસ્ટમ સાથેજ અસહકાર કરો, એ ધર્મનુ ફરમાન અને તેની આગ્રહભરી માંગણી છે, પરંતુ આપણુ કૌમી હિત પુકારી રહ્યું છે કે આજકાલ બેન્કોનો સહકાર મેળવ્યા સિવાય કોઇ વેપારની કલ્પના પણ કરી શકાય તેમ નથી. અને કોઇ કૌમ તરફથી બેન્કોનો બોયકોટ એ તેના આર્થિક આપઘાત સમાન છે એટલે બેન્કોનો સહકાર ઝરૂર કરો બલ્કે વ્યાજનો કારભાર ચલાવતી પોતાની "ઈસ્લામી બેન્કો" સ્થાપિત કરો, અને તેને વિકાસ અર્પો।।

(૨) એજ પ્રમાણે ધર્મ કહે છે કે કોઇ કૈતાની તંત્ર-વ્યવસ્થાના સેવક ન બનો, ખાસ કરીને અલ્લાહ તઆલાએ અર્પેલા અને ઉતારેલા ન્યાયી નિયમો વિરૂદ્ધ ખુદાના શત્રુઓએ બનાવેલા કાયદાઓને પ્રચલિત કરવાના પ્રચાર કાર્યમાં કદી પણ સહાયક અને સ કરી ન બનો। કોઈ એવી નોકરી એવો હોદ્દો અને એવી પદવી સ્વીકારો નહિ જેમાં તમારે એ સેવા બજાવવી પડે, ભલે તે હાઇકોર્ટના જજની નોકરી હોય કે મુન્સિફ અને મામલતદારની। અને એજ પ્રમાણે એવી કોર્ટોમાં વકીલાતનો ધંધો પણ ધારણ કરો નહિ।। પરતુ કૌમી હિત ચીખી રહ્યું છે કે અગર તમે 'દીન'ના એ ફત્વાને માન્ય રાખીને અંગ્રેઝી રાજ્યની નોકરીઓ ત્યાગી દીધી, અને મુસલમાન જજો, મુન્સિફો, મુસ્લિમ મેજીસ્ટ્રેટો, મુસ્લિમ મામલતદારો અને મુસ્લિમ પોલિસ અફસરોએ પોત પોતાના હોદ્દા પરથી હાથ ઉઠાવી લીધો, અને રાજ્યના એ સઘળા અધિકારો અન્યો માટે ખાલી કરી આપ્યા તેમજ જો મુસ્લિમ વકીલો અને બેરિ-સ્ટરોએ પોતાના એ ધંધાને તિલાંજલી આપી અન્યો માટે કોર્ટનું મેદાન ખાલી કરી આપ્યું, તો કૌમ વગર મોતે મરી જશે। અને પછી તેના માટે ઉભરવા કે ઉન્નતી સાધવાની કોઇ શક્યતાજ રહેશે નહિ માટે ખબરદાર। કદી પણ એવું પગલું બલ્કે એવો ઇરાદો અને કલ્પના સુધ્ધા પણ કરવી નહિ.।।।

(૩) એજ પ્રમાણે ઇસ્લામ કહે છે કે સ્ત્રીઓનુ અસલ અને સ્વભાવિક કાર્ય ઘરની જવાબદારીઓ સંભાળવી અને ઘરના અંતરગત જીવન ને શાન્તિમય અને સુંદર બનાવવું છે તેણીઓને કમાલ એજ છે કે 'નેક' તાબેદાર અને ધણીની ગેરહાઝરીમાં તેના માલ તથા શીયળનું રક્ષણ કરનાર બની રહે, અને એનાથી

ઉલ્ટુ તેણીઓનું કોલેજમાં ભણવું ઓફીસોની નોકરી કરવી કાઉન્સીલો અને એસેમ્બલીઓમાં સભ્ય અથવા પ્રધાન બનીને પુરુષો સાથે ખભે ખભો મેળવીને બેસવુ તેણીઓને માટે ફિત્નો અને ખુદાઇ ઇચ્છા વિરૂધ્ધનું કૃત્ય છે.—પરતુ મુસ્લિમોનો કૌમીપ્રશ્ન પુકારે છે કે અગર એ પુરાણા અને જર્જરીત ફલસફા પર આ વીસમી સદીમાં પણ અમલ કરવામાં આવશે તો કૌમને પુરી ન શકાય એવું નુકસાન પહોંચશે, ! ભાઇબંધ કૌમની સ્ત્રીઓ તો તેણીઓના પુરૂષો સાથે "ઉન્નતિ"ની મંઝિલો પસાર કરતી રહેશે અને આપણી બ્હેનો અને પુત્રીઓ (જે સમગ્ર કૌમની પચાસ ટકા જેટલી સંખ્યામાં છે) પ્રાચિન યુગની 'શરીફ' અને 'શરમાળ' એમનેમજ બની રહેશે ! જેનું પરિણામ આ આવશે કે આપણા હરિફોના મુકાબલામાં આપણે એક કૌમ તરીકે પચાસેક વરસ પાછળ રહી જઇશુ !!*

(૪) એવીજ રીતે 'દીન' કહે છે કે મુસલમાન માત્ર અલ્લાહના રસ્તામાજ યુદ્ધ કરી શકે છે, અને માત્ર અલ્લાહનો કલિમા બલંદ કરવો એજ એક એવો મહાન મકસદ છે જેને માટે મુસલમાન પોતાનુ માંથુ અને ગરદન પેશ કરી શકે છે, બલ્કે સમય આવ્યે એ ભેટ એના ઉપર ફરજ થઇ જાય છે, પરતુ અલ્લાહના કલિમાની બલંદી વગર કોઈ અન્ય ઝંડાને બલંદ કરવા માટે અને કોઈ શૈતાની વડપણ સ્થાપિત કરવા માટે યા ટકાવી રાખવા માટે તેનું લડાઇના મેદાનમાં ઉતરવુ અને તેના માર્ગમાં 'શીશદાન' આપવું હરામ છે. જેને જાયઝ હોવાની કોઇ ગુંજાયશ નથી એટલે કોઈ પણ મુસ્લિમ વ્યકિત "શયતાનના રસ્તામાં લડાઇ"ના ખાનામાં નોકરી ન કરે ન ન્હાની ન મોટી પચીસ ન રૂપીઆની ન પચીસસો રૂપીઆની—પરંતુ મુસ્લિમોનો કૌમી પ્રશ્ન એ સાંભળીને માથુ કુટવા લાગે છે ! અને એના **"પ્રતિનિધિઓ"** ચીખી ઉઠે છે કે અગર એમ થઈ જશે અથવા એમ કરવામાં આવશે તો લશ્કરી નોકરીઓમાં આપણું કોઇ પ્રમાણ રહેશે નહિ, અને કેવળ આપણા હરિફ જ એના ઉપર કબ્જો ભોગવશે, અને માત્ર તેઓજ એનાથી લાભ ઉઠાવશે ! એટલે માત્ર એટલુંજ નહિ કે રાજ્યના એ મહત્વના ખાતામાં આજ પર્યંત આપણુ જે પ્રમાણ રહ્યું છે તે કાયમ રહે બલ્કે આ પ્રયાસ કરવા આપણી **"કૌમી ફરજ"** છે કે એ પ્રમાણને કોઇ પણ ભોગે વધારવામાં આવે !

એ સાંકળની એક કડી આ પણ છે યાને

---

*"**કૌમીહિત**"નો એ નીતિ વિનાશક અને દીન વિરૂધી જડવાદી દ્રષ્ટિકોણ આપણા ઉપર એટલો બધો છવાઈ ગયો છે કે આજથી અમુક વર્ષ પૂર્વે યુ. પીના એક અગ્રણી મુસલમાન લીડરે મુંબઈમાં તકરીર કરતાં સાફ સાફ કહી નાંખ્યું હતુ કે "મારા જાણવામા આવ્યુ છે કે આમોદ પ્રમોદમાં મહાલતા મુંડીવાદી મુસ્લિમે પોતાના વિલાસાત્મક અને વિષયાત્મક સંબંધો પારસી અને યહુદી વીટંગાઓ સાથે રાખે છે. માટે જો એમણે એવું કરવુંજ હોય તો પોતાની વિલાસ-ક્રીડાઓ મુસ્લિમ-વેશ્યાઓ સુધીજ મર્યાદિત રાખે ! કે જેથી તેમની દૌલત આપણી કૌમમાંજ રહે અન્યો પાસે જાય નહિ !" ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઉન જે ઝમાનામાં મુંબઈમાં તકરીર કરવામાં આવી હતી, તેજ સમયે કેટલાંક વર્તમાનપત્રોએ એને પ્રગટ કરી હતી, અને મારી યાદશકિતનુસાર તે વકતાએ તેનો કોઇ ઇન્કાર પ્રગટ કરાવ્યો નથી.

'દીન'નુ કથન અને કુર્આનનુ સુચન છે કે અગર કોઇ કૌમ સાથે તમારી દુશ્મની હોય અને તેના હાથે તમને ચાહે તેટલુ નુકસાન પણ પહોચ્યુ હોય, અને પહોચી રહ્યુ હોય પરતુ તમે તેની સાથે તમારૂ વર્તન ન્યાય અને ઇન્સાફનુંજ રાખો અને અદાવત તથા દુશ્મનીને કારણે કદી પણ ન્યાયની હદો ઓળગશો નહિ એજ તકવો છે અને એજ તમારો ફરજ છે.

"વલા યજરિમન્નકુમ શનઆનુ કવ મિન અલા અલ લા તઅદિલુ ઇઅદિલુ હુવ અકરબુ લિત્તકવ"

[અને કોઇ ખાસ કે કોની અદાવત તમારા માટે આ વાતનુ કારણુ ન બની જાય કે તમે ન્યાય ન કરો (જરૂર દરેક વિષયમા ન્યાય કરો કેમકે તે તકવાથી કરીબ છે]

વળી આપણુને કુર્આનની અગત્યની સુચના છે કે તમે હમેશા નિષ્પક્ષપણે અદલ અને ઇન્સાફના સમર્થક રહો અને પ્રત્યેક પળે ખુદને રાજી રાખવા માટે હક વાત કહો, અને સાચી ગવાહી આપો, ભલે તે આપણી વિરુદ્ધ અને અન્યોની તરફેણમાજ કેમ ન પડે!!

"યા અય્યુહલ્લઝીન આમનુ કૂનૂ કવ્વામીન બિલકિસ્તિ શુહદાઅ લિલ્લાહિ વલવ અલા અન્ફુસિકુમ અવિલ વાલિદૈનિ વલ અકરબીન" (કુ. શ.)

[અર્થાત્– હે ઇમાનવાળાઓ! ઇન્સાફ પર ખૂબ કાયમ રહેવાવાળા અલ્લાહ (ની રઝામંદી) ને માટે (સાચી) ગવાહી દેવાવાળા રહો ભલે (તે ગવાહી) પોતાની જાત ઉપર હોય (જેને ઇકરાર કહે છે) અથવા માબાપ અને બીજા સગા વ્હાલાઓના મુકાબલામાં હોય!]

દાખલા તરીકે અગર કોઈ જગ્યાએ હિન્દુ મુસ્લિમ રમખાણુ થઈ જાય, અને આપણે જાણતા હોઈએ કે ફલાણા વિભાગના હિન્દુઓ પર જુલ્મો કર્યા છે, ફલાણા ચાર રસ્તાપર કોઈ રસ્તે જનાર હિન્દુને મુસ્લિમોએ વગર વાંકે માર્યો છે, યા ફલાણા હિન્દુના ઘરમાં આગ લગાડી છે, વગેરે વગેરે તો સદર આયતની રૂએ આપણા ઉપર ફર્ઝ છે કે કૌમી પક્ષપાત કદી પણ કામ લઇએ નહિ, અને હક તથા ઇન્સાફથી ગવાહી આપીએ પરતુ 'કૌમી શરીઅત'મા એ ખુદા પરસ્તી અને એ પ્રમાણિકતા અને સાચના અક્ષમ્ય અપરાધ છે.! અને એવુ કરનારાઓ કૌમનો ગદ્દાર છે, તથા ગરદન મારવાને પાત્ર. !!!

એજ પ્રમાણે દ્રષ્ટાંતોના પ્રકાશમા અગર આપ વિચાર કરશો તો આપને દેખાશે કે ધાર્મિક આજ્ઞાઓ અને પ્રેરણાઓએ તથા કૌમી હિતો અને બનાવોના એ અથડામણોએ ખાસ કરીને આ આપણા સમૂહગત જીવનમાં કેટલી મુશ્કેલીઓ ઉત્પન્ન કરી દીધી છે! અને એ પરિસ્થિતિ આપણા માટે કેટકેટલી ગુચવણોના કારણભૂત બની રહી છે?!

બેશક આપણામાથી જે લોકોએ [ચાહે દીની આજ્ઞાઓ અને તકાઝાઓની સર્વવ્યાપકતાની જાણુ ન હોવાના કારણે અથવા જાણતા છતાં પાશ્ચાત્ય જીવન દ્રષ્ટિકોણથી અંજાઇને] 'કૌમી હિતો'નેજ પોતાનો ખુદા અને પોતાનો ધર્મ તથા તરીકો બનાવી લીધો છે અથવા તેઓ જેમ મુસાફિર જમાતની જેમ ધર્મને કેવળ અમુક માન્યતાઓ થોડી પ્રથાઓ અને ઇબાદતોમા મર્યાદિત સમજીને જેમણે પોતાના સમૂહગત જીવન તથા પોતાના કૌમી પ્રશ્નોને તેના અસર અને આધિપત્યથી આઝાદ કરી લીધા છે, યા જેઓ આ ધોકામાં છે

કે બસ એક વખતે કલિમહ પઢીને અમે, અલ્લાહની જન્નતના હકદાર તથા આખિરતની ચિંતાથી મુક્ત થઇ જઇએ છીએ અને પછી સાંસારિક પ્રશ્નો તથા જરૂરયાતોના બારામાં અત્રે આઝાદ છીએ જેવી રીતે ચાહીએ તેનો ઉકેલ લાવીએ.!!*

*એ માનસિક ફેરબના એક દ્રષ્ટાંતનો ઉલ્લેખ કદાચ અનેકોને માટે જ્ઞાનવર્ધક બનશે, દેવબંધ વિદ્યાપીઠના હદીસના માજી અને મહુંમ ઉસ્તાદ હઝરત મૌ૦ સિરાઝ અહમદ સાહિબ રશીદી (રહ) એ એક દિવસે મિશ્કાત શરીફના સબક સમયે ફરમાવ્યું કે......ફલાણા સાહેબ જે દિવસોમા 'નુતન-શિક્ષણ'ની પોતાની દ્નવતનો ધ્વજ ધારણ કરી રહ્યા હતા, તેમણે મીરઠમાં એક વકતવ્ય આપ્યું જે મે પોતે સાંભળ્યું છે, તેનાં તેમણે વિખ્યાત હદીસ "મન કાલ લાઇલાહ ઇલ્લલ્લાહ દખલલ જન્નહ" પઢી સભળાવી પછી ફરમાવ્યુ કે જુઓ આ હદીસમાં સાફ એલાન કરી દીધું છે કે જે શખ્સ લાઇલાહ ઇલ્લલ્લાહનો ઇકરાર કરી લેશે તે જન્નતમાં જશે, ચાર એક વખતે અવાજ કહો "લાઇલાહ ઇલ્લલ્લાહ"। એ ઉપર બધા લોકોએ કહ્યુ લાઇલાહ ઇલ્લલ્લાહ ત્યાર પછી મૌસૂફે ફરમાવ્યું કે એ હદીસના ફરમાન અનુસાર હવે તમે બધા જન્નતી થઈ ગયા, આખિરતનો પ્રશ્ન તો ખતમ થઇ ગયો. હવે બસ આપણે દુન્યાની ફીકર કરવાની છે।.....

ગોયા એક વખતે ઝુબાનથી કહી લો કે અલ્લાહના વગર અમારો કોઈ મઅબૂદ નથી કોઇ આકા અને કોઇ મૌલા નથી, પછી તેની આજ્ઞાઓને લપેટીને તાકમાં મૂકી દીઓ અને આખી ઉમર સ્વતંત્રપણે દુન્યાની પુજા કરતા રહો એમ છતાં જન્નત આપણા બાપદાદાની, ખૂબ સમજ્યા હદીસને!!

તો બેશક એવા લોકોએ અમલી રીતે એ મુશ્કીલીમાંથી મુક્તિ મેળવી લીધી છે.। પરંતુ 'દીન'ની હકીકત જાણનારા' જાણે છે કે એ કાર્ય પદ્ધતિ ચાહે તો હિન્દુસ્તાની મુસ્લિમોની હોય અથવા તુર્કીના મુસ્લિમોના, બદ્દર હાલ 'દીન'માં સંગીન પ્રકારની 'તહરીફ' છે બલ્કે એક પ્રકારનો કોહ અને ભ્રષ્ટતા।

" વસ યઅલમુલ્લઝીન ઝલમુ અય્યે મુન્કલબિંયનકલિબૂન ".

[ મઝલૂમ થઇ જશે જેમણે (હુકૂકુલ્લાહ વગેરેમાં ઝુલ્મ કરી રાખ્યો છે કે તેમને કેવી જગ્યાએ પાછું વળીને જવાનું છે ]

તો દર હકીકત એ પ્રકારના લોકોને આસાર અમે સંબોધતા નથી, બલ્કે માત્ર તેનનેજ સંબોધીએ છીએ જેઓ દીની તકાઝાઓની સર્વ વ્યાપકતાને પણ જાણે છે, અને તેનને કાયમી તથા હમેશાની વસ્તુ હોવા પર ઇમાન અને યકીન રાખે છે, અને એટલા માટે જીવનની કોઈ શાખામાં કોઇપણ વખતે તેઓ દીની આજ્ઞાઓ અને સુચનાઓથી આઝાદ થવાને વ્યાજબી લેખતા નથી, અને એજ કારણથી ડગલે અને પગલે દીની સિદ્ધાંતો તથા પ્રેરણાઓ અને કૌમી હિતોની અથડામણોમાં ફસાએલા રહે છે. એ સાહિબો અગર વિચાર કરે તો અનુભવશે કે એ મુશ્કિલીની

જડમુન્યાદ કેવળ આ છે કે આપણે યુરોપથી આવેલી જીવન-વ્યવસ્થાને અને સમૂહગત પ્રશ્નો ઉકેલવાની પાશ્ચાત્ય પધ્ધતિઓને (ઘણું કરીને ગફલતથી યા પોતાને લાચાર સમજીને) સક્રીય સ્વરૂપમાં સ્વીકારી લીધી છે। અને દિલ તથા ઝુબાનથી તેને બુરી જાણવા અને કહેવા છતાં કિયામતના બનાવની જેમ એને એક એવી અનીવાર્ય વસ્તુ સમજીને કે જેનાથી બચી શકાય તેમજ

નથી તેને અપનાવી લીધી છે ! ! અને આપણો ઇરાદો આ હોવાને બદલે કે એ વ્યવસ્થાને તોડીફોડીને નવી (પણ વાસ્તવમાં પુરાણી) એક એવી વ્યવસ્થાની બુનિયાદ અને ઘડતર કરીએ જે આપણા દીની તકાઝાઓ સાથે પરસ્પર અથડામણમાં આવે નહિ બલ્કે તેને અનુરૂપ હોય હવે આપણી ઇચ્છા અને પ્રયાસ માત્ર આ છે કે કોઈ પણ રીતે આપણા દીની જીવન હેતુના રક્ષણ સાથે અને દીની સૂચનાઓથી દ્રોહ કર્યા વગર એજ વ્યવસ્થામાં આપણે પણ આપણું યોગ્ય સ્થાન કરી લઈએ ! હાલાંકે એ અશક્ય છે.

જ્યાં સુધી પ્રચલિત થએલી સાંસ્કૃતિક વ્યવસ્થા તથા રાજકીય બંધારણને તદ્દન છિન્નભિન્ન કરીને શુભ પાયા પર એની નૂતન રચના કરવામાં આવશે નહિ, સત્તાના પરિવર્તન અને અધિકારોની અદલાબદલી છતાં આપણી "દીની આજ્ઞાઓ" અને "કૌમી હિતો"માં એજ પ્રમાણે પરસ્પર વિરોધના અને અથડામણ રહેશે ! ખુલ્લી વાત છે કે યા તો દુન્યાનો નકશો આપણી 'દીની' અને 'મિલ્લી' માંગણીઓને અનુરૂપ બને યા પછી ખુદા ન ખ્વાસ્તા આપણે આપણા આત્મભાનને વિનાશીને આપણી વિશિષ્ટતાઓને ત્યાગીને અને દુન્યાના બીબા અનુસાર આપણી હસ્તી ઢાળીને તેમાં ફીટ થઈ જઈએ ! !—બસ એજ બે માર્ગો છે અને એ સિવાય કોઈ ત્રીજો માર્ગ કલ્પનામાં આવતો નથી જે મિલ્લતનો નકશો બની શકે. અને બીજી સુરતમાં અગર ઇસ્લામથી સંપૂર્ણ નહિ તો અમૂક પ્રકારની વિમૂખતા અને ભ્રષ્ટતા ઝરૂર છે એટલે એક મુસ્લિમ તરીકે આપણું માત્ર એક ધ્યેય અને આપણા સઘળા પ્રયાસોનું મૂળ નિશાન એ અને કેવળ એજ હોવું જોઈએ કે વર્તમાન સાંસ્કૃતિક અને રાજનૈતિક વ્યવસ્થામાં મૂળ પરિવર્તન થાય ! એ કાર્ય અશક્ય નથી, બેશક જેટલું મહાન છે તેટલુંજ મુશ્કેલ છે. અને આ એક સામાન્ય નિયમ છે કે કામ જેટલું મોટું હોય છે, તે તેટલુંજ સખ્ત પણ હોય છે, પરંતુ અલ્લાહ તઆલાની આયતો અને તેનાં વચનો પર ઈમાન યકીન રાખવાવાળા નબીઓના અનુયાયીઓનું સ્થાન આ નથી કે સાચા ધ્યેય અને સત્યમાર્ગની મુશ્કેલીઓ દેખીને તે તેનો વિચાર ત્યાગી દીએ અને દુન્યાની ભટકનાઓ સાથે અન્ય માર્ગો પર ભટકવા લાગે !

પછી એ ધ્યેય અને એ મંઝિલની પ્રાપ્તી માટે (તમારી અને અલ્લાહની વચ્ચે સત્ય સમજીને) આપ ચાહે કોઈપણ યોગ્ય કાર્યપધ્ધતિ અને પ્રોગ્રામ ઇખ્તિયાર કરો પરંતુ આ વાત આપને માટે અત્યંત ઝરૂરી છે કે ખુદ મુસલમાનોમાં સાચી દીની સમજ અને ભાન પૈદા થાય, દીનની ઝરૂરી કદર અને અગત્યતા તેમના હૃદયોમાં જીવંત કરવાં તેઓમાં દીની પ્રાણ ફૂંકવા અને સામાન્ય રીતે તેમને દીનની તઅલીમ અને તરબીયત આપવા, અને તેમની નીતિ ચારિત્ર્યોને મઝબુત ઇસ્લામી રીતે બનાવવાની પ્રવૃત્તિને આપ પોતાનું બુનિયાદી કાર્ય સમજો ! ! એના વગર આપ જે કોઈ પ્રગતિ સાધક યા બચાવકારક, કાનુની યા ગેર કાનુની પગલું એ પવિત્ર હેતુ ને માટે ભરશો તે ખોટું હશે, એજ અસલમાં સમાય તેવું છે, અને એજ નબીઓની સુન્નત છે.

સંપૂર્ણ

---

## ભૂલ સુધાર

પૃષ્ઠ ૧૭. નઝમની દરેક છઠ્ઠી લીટીમાં પાડનારો શબ્દ છપાયો છે તેને સુધારીને શબ્દ પાળનારો વાંચો. —તંત્રી.

## ડૉ. મોહમ્મદ અહમદ ઓટાવાલા



ઓટાવાલા ખાનદાનને સારૂપે ગુજરાત ઓળખે છે ક્રિકેટ આલમ પણ શેઠ હાજી અહમદ ઓટાવાલાને સારી રીતે ઓળખે છે. ડૉ. મોહમ્મદ ક્રિકેટર વાલિદના ક્રિકેટર અને સ્પોર્ટ્સમેન ફરજંદ છે. હાલી એમ બી. બી. એસની પરીક્ષા ૨૪ વર્ષની વયે તેમણે પસાર કરી છે હમેશ હસમુખ અને મિલનસાર સ્વભાવના અમારા એ શહેરી નવયુવાન ડૉક્ટર વધુ અભ્યાસ અને અનુભવ લેવા માટે ટુંક સમયમાં ઇંગ્લેન્ડ અને અમેરિકા તરફ પ્રયાણ કરશે. ખુદાપાક તેમની એ ઇચ્છાઓ પૂરી કરે અને કૌમી સેવાની તેમની તમન્નાઓ પૂરી કરે, આમીન

[ ફોટો બ્લોક : 'મુસ્લિમ-ગુજરાત'ના સૌજન્યથી ]

## એમ. એમ. પી. સ્વીકાર

### હોસ્ટેલ અને પ્લે ગ્રાઉન્ડ માટે.

મુહતરિમા બહેન હવાબીબી યુસુફ ઓટાવાલા તરફથી સીમેન્ટ–કોન્ક્રીટ બેંચ નંગ ૧૨.

શેઠ હાજી ઇબ્રાહીમ અહમદ મુરાદ સા. તરફથી ગેલ્વેનાઇઝ પાઇપનો 'સીંગલ બાર'.

" " " ગેલ્વેનાઇઝ પાઇપની સરકણી-ઝૂલા સાથે

### એમ. એમ. પી. હાઈસ્કૂલ ફાઇનલ પરીક્ષાનું પરિણામ.

એલીમેન્ટરી ગ્રેડ ૯ બેઠા પાસ ૫ [૪ મુસ્લિમ + ૧ હિન્દુ]

ઇન્ટરમીડીએટ ગ્રેડ ૬ " પાસ ૫ [બધા મુસ્લિમ]

### એમ. એમ. પી. હોસ્ટેલની જરૂરતો.

શુભેચ્છકો અને વાચકો જરૂરતો માટે કેટલીયે વાર પૂછપરછ કરતા રહે છે. સંસ્થાના સંચાલકો તે માટે એહસાનમંદ છે અને જમા ખાતેથી સંસ્થાની પૂરેપૂરી આવક હજી ચાલુ થએલી ન હોવાથી તેમજ વિશ્વ-યુદ્ધ કાળમાં સંસ્થાના માથે મોટું દેણું થઈ ગયું અને તેની પ્રથમ અગત્યતાને અગ્રસ્થાન આપવાની પોતાની ફર્ઝને માનતી હોવાથી પોતાની તાત્કાલિક જરૂરિયાત તરફ ગુજરાતના સખી રજાક મહાશયોનું ધ્યાન ખેંચે છે.

એમ. એમ. પી. સંસ્થા એકલા રાંદેર કસ્બાની નથી પણ સમસ્ત ગુજરાતની છે. છેલ્લા અર્ધી સદીના સમયે તે સિદ્ધ કરી આપ્યું છે. તે ફરી ફરી કહેવાનું ન હોય. નીચેની ઝરૂરતોમાંથી પોતાને ગમે તે વસ્તુ સખી વજૂહ અદરશો કરતે ક્રરમ લજાવે તોજ તાત્કાલિક પહોંચી શકાય. આ રહી તે ઝરૂરતો.

(૧) બીમાર વિદ્યાર્થીઓ માટેનો ક્વાર્ટરઃ–૧૦ બિસ્તરની સગવડ અને તબીબી સાધન સામગ્રી સાથેનો.

(૨) અખાડા ઉપર છાપરું:–કુસ્તી માટે અખાડો કાયમ છે પણ વર્ષા ઋતુમાં છાપરું તે ઉપર ન હોવાથી નકામો થઇ પડે છે.

(૩) ઇસ્માઇલજી પીપરડી હોસ્ટેલ બિલ્ડીંગના આગલા ભાગ માટે બે બાજુએથી જોઇ શકાય (રેલ્વે સ્ટેશનો ઉપર હોય છે) તેવુ મોટું ઘડિયાળ.

(૪) લોખંડના અથવા લાકડાના મચ્છરદાનીની ભગવવાળા મજબૂત પલંગ નંગ ૧૦૦.

(૫) કપડાં-લત્તાં, પુસ્તકો તથા ઝરૂરી વિદ્યાર્થીઓનો સામાન વ્યવસ્થિત રીતે મૂકી શકાય તેવા આલમારીઓ નંગ ૧૦૦ (ડિઝાઇન તૈયાર છે.)

(૬) લાકડાની ફોલ્ડીંગ ખુરસીઓ નંગ ૧૦૦.

(૭) એ. સી.-ડી. સી. ૭ વાલ્વ રેડીઓ ૧

## ધી પીપરડીવાલા એજ્યુકેશન સોસાયટી—

કેળવણીમાં વીકસતી જતી શાખાઓને વિકસાવવા માટે ઉપર્યુક્ત સોસાયટીની સ્થાપના થઇ ચૂકી છે. કેળવણીના દરેકે દરેક ક્ષેત્રમાં મુસ્લિમો પ્રગતિ સાધે તે મુખ્ય ધ્યેય રાખવામાં આવ્યો છે. ધારા ધોરણો વિગેરે ઘડાઈ વિચારણા થઇ રહી છે. મુખ્ય ઓહદેદારો નિચે મુજબ ચૂંટાયા છેઃ–

પ્રમુખઃ–મી૦ આઝમ મોહમ્મદ આઝમ ઇસ્માઇલ

ઉપપ્રમુખ.–મી૦ કાસિમ અહમદ આઝમ ઇસ્માઇલ.

ઓન. સેક્રેટરી.–મી૦ આરિફ આઝમ ઇસ્માઇલ એમ. એ.

જોઇંટ " :–મી૦ આઝમ ઇબ્રાહીમ ઇસ્માઇલ

મેનેજીંગ કમીટી.–(૧) પ્રમુખ (૨) ઉપપ્રમુખ (૩–૪) ઓન. સેક્રેટરીઓ (૫) મી૦ ઇસ્માઇલ મોહમ્મદ આઝમ ઇસ્માઇલ (૬) મી. હાજી યુસુફ અહમદ આઝમ ઇસ્માઇલ.

મજકૂર સોસાયટી તરફથી રાંદેરના મદરેસાઓ અને સ્કૂલોના વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ અર્થે એક 'સ્પોર્ટ્સ' આ માસની આખરીએ યોજવાના ચક્રો ગતિમાન થઇ રહ્યાં છે. દેશી અને પરદેશી રમતોને તેમા સ્થાન અપાશે. રાંદેરની દીની દુન્યવી સંસ્થાઓના વિદ્યાર્થીઓ નાતજાતના ભેદ વિના સહકાર કરે.

## એમ. એમ. પી. 'ફીઝીકલ ડે'

શનિવાર, તા. ૨૧-૧૨-૪૬ના દીને એમ. એમ. પી હાઇસ્કૂલ, રાંદેરના વિદ્યાર્થીઓએ 'ફીઝીકલ ડે' ઉજવ્યો હતો. ધી રાંદેર ઇલેક્ટ્રીક સપ્લાય કું. લી.ના એન્જીનીયર અને મેનેજર

[અનુસંધાન ટાઇટલ ૨જું.]

## સંયમતા

(નઝમ)

એ મહેનત કરીને કરે છે ગુજારો,
ભલેને નથી કોઇ એનો સહારો,
એ કરતો નથી છળ કપટના વિચારો,
સદાચાર ને બસ સદા ચાહનારો,
વધુ પ્રાણથી એને ઇમાન પ્યારો
અગર જે હશે દિલ સંયમ પાડનારો.

કસોટી બહુ થાય છે એની જગમાં,
વહે હક તણું ખૂન જેઓની રગમાં,
પડે બેડીયો સત્ય વકતાના પગમાં,
અને કષ્ટ આવી પડે છે અલગમાં.
છતાં લેશ મુખથી કરે ના લવારો,
અગર જે હશે દિલ સંયમ પાડનારો.

બુરૂં થાય સમજે છે સારાના માટે,
ખીલે, ફૂલ કંટક સહારાના માટે,
વમળ ખાય મોજાં કિનારાના માટે,
રવિ આથમે ચાંદ તારાના માટે
એ જાણી કરે છે જીવનમાં સુધારો
અગર જે હશે દિલ સંયમ પાડનારો

દુઃખોથી જગે જાણવાનું મળે છે,
દુઃખી અન્યનાં દુઃખ સત્વર કળે છે.
સુખીને પડી શું દુઃખી ટળવળે છે,
દુઃખીને દુઃખીથી દિલાસો મળે છે,
એ સમજે સમય ના રહે એક ધારો,
અગર જે હશે દિલ સંયમ પાડનારો.

લખ્યું ભાગ્યનું કંઇ ટળી ના શકે છે,
ઇચ્છાઓ મુજબ સૌ મળી ના શકે છે,
ગગન ચાલ ભેદી કળી ના શકે છે,
ફકીરોને દુન્યા છળી ના શકે છે.
પુરૂષાર્થ પર એ મરી ફીટનારો,
અગર જે હશે દિલ સંયમ પાડનારો.

બદી કેરા પંથે કદી નવ વિચરજે,
દિલે ખ્યાલ સારા હંમેશા સંઘરજે,
ના માલિકની બંદગીને વિસરજે,
ના "મુજરિમ" બને કામ એવા તું કરજે.
નિરંતર રહે નેક એનાં વિચારો,
અગર જે હશે દિલ સંયમ પાડનારો.

—'મુજરિમ' જેતપુરી.

# • આપણા મુશાયરા •

લેખકઃ-મોહિનીચંદ્ર

છેલ્લા થોડા સમયથી અમદાવાદમાં મુશાયરા ઠીક ઠીક પ્રમાણમાં પ્રચાર પામ્યા છે. તેના પ્રધાન હેતુ લોકમનરંજનનો-ફલિતાર્થ-આમપ્રજાને (અદ્યતન) કવિઓની કવિતાઓમાં રસ લેતી કરવાનો છે 'મુશાયરો' શબ્દ મુસ્લિમ કવિઓની ઉર્દૂ બેતો-વાક્ચાતુર્યદર્શક-ની મહેફિલ માટે સામાન્યતઃ સયોજાયેલો હોવા છતાં, હિંદુ કવિઓ તેમાં ભાગ પડાવી કોમી હિંદુ-મુસ્લિમ એકતાના પંથમાં એક પગલું આગળ વધી રહ્યા છે. આ લખાણનો ઉદ્ભવ તો ગઇ તા. ૯-૧૨-૪૫ને રોજ શ્રી રતનપોળ યુવક મંડળ તથા શ્રી આદર્શ યુવક મંડળ તરફથી શ્રી રામનારાયણ પાઠકના પ્રમુખપદે ડોસીવાડાની પોળમા યોજાએલા મુશાયરા સાથે સ્થાનિક કવિઓએ કરેલા અસહકારથી સાંપડેલી નિરાશામાંથી થયો છે. પ્રસ્તુત મુશાયરા અગાઉ એલિસબ્રિજ ખાતે થોડા થોડા સમયાંતરે બે મુશાયરા થયા હતા; બન્ને મુશાયરાઓમાં સ્થાનિક કવિઓએ પોતાનો ગણનાપાત્ર હિસ્સો નોંધાવ્યો હતો; એ મુશાયરાઓની સફળતા મુસ્લિમ કવિઓની જબાનને આભારી હતી; ત્યારપછી ગયા અષાઢ શુદ ૬ને રોજ ટાઉન હોલમાં મુસ્લિમ બિરાદરો તરફથી શ્રી 'શયદા'ની રાહબરી નીચે એક મુશાયરો ગોઠવવામાં આવ્યો હતો; તેમાં, ભાગ લેવા માટે સ્થાનિક હિંદુ કવિઓને નિમત્રણો પાઠવવામાં આવ્યાં હતાં.

ત્યારપછીનો મુશાયરો તે આ ડોસીવાડાની પોળમાં યોજાયો તે. તેમાં સ્થાનિક હિંદુ કવિઓને, સદ્ભાવપૂર્વક, તથા ઘણા આગ્રહ અને માન સાથે બોલાવવામાં આવ્યા હતા; ઉપર દર્શાવેલાં મંડળો તરફથી ત્રણેક નવયુવકોએ જાતે પરિશ્રમ લીધો હતો; છતાં એક જાણિતા કવિએ તો આ યુવકોને એવું કંઈક સંભળાવી દીધું કહેવાય છે કે "અમે કવિઓ તમે લોકો આવા મુશાયરા ગોઠવો તેમાં ભાગ લેવાના નથી. એ અમને સ્વમાનહીન લાગે છે : અમે પોતે-કવિઓ ગોઠવીએ તેમાં ભાગ લઇશું" આ ઉક્તિનું સમર્થન કઇ રીતે થઇ શકે છે તથા તેની ઉચિતતા કઇ રીતે ઘટાવી શકાય છે !

આપણે લોકભોગ્ય કવિતાની ભૂખ પાડતા હોઇએ, આપણી કવિતાને આપણા ઘરના ખૂણે દાટી ન દેતાં, આપણા મેડામા ડૂચો મારી કચરી ન નાખતાં, વિશાળ જનતાની વિરાટ જીભ ઉપર તેને રમતી મૂકવા ઇચ્છતા હોઇએ, તો આપણે અલબત્ત, સ્વમાનભેર આવાં યુવકોમાંનાં મડળોમાં એટલે પ્રજા પરી સાફ દિલથી જવું જોઇશે, અને આપણી કવિતાની મહેફિલોમાં પ્રજાને રસ લેતી, રસપાન કરતી કરવી પડશે જે સંસ્થા તરફથી મુશાયરો થવાનો હોય તે જ સસ્થાના જવાબદાર હોદ્દેદારો એક કવિને ત્યાં જઈ ચારપાંચ ધક્કા ખાઈ એ કવિને મુશાયરામાં ભાગ લેવા નિમંત્રી વિનવણી કરે; છતાં પણ એ કવિને આ મુશાયરામા ભાગ લેતા જતાં સ્વમાન આડુ આવતું હોય, તો આ 'સ્વમાન' કયા પ્રકારનુ છે, તે મારી સમજમાં ઊતરતું નથી : હું તો એમ નમ્રતાપૂર્વક માનું છુ કે આપણા કવિઓ પોતે મુશાયરો યોજે અને તેમાં કવિઓ પોતે ભાગ લે, તેના કરતાં આવા યુવકોનાં મડળો અથવા પ્રજાકીય સસ્થાઓ તરફથી મુશાયરાઓ યોજાય અને તેમાં આપણા કવિઓ સ્વમાનભેર જાય એ વધારે ઇચ્છવાજોગ છે, એટલું જ નહિ, પરતુ પ્રથમ કરતાં આ બીજું વિશેષ માનાસ્પદ વિશેષ ઉચિત તથા કવિઓએ પોતે જ વધારે પ્રસન્ન થવા જેવુ

ઇચ્છવા લાયક છે; કારણ તેથી આવા મુશાયરાઓની અગત્ય પ્રજાના નવયુવકો પોતે સમજતા થયા છે અને પોતાની કવિતામાં તેઓ આટલો ઊંડો ચિરાનુરાગ ધરાવે છે. એ ફલિત થાય છે તે સિવાય આવા મુશાયરામાં ન આવવાની આગ્રહ કરવી (કહે છે કે કવિઓ જરૂરી તથા આવા બહુ. હોય છે, તેનો એ નમૂનો) એ કવિઓના જ ઊગતા પગમાં કુહાડાઘાત કરવા સમાન છે.

બીજો એક વિચાર સૂઝે છે. મુસ્લિમ શાયરોમાં વાક્ચાતુર્યનું તત્ત્વ વધુ પ્રમાણમાં હોઇને પ્રજાને લડાવી (બ્હેલાવી) શકે છે. અદ્યતન હિંદુ કવિઓમાં તે તત્ત્વ ન હોવાથી તેમની કવિતાઓ લોકભોગ્ય નીવડી શકતી નથી. આપણા જુના કવિઓમાં જે પ્રસાદ છે તે આપણને અદ્યતનોમાં ઘણા જ અલ્પાંશે સાંપડે છે. પણ તેમાં નિરાશા શા માટે? છંદોબદ્ધ કવિતાને અર્થગ્રહણની દ્રષ્ટિએ વાંચવાની ઢબ આપણે કેળવીએ તો અનુભવથી તેમાં પણ રસ આપણે લઇ શકીએ છીએ અને તે રીતે પ્રજા સમક્ષ આવી કવિતાઓનું વાંચન કરવામાં આવે તો પ્રજાને પણ તેમાં ક્રમશઃ રસ લેતી કરી શકાય. મારી તો એવી માન્યતા છે કે આવા મુશાયરાઓમાં ગેય સાથે આવી છંદોબદ્ધ કવિતાઓનું વાંચન જો રાખવામાં આવે, તો પણ પરિણામે સફળ નીવડે; ફક્ત વાંચનારાઓને તેમાં ફાવટ હોવી જોઇએ (આવી છંદોબદ્ધ કવિતાઓ કેમ વાંચી શકાય-અર્થગ્રહણની ઢબે, તે માટે દર બુધવારે 'કુમાર' કાર્યાલયમાં મળતી કાવ્ય સભામાં થોડો વખત હાજરી આપવાની જરૂર છે)

મારી જાણમાં એવા કેટલાક કવિઓ છે કે જેમને પાદપૂર્તિની રચના ફાવતી નથી. આ કવિઓને જાહેરમાં ગાવાનું ગમતું પણ નથી. હું તો તાદાત્મ્યપૂર્વક એમ માનું છું કે કાવ્યનિર્મિતિ એ કવિનું ક્ષેત્ર છે ખરું, પણ તે અપૂર્ણ છે કાવ્યગાન તેની સાથે ઉમેરાય ત્યારે જ તે પૂર્ણ બને છે. કવિનું સાચું લક્ષ્ય-Mission સ્વકાવ્યગાન સાથે જ પરિપૂર્ણ બને છે. માટે કવિએ કાવ્યરચના કૌશલ્ય બાદ ગાનનૈપુણ્યની કળા પણ હસ્તગત કરવી જોઇએ. આદિ કવિ વાલ્મિકિએ સ્વનિર્મિતિ રામાયણનો પ્રચાર ગાઇનેજ કર્યો હતો આપણાં કવિ માર્તણ્ડ સ્વ૦ ન્હાનાલાલે ૭૦ વર્ષે જાહેર સમારંભમાં ગાવાનો સંકોચ નહતો રાખ્યો. આપણા કવિઓ કાવ્યનિર્મિતિ સાથે કાવ્યગાનનો મર્મ નહિ સમજે તો તેમની રચનાઓ તેમની કારકિર્દીમાં તો લોકભોગ્ય થવાનો સંભવ નથી; પરંતુ તેમના સમય બાદ પણ તેમની રચનાઓમાં સ્થાઈ તત્ત્વ વિશેષ ન હોવાથી તે ભુલાઇ જવાનો મોટો સંભવ છે, આ કારણે પણ આવા મુશાયરાઓમાં પાદપૂર્તિના વાચન સાથે સ્વતંત્ર કાવ્યવાચન કે ગાનનો ક્રમ પણ રાખવો શ્રેયસ્કર છે.

મુખ્ય હકીકત તો એ છે કે કાવ્યનિર્મિતિમાં કવિ જેટલો મોકળાશ અનુભવતો લાગે છે, મુક્ત ઉડ્ડયન કરે છે, તેટલોજ એ જાહેરમાં સંકોચ અનુભવતો હોય છે. આનું કારણ શું? કવિ સંકોચશીલ પ્રાણી છે એમ જો કોઈ કહે તો હું એને સામો જવાબ આપું કે તમે કવિની નિંદા કરો છો. કવિએ પોતાનો કંઠ મોકળો રાખી અફાટ સાગરની જેમ પોતાનું ગીત પૃથ્વી ઉપર રેલ્યા કરવું જોઇએ. ચાર દીવાલોમાં ભરાઇને, એ જડ દીવાલો સાથે પછડાતા પોતાના ગીતના જડ પ્રત્યાઘાતોને અનુભવતો તથા મનમાં મકાતો ને મનમાં રંડાતો અને તેથી ક્ષણિક પ્રસન્નતા અનુભવતો પામર સંકોચશીલ પ્રાણી એ કવિ ન હોય.

કવિ એટલે જ પોતાની ઉદાત્ત, વ્યાપક અને અપ્રતીમ આત્મીયતાને સુંદર શબ્દોદ્વારા સુભગ અને લલિતમધુર રીતે વ્યક્ત કરનાર—સૃષ્ટિ ઉપર પોતની ઉજ્જ્વલતાને રેલાવી ધરાના મૂળમાં અભિસિંચન કરનાર અને એ રીતે પારમાર્થિક સંદેશો—High mission—આપનાર નરપુંગવ એને સંકોચ શો ! એ સંકોચ રાખે તો પોતાની જ જાતને હણે આપણા સ્વ૦ કવિ ટાગોર ગાનામાં મગરૂરી લેતા હતા. ગૂજરાતના દલપતરામ, પ્રેમાનંદ વગેરે કવિઓએ સ્વકાવ્યો ગાઈને જ લોકમન-રંજન પ્રાપ્ત કર્યું છે.

એક જ દાખલો બસ થશે થોડા સમય પહેલા સ્થાનિક લેખકમિલનની બેઠકમા એવી ચર્ચા થઈ હતી કે સ્થાનિક એક એક કવિ પાસે એક એક કૃતિ તે ગવડાવવી-જૂ કગવવી આવો કાર્યક્રમ મિલનની ખુલ્લી બેઠકમાં પેશ કરવો (નવલિકા કે નાટકના વાંચનની પણ વાત થઈ હતી.) ગોચની મિના એ છે કે સ્થાનિક કવિઓના વધુ પડતા અનિચ્છવા જોગ સંકોચના કારણે આ કાર્યક્રમ ઉગતાં જ કરમાઈ ગયો, આથી વિશેષ મહત્વનુ અન્ય કારણ એ છે કે કવિઓના પ્રતિનિધિરૂપ ગણતા મોટેરાઓ પોતે જ જનતા સમક્ષ ગાનામા નાનમ લેખે છે જ્યારે તેઓ ઇતર નાનેરાઓને ગાવ માટે ઉદ્બોધન કરે છે પરિણામે ગાડી સાસરે ન જાય અને ગાડીને શિખામણ દે એવો ઘાટ થયો છે દાખલો બેસાડનારે પોતે જ દાખલો બેસાડી આપવો જોઇએ, તો જ માગ નીકળે

'જ્યોતિર્ધર"માંથી (ટૂંકાવીને)

એક માણસ પોતાના મિત્રનો મેહમાન બન્યો વહેલી સવારે મેહમાનને મિત્ર સાહેબની ગેરહાજરીમા નોકરને કહ્યુ કે "કાંઈ વાસી ખાણુ હોય તો લઈ આવો, નાસ્તો કરી લઉં." નોકરે બેહુદો જવાબ આપ્યો કે "મિયા, અહીં તો એ રીવાજ છે કે, ન વાસી વધે, ન કૂતરો ખાય." બીચારા પરોણાને ઘણી લજ્જા ઉપજી, અને ચૂપ રહી ગયો.

* * * * *

એક બુઝુર્ગના ઘેર બે માણસો એકજ નામના આવી મેહમાન રહ્યા. બન્ને બરાબર ખાટલા પર ઊંઘતા હતા બેઉ સાહેબોના નામ અબ્દુલ ગફૂર હતા. સંજોગ વશાત તેઓ-માંથી એક સાહેબ સખત માંદા પડયા એક દીવસે જ્યારે તેની સ્થિતિ ઘણી ખરાબ હતી, ત્યારે બીજા અબ્દુલ ગફૂર પોતાનો ખાટલો ઉપાડી ચલી નીકળ્યા, અને તે જગ્યાએ ઊંઘવુ છોડી દીધુ. જ્યારે તેનાથી પૂછપરછ કરવામાં આવી કે "કેમ મૌલવી સાહેબ, આપે અહીં ઊંઘવુ કેમ છોડી દીધુ ?" મૌલવી સાહેબ બોલ્યા "વાત એમ છે કે, મને આ વિચાર આવ્યો કે, અમે બેઉ એક નામના છીએ, અને હવે બીજો અબ્દુલ ગફૂર મરણતોલ છે, બનવાજોગ છે કે, મલેકુલ મૌત ભૂલથી તેના બદલે મારી રૂહ (આત્મા) કબજે કરી લે !'

* * * * *

# ઉઠ ઉભો થા !

૧

ઉઠ ઉભો થા તુજ બાળ રડે છે
એના જીવને તણખા ઝરે છે.
રખડી ભટકી ભૂખે મરે છે
અન્યાય શમશીર ગળા પરે છે.
એના ઉન્હાં આંસુ લૂંછી નાખ.
ઉઠ, સત્વર અન્યાય ભૂંસી નાખ.

૨

ઐશો-ઇશરત મોજ તજી દે
વૈમનસ્ય વૈર-ઝેર તજી દે
ધન દોલતનો મોહ તજી દે
સુખ તજી આરામ તજી દે
આફત • વાદળ પીંખી નાખ.
દુશ્મન ઘટા તું પીંખી નાખ.

૩

મુસ્લિમ હૃદયનું ગાન બનીને
સુસ્ત મુસલમાં જાન બનીને
કોમ પર કુરબાન બનીને
વરસી પર તૂફાન બનીને
ચેતન નવ જોગ જગવી નાખ
વ્યોમ ને તું ભોમ હલવી નાંખ.

૪

મંઝિલ તારી સુની પડી છે.
કાળી ઘટા ઘનઘોર ચડી છે.
હૈયે હોળી દુઃખની બળી છે.
કર્મ સુની તુજ નાવ ખડી છે.
કર્મ યોગી બન નાવ હલ્સી નાંખ
ભારત વર્ષ આઝાદ કરી નાંખ.

૫

કુદી પડ તું આગ બનીને
કિર્તિ-જીવન સુવાસ બનીને
ઇખ્લાસ મહોબ્બત વાસ બનીને
મુસ્લિમોનો દાસ બનીને
દાસત્વ તારૂં દાખવી નાંખ
કર્તવ્ય સફાળો સ્મરી નાંખ.

૬

પ્રતિક્ષા કરે છે પ્રગતિ તારી
ઉછળ તું તુજ લોહી ઉછાળી
કર પસારો સંકટ ટાળી
ચરણો ચૂમશે વારી વારી.
શૌર્ય તુજ સાગર ઉલટી નાંખ.
તુજ જીર્ણ દેહને પલટી નાંખ

૭

આઝાદીનો ઝંડો ઉઠાવી
ગુલામી બંધનો તોડી ફગાવી
દિલ' ને જીવન એક બનાવી
પગલે પગલે શકિત બીછાવી
વીરલ તુજ વીરહાક કરી નાંખ.
હોંકાર મહીં વનરાજ ભરી પાંખ

૮

યાદ કર એ જીવન તારૂં
શૌર્ય તારૂં યૌવન તારૂં
આઝાદ વિલાસી ભૂવન તારૂં
સંસ્કૃતિ ઉષા ગુલશન તારૂં
ગેંદ અસિ કંઇ યાદી નાંખ
સ્મૃતિ જુની સ્ફુરી નાંખ.

—'બેદિલ' (ઉપલેટા)

# જીવંત-જંવાળા

લેખક : "ઈજત" પોરાજવી

—: (૭) :—

આકાશ ગાજતું હતું, મેઘલી રાતના શાન્ત સામ્રાજ્ય વચ્ચે ઝરમર, ઝરમર, વરસી રહેલાં વરસાદનાં ધીમાં ધીમાં ઘનગંનાદને સાંભળી શિરાઝની હૃદય વ્યાકુળતા જાગૃત થઇ રહી હતી, અત્યારે એ સુતો હતો, સુતાં સુતાં પણ વિચારોની સૃષ્ટિમાં આનંદ લેતી એની કલ્પના અશ્વ પર આરૂઢ થઇ ક્યાંની ક્યાં નીકળી ગઈ હતી. કલ્પનાની આ ઉચ્છૃંખલતા અત્યારે એને નહોતી ગમતી, એના વર્ચસ્વ હેઠળ જઇ સ્મૃતિનુ દર્દ નહોતું જોઇતુ એટલેજ એ આંખોની પાંપણોને બીડાએલીજ રહેવા દઇ ઉંઘી જવાની પ્રવૃત્તિમાં હતો, પણ હૃદયમા ધબકી રહેલા નિઃશ્વાસો, નિરાશા ને દર્દ ખીલી ઉઠ્યાં હતા, આ સુસવાતા વાયુના સન્નાટામાં, આવા મંદ ને ને મીઠાં વરસાદમાં!

સણ, સણ કરતી દડાં સમીરની સરી આવતી એક રમ્ય લહેર સાથે દૂર દૂરથી ટહુકેલા મયુરના મીઠાં ટહુકારનો ગુંજારવ ગૂંજી ઉઠ્યો

મેં...આ...ઉ,

વિજળીના ચમકારા પેઠે એની આંખો ઉઘડી ગઇ, અંધકાર ભેળો રહેવાનુ ઉચિત નહિં માની બત્તી પ્રગટાવી બેઠો થયો, ઘરના ખુણે ખુણે ખખડાય પડેલી યાદીને જોઇ એ કમ્પી ગયો, ઘરના કણે કણમા, એના અણુંએ અણુંમાં વિતેલાં જીવનની વાતો ગૂંથાઇ હતી બારી-બારણા પર ઝુલી રહેલા તોરણોની સર્જક એવી એની જીવન સહચરી સલીમાની સુવાસ આજે ખીલી ઉઠી હતી, એની આંખોએ જોયુ ઝુલી રહેલાં તોરણોની મનોહર કળામાં એની સહચરીની તસ્વીર એને દેખાઇ.

આહ! આવી જબ્બર શૂન્ય ભયાનક રજનીમાં અંતરના ઉંડાણેથી ઉઠેલી, આહ, ઘરની દીવાલો સાથે ટકરાઇ ઉઠી

પ્રેમનું સ્વામિત્વ માનવને રીઝવે છે, રમાડે છે જીવનમાં રાગ સુખની પ્રફુલ્લતા પણ પ્રગટાવી દે છે પણ એજ પ્રેમ વિરહના વખતે એને બાળે છે, જલાવે છે, એના દેહમાં એક જલદ દાહ દઇ એના જીવનમાં જીવતાંજ મૃત્યુની કારમી વેદનાનો દાવાનળ ચેતાવી દે છે.

પ્રેમઘેલો શિરાઝ અત્યારે પ્રેમ પાછળ રહેલી વિરહ જવાળામાં જલી રહયો હતો, મહીનાઓ થયાં યાદીને ભુલી જવા મંથન કરી રહયો હતો છતાં એની મૃત પત્નિ સલીમાની સ્મૃતિને વિસરી શકતો ન હતો, ઘરના એક એક દ્રવ્યમાં સલીમાની યાદ સમાઇ હતી અને જ્યારે એ ઘરમાં પ્રવેશ કરતો ત્યારે સલીમાની યાદ તાજી થતી ને એનું સુકોમળ હૈયું દર્દથી તડપી જઈ રડી પડતુ, આ રીતે હમેશાં બળ્યું ઝળ્યું રહેતું એનું હૈયુ આજ પણ એને હાથ ન રહયું એની આંખડીઓની બન્ને પ્યાલીઓ છલકાઇ ગઇ.

બહાર ઝીણો વરસાદ વરસી રહયો હતો. અહિં જાણે એના હૃદય આકાશ પર કાળા ઝેમર જેવા વાદળ ઢંકાએલા હોય ને ભીષણ કડાકા સાથે ક્ષણે ક્ષણે ગર્જી રહયાં હોય એવો ભાસ થતો હતો.

—:(૮):—

"શું કરું ગયમું ! હવે તો કેમે જીવને આરામ મળતો નથી, દિવસ રાત સલીમાની યાદ દિલને પરેશાન કરી રહી છે, ઘરની પ્રત્યેક વસ્તુમાં, દરેક ચીજમા, હરેક જગ્યામાં

સલીમાના સ્મરણની સુવાસ ભરી છે, એ સુવાસ મારા અંતરમાં હર પળે આગ રેડી દે છે, એને જોતાં હજારો ડંખો ખૂંચવા લાગે છે......હું શું કરું ? સલીમા વિના કેમ જીવું યમુ ?"

યમુનું નામ યમુના હતું, શિરાઝને એ બન્ને કોલેજમાં સાથેજ ભણ્યા હતાં, ને ત્યારથીજ થએલો પરિચય હજુ સુધી મક્કમ રહ્યો હતો. ઘણી વખત એ શિરાઝ પાસે આવતી, કેટલીક વાર શિરાઝ પણ એના ઘરે જઈ ચઢતો ને ઉભય ઘણી ઘણી વાતો કરી રસ માણતા.

આજે પણ આ રીતેજ યમુના આવી હતી, પોતાના હૃદયની નબળાઈ કોઈની સમક્ષ વ્યક્ત કરવાની શિરાઝને ટેવ નહોતી, ગમે તેવી વિકટ વ્યથા હોવા છતાં એને હૃદયમાંજ સંઘરી રાખી એ હસતા વાર્તાલાપ કરી જઈ એના દિલના દર્દને બીજાની દૃષ્ટિથી છુપાવી જતો, છતાં આજના પ્રસંગમાં એની હૃદય વ્યથાને યમુના સમક્ષ ન છુપાવી શક્યો, ને અશ્રુભીની આંખે એના દિલના દર્દને કહી ગયો.

યમુનાની આંખ સજળ. એના હૈયે કંઈક વિમાસણ અનુભવી, પર્ણોના ગુંચવાડાને ઉકેલી સમીર જેટલી ઝડપે પ્રત્યુત્તરો વાળતી, એની વાચા આજ જીવનમાં જાણે પહેલીજ વાર અટકી પડી હોય એમ લાગ્યું ને પોતાના હૃદય સાથેજ એ પ્રશ્ન કરી ગઈ

"શું કહું ? શો જવાબ વાળું ! શી સલાહ આપું !"

એ કંઈ નક્કી ન કરી શકી, માત્ર મૌનજ ઉભી રહી.

"કંઈ રસ્તો બતાવને યમુ ? જો આમજ રહ્યું તો હું મરી જઈશ......" શિરાઝની લાગણી આજે બેકાબુ બની હતી, અશ્રુ ભરેલી આંખે ફરી બીજો પ્રશ્ન એ યમુના પાસે ધરી દીધો.

"આ શું કરો છો ? રડો છો શા માટે ! અરે એવી તે આ કંઈ વાત છે જેમાં આટલા મૂંઝાઈ ગયાં છો !" અકથ્ય ભાવે એ પ્રત્યુત્તર વાળી ગઈ "તો શું કરું ?" થોડી નિરાંતનો શ્વાસ લેતા શિરાઝે પૂછ્યું.

"આ ઘરનો ત્યાગ કરી દો, મનને બીજી દિશાએ વાળી દો, તો જીવનને શાન્તવન પ્રાપ્ત થઈ જશે, યાતનાઓ મરી જશે!"

"પણ સલીમાની ન્યૂનતા કેમ ભુલાશે ?" વિરહના ઉન્માદમાં શિરાઝે હૃદય વેદનાની વાતને સ્પષ્ટ કરી દીધી.

નિરંકુશ મહેરામણના ઉછળતા મોજાને જોઈ શરીર ઝણઝણી ઉઠે, એમ યમુનાનું આખુય શરીર ઝણઝણી ઉઠ્યું.

પ્રત્યુત્તર સાંભળી ઉત્સુક થએલા શિરાઝે યમુના તરફ જોયું એના દેહની પ્રત્યેક ક્રિયામાં નવું જોમ, નવું ચેતન ઉછળી રહ્યું હતું, મસ્તી, જવાની તાલાવેલી ને તૃષા એની નજરોમાં ઝગમગતાં હતાં

"મારે આશ્ચર્યથી જુવો છો ને શું ?" સ્ત્રી સુલભ સહેજ શરમથી શરમાતાં ધબકતા હૈયે યમુનાએ પૂછ્યું.

શિરાઝના હોઠ પર આછું સ્મિત ફરક્યું ઘણા દિવસો થયા શુષ્ક રહેલા હોઠ આજે હાસ્યથી છલકી ઉઠયાં

"ઠીકજ કહ્યું યમુના તેં ! આ ઘરને છોડતાં જરૂર સ્મૃતિ લુપ્ત થઈ જશે. નવા ઘરમાં નવું જીવન, નવું તેજ ને નવી દુન્યા વસી જશે હાં ? "હાસ્તો!" યમુનાએ ટૂંકો જવાબ વાળ્યો, શિક્ષણ સંપાદન કરી સુસંસ્કારથી વિભૂષિત થએલાં બન્ને હૈયાંઓ

પરસ્પર નેત્ર સંજ્ઞાથીજ ભાવિ જીવનની વાતો કરી છૂટા પડયા, મયમુનાને જતી વખતે શિરાઝે કહયું, "મયમું કાલથીજ જો, સામેના મેદાન ઉપર એક સુરમ્ય અને મારી સ્મૃતિઓને દબાવી દે એવું સુંદર નવું ઘર બનાવવાનું કાર્ય શરૂ કરાવી દઇશ પછી તો નવું ઘર, નવું જીવન ને સઘળું નવુ નવું, હા, હા" શિરાઝે હસતાં હૈયે મયમુનાને વિદાય આપી, પાછો એના ઘરમાં આવીને બેઠો, આજે એ અત્યંત આનંદિત હતો.

—:( ૩ ):—

નવા ઘરનું ચણતર કાર્ય શરૂ થઇ ચૂકયું હતું, અનેક શ્રમજીવીઓ એના સર્જન માટે પોતાનો પરસેવો પાડી રહયા હતાં, મસળેલા અનારના શરબતની જેમ એમના યૌવનનો શ્રેષ્ઠ સમય એ આકાંક્ષી જીવોના જીવન આનંદ ખાતર મસળાય નવા ઘરના સર્જન પાછળ રોકાયો હતો

કોઇના ઐશ્વર્ય કાજે ઊંચી ઊંચી મહેલાતોને ઉભી કરી દેનારા આ શ્રમજીવીઓ પોતાના ઐશ્વર્યને કાજ નહિં, પણ જીવન જીવવા માટે કે એમના જીવનની દારિદ્રયતાને ઢાંકી દેવા એક નાનું સુંદર ઘર પણ બનાવી શકતા નથી, એમનુ નિવાસસ્થાન દુર્ગંધથી ભરપૂર એવા જર્જરીત મકાનોમાં કે પછી હવા ઉજાસ વિનાની ગંદી ચાલીમાંજ વધુ ભાગે રહેતું હોય છે, આવી અસમાન ભાવના પર રચાતાં આવા ગગનગામી મકાનોમાં વસ્તુતઃ શોષિતોનું શોણિતજ ભર્યું હોય છે

શિરાઝના હૃદયની ભિત્તરમાં શ્રમજીવીઓ પ્રત્યેની સહાનુભૂતિ ઘણીવાર ઉછાળા લઇ લેતી પરંતુ મુડીવાદી સમાજ રચનાની વ્યાપક વ્યવસ્થાના ઉંડા ઉતરેલાં મૂળને જોઇ એ મધ્યાહનની જેમ મૌનજ રહેતો. નવા ઘરના પ્રારંભ સાથે રોજ મયમુના શિરાઝને ત્યાં આવતીજ રહી, કયારેક સવારે, કદી બપોરે, તો કોક, કોક, દિ રાત્રિએ પણ આવીને નવા ઘરનાં નકશાને જોતી, ને એમાં પ્રત્યેક કલાત્મક સ્વરૂપોને મૂર્તિમંત કરવાનો શિરાઝને આગ્રહ કરતી.

—:( ૪ ):—

સૌન્દર્ય તરસી આંખોની પ્યાસ બુઝાવી રહેલો શિરાઝ એની મૃત પત્નિ સલીમાની પ્રતિછાયા મયમુનામાં જોઇ રહયો હતો, મયમુનાની ખુશ્બુમાં સલીમાની સુવાસ મહેકતી હોય એવો એને ભાસ થતો, જેથી મયમુનાના મન માફકજ એ નવા ઘરનુ કાર્ય કરાવતો, અને જયારે એ મયમુનાની ગેરહાજરીમાં એકાંત મેળવતો ત્યારે નવાં ઘરના ચણતર કાર્યને નિરખતો એને જોતાં કેટલીએ આશાઓ, કેટલાએ સુખોની કલ્પના, એના જીવન સાગરમાં છોળો ઉછાળી દેતી, ભાવિ સફળતાનું ઉજ્જવળ ચિત્ર નવા ઘરમાં દ્રષ્ટિપાત થતું હતુ. ઓટલેજ ઘણીએ વાર એ ભાવનાના જગતમાં વિહરતા કો, કવિની જેમ કલ્પનાની તરંગ માળામાં તલ્લીન બની વિચારતો કે. "નવા ઘરનું કાર્ય પૂર્ણ થઈ જતાં જ મયમુના પાસે લગ્નનો પ્રસ્તાવ વ્યક્ત કરી દઇશ. એ આનંદિત થશે, પછી પ્રભુતાનો ઉત્સવ ! નવુ ઘર ! નવું જીવન !" આવું આવું કંઇ કઈ એ વિચારી વિચારી થાકતો ત્યારે સુઇ જતો.

—:( ૫ ):—

નવા ઘરનું કાર્ય પુરૂં થઇ ચુકયું હતુ, જૂના ઘરની સામે પડેલી વેરાન જગ્યા ઉપર નૂતન પધ્ધતિનુ કલાત્મક ઘર આજે સર્જન-

ગાંજ સૌંદર્ય છે, એ ભાવનાની પૂર્તિ કરી રૂઆબથી ગર્વ નિક્ષીત મસ્તકે ઉભું હોય એવો ભાસ આપી રહયો હતો.

પ્રણયના સ્મરણ રૂપે ઉભા થએલાં નવા ઘરને શિરાઝ તન્મય ને અપૂર્વ શ્રદ્ધા ભવે નિરખી રહયો હતો, હવે તો થોડીક અંદરની સ્વચ્છતાનું કાર્ય બાકી રહયું હતું જે આજ પુરૂં થઇ જતાં કાલના દિવસથી તો એમાં નવા જીવનની શરૂઆત કરી દેવાની શિરાઝની ઇચ્છા હતી.

સાંજ પડી સાથે નવા ઘરનું કામ સંપૂર્ણું બન્યું, મજૂરો જતાં રહયાં, મત્ર મનમુના ને શિરાઝ ઉભય ઉભાં ઉભાં નવ. ઘરનું સૂક્ષ્મ દર્શી અવલોકન કરી રહયાં હતાં,

'ક્યો શિરાઝ હવે જઇશ?' પત્રુ સમય થતાં મયમુનાએ વિદાય માંગી "હા, આજ તો જા. કાલથી આ ઘરની ને મારી સંભાળ તારેજ રાખવાની છે ને?"

"તમારી સંભાળ મારે રાખવાની છે કે મારી સંભાળ તમોને?" મયમુના ખડખડાટ હસતી જતી હતી.

* * *

રાત્રિ અજબ ખીલી હતી, વિશાળ વ્યોમમાં ચાંદલિયો ચમકી રહયો હતો, આજે એને જોતાં શિરાઝના હૃદય તારોમાં ઝણઝણાટી આવી ગઈ. એના અંગે અંગમાં રોમાંચની અદ્ભુત દુન્યા ઉભી થઇ ગઇ. "મત્ર આજની રાત મારે પસાર કરવાની છે. પછી તો" સ્વગતજ બબડતો, બારી પાસે જઇ ઉભો. શ્વેત ચાંદનીમાં ચમકી રહેલાં નવા ઘરનું કલેવર એની નજરોમાં રમી ગયુ. "કાલની રાત કેટલી ધન્ય હશે ને?" હર્ષાવેશમાં હૃદય ભાવોને સ્પષ્ટ કરતાં શબ્દો મુખેથી સરી પડયા.

—:( ભા ):—

સવારના નવ વાગ્યાં. હજુ મયમુના આવી નહોતી જેથી પુલકિત હૈયે શિરાઝ એના ઘર તરફ ઉપડયો, આજે એનાં વદનમાં, એની ગતિમાં જોમ હતું, ઉત્સાહ હતો, ઉન્માદ હતો.

"ક્યાં છે મયમુના?" મયમુનાના ઘરના દ્વાર પાસે ઉભેલી ઘરની આયાને શિરાઝે પૂછયું.

"ઓહ, તમને ખબર નથી? મયમુના બાપુ તો એમના કોલેજીયન મિત્ર અનવર સાથે આજ સવારની ટ્રેનથી મુંબઇ જતાં રહ્યાં."

"એમ કે... ..? આશ્ચર્યભર્યો જવાબ આપી શિરાઝ પાછો ફર્યો. બન્ને તરસ્યાં શિરાઝના આત્માને પેશીદા વિજળી બાળી ગઇ, એની રમ્ય ભાવનાના પ્રતિક સમો, એની આશાની દુન્યાનો તાજમહાલ તૂટી પડયો અને એ ઘર પાસે આવીને ઉભો. શિરાઝની દ્રષ્ટિ સામે બન્ને ઘર ઘુરકી રહયાં. જાણે કેઇ ધરતી કંપથી એ પડું પડું થઇને શિરાઝને ભીંસી નાખવા માંગતા હોય એવો તેને ભાસ થયો.

ભવિ ખુબસુરતીના મનોહર ખ્યાલથી ઘડાએલા એના ચિત્તને ચક્કર ચઢયાં.

મૃગજળના જુગવા જળથી પ્રેરાએલી આંખમાં ઝાંખ આવી અને નેત્રનૂર ગુમાવતી આંખોમાં બન્ને ઘર ઝાંખા પણ શૂન્ય દેખાઇ રહયાં.

# 'ગુન્હેગાર!'

સિતમ છે રોજ. પારાવાર વ્યથા પાર નથી,
નથી તરફેણમાં સંસાર કે કિરતાર નથી.
મરણ જો વિનવું છું, ક્રોધ કરું શાપ દઉં,
"અરે! ઓ મોત તને મોતે શું મળનાર નથી!"
હૃદય ચગદીને સિતમગર હસીને એમ કે' છે,
"ગુનાહ છે એજ ભયંકર કે ગુન્હેગાર નથી"
તમે મલકીને જરા વ્યંગમાં જ્યાં આંખ માંડી,
પુછ્યું મેં, "શું તમારી આંખ તારણહાર નથી?"
તડપ છે વેદના છે દર્દ છે અંગાર જલન,
હવે ખુદ જીન્દગીને જીન્દગીથી પ્યાર નથી.
હૃદયના દર્દને હમદર્દ થઇને દર્દ કે' છે,
"અરે! ઓ ઇશ્કના બીમાર તું બીમાર નથી"
હવે તો શ્વાસ સાથ શમશમી રહે છે છાના,
વહેતા શ્વાસના ધબકાર પણ ધબકાર નથી.
જીવનમાં જીતનારા જીત હારી જીત નથી,
જગતને હારનારા હાર હારો હાર નથી.
જગત કંટ્રોલમાં ઝુરે છે હવે ભુખ વેઠી,
લડતમાં બોલવાની છુટ છે, "આહાર નથી."
કુસંપે કુલ્લડો છે, ખૂન થતાં રક્ત વહે,
છતાં કે'વાય છે કે, "હિન્દમાં તકરાર નથી."
"અણુંનાં" શોધકો શોધી રહ્યા છે વિશ્વશાંતિ,
પુછે જાપાન, 'એટમ બૉમ્બ શું સંહાર નથી?'
નથી કૈં બાળકોના ખેલ, સ્વતંત્ર સવારી છે,
ચણ્યા પોલાદન દરદ છે, જગગુરુ નથી.
મરણના ચરણમાં છે શરણ જીન્દગીનું ખરું,
તથાપિ મોત માટે કોઇ તલબગાર નથી.
થયું છું કલ્પનામાં, નાદ જીતે માર દરે,
હવે તો જીતનેય વાર નથી, હારનેય વાર નથી.
પછી જગ ઝંખનામાં મૃત્યુને હું યાચનારો,
નવાઈ એજ, "મારું મોત તલબગાર નથી."
નીલા આકાશમાં ચમકતા નથી તારલાઓ,
ટપકતાં અશ્રુઓની શું એ હારેદાર નથી?
ગઝલમાં મસ્ત કવિ, મસ્ત વધુ આજ થયા,
કવિ પહોંચી શકે છે જ્યાં રવિ જનાર નથી.
હૃદયની આહ જાઉ કુન્ડમાં સહે વાદળોથી,
"નયન"નાં અશ્રુઓ છે, મેઘ મુશળધાર નથી.

—"નયન" (રાણાવાવ)

# —: મુસ્લિમ નરવિરોની અંતિમ પળો :—

મૂળ લેખકઃ-મૌ. અબુલ કલામ આઝાદ સા.
અનુવાદકઃ-જ. ઈબ્રાહીમ શુ. હુસૈન શેખ સા. બી. એ.

( ગતાંકથી ચાલુ )

### શહાદતના દિવસે

આપને કત્લ કરવાનો પ્રસંગ જુમ્આના દિવસે સવારની નમાઝ વખતે બન્યો. આખી રાત ઇબ્ને મલજમ અશઅસ બિન કૈસની સાથે મસ્જિદમાં વાતો કરતો રહ્યો. તેણે કુફાના શબીબ નામનો એક બીજા ખારજીને પોતાનો મદદનીશ બનાવ્યો હતો. બન્ને પોતાની તલવારો સહિત, જ્યાંથી અમીરૂલ મોઅમેનીન તશરીફ લાવતા તે દરવાજાની સામે બેસી ગયા.

એ આખી રાત અમીરૂલ મોઅમેનીનને ઉંઘ ન આવી. હઝરત હસન (રદી.)ની રિવાયત છે કે સવારે હું જ્યારે એમની ખિદમતમાં હાજિર થયો ત્યારે આપે કહ્યું "ફરઝંદ! આજ આખી રાત જાગતો રહ્યો છું. હમણાંજ થોડીક વાર થઇ કે બેઠાં બેઠાં ઉંઘ આવી ગઇ. સ્વપ્નામાં રસૂલ (સલ૦)ના દીદાર થયાં. મેં આપથી કહ્યું કે "યા રસૂલ મને આપની ઉમ્મતથી ઘણીજ તકલીફો પહોંચી છે." આપે જવાબમાં દુઆ કરવાનું કહ્યું કે "ખુદા મને એ તકલીફથી મુક્તિ અપાવે! આથી મેં દુઆ કરી કે "હે ખુદા મને તું આ લોકોથી શ્રેષ્ઠ સથીદાર નસીબ કર અને એમને મારાથી દુષ્ટ સાથીદાર આપ"

હઝરત હસન (રદી) આગળ ફરમાવે છે કે તેજ પ્રસંગે મુઅઝઝીન ઇબ્ને નબાહ પણ હાજિર થયો અને લોકોને નમાઝ માટે અવાઝ આપી. મેં આથી આપનો હાથ પકડયો અને આપ નમાઝ માટે ઉભા થયા. ઇબ્ને નબાહ આગળ અને હું પાછળ હતો. દરવાઝાથી બહાર નિકળી આપે લોકોને નમાઝ માટે પુકાર આપ્યો. આજ રીતે આપ દરરોજ લોકોને મસ્જિદમાં નમાઝ માટે જગાડતા હતા.

એક બીજી રિવાયત છે કે મુઅઝઝીનના પુકારવાથી આપ ઉઠયા નહિ. મુઅઝઝીન બીજી વખત આવ્યો તો પણ આપથી ઉઠી શકાયું નહિ. ત્રીજી વખતે તેનો અવાઝ આવવાથી આપ મુશ્કેલીથી ઉભા થયા અને નીચેનો શેઅર બોલતાં આપ મસ્જિદ તરફ જવા લાગ્યા.

"મૌતને સત્કારવા તું તૈયાર થઇ જા કારણ કે મૌત તને જરૂર ભેટવાની છે"

"મૌત તારી પાસે આવે છતાં તું એનાથી ડરતો નહિ."

આપ જેવા આગળ વધ્યા કે તરતજ બે ચમકતી તલવારો પર આપની દ્રષ્ટી પડી. અને એક પોકાર સંભળાયો. "હુકૂમત અલ્લાહની છે, હે અલી એ ઉપર તારો કોઇ અધિકાર નથી." શબીબની તલવારનો વાર ખાલી ગયો પરંતુ ઇબ્ને મલજમની તલવાર આપની પેશાની ઉપર પડી અને દિમાગ સુધી ઉતરી ગઇ.

ઝખ્મી થતાંજ આપે ચીસ પાડી. શબીબ તરતજ નાસી છુટયો. ખૂનીને પકડવા લોકો ચારે દિશાઓથી તરતજ તુટી પડયા. ખૂની માટે ભાગી જવાનો અવકાશ ન રહયો. તેણે તલવાર ફેરવવી શરૂ કરી. અને લોકોના ટોળાંને વિખેરતો આગળ વધ્યો. એ નાસવાની તૈયારીમાંજ હતો કે તરતજ મોગીરા બિન હારિસ નામના બહાદૂર પહેલવાન આગળ વધ્યા અને

તેની ઉપર વજનદાર કપડું નાખી તેને જમીન ઉપર પછાડી મૂક્યો.

### કતિલ અને મ તૂલ

આપને જ્યારે ઘેર પહોંચાડવામાં આવ્યા ત્યારે આપે ખૂનીને હાજિર કરવા આજ્ઞા આપી. તે સામે આવ્યો તો આપે પૂછ્યું "એ દુશ્મને ખુદા ! શું મેં તારા ઉપર ઉપકાર નથી કર્યો ?"

તેણે જવાબમાં હા કહી એટલે ફરી આપે પૂછ્યું "તો પછી આ ઘાતકી કાર્ય શા માટે કર્યું ?"

તેણે ઉદ્ધતાઇથી જવાબ આપ્યો "આ તલવારને ચાલીસ દિવસ સુધી મેં તેઝ કરી છે અને ખુદાથી દુઆ માંગી હતી કે એનાથી હું ખુદાની દુષ્ટ મખ્લૂકને કત્લ કરૂં."

આપે જવાબ આપ્યો "હું જાનુ છુ કે તું એનાથીજ કત્લ થશે અને તુજ ખુદાની દુષ્ટ મખ્લૂક છે."

આપની સાહબઝાદી હઝરત ઉમ્મે કુલસુમે પડકાર કર્યો "એ ખુદાના દુશ્મન તેં અમીરૂલ મોઅમેનીનને કત્લ કર્યો છે"

જવાબમાં તેણે કહ્યું, "મેં અમીરૂલ મોઅમીનને કત્લ કર્યો નથી. અલબત્ત મેં તારા પિતાને કત્લ કર્યો છે."

એના આવા નિર્લજ અને અસભ્ય જવાબથી આપ ફરી ગુસ્સે થયા "વલ્લાહ મને આશા છે કે અમીરૂલ મોઅમેનીનનો એક વાળ પણ વાંકો થશે નહિ"

તેણે ફરી બેશરમીથી જવાબ આપ્યો "તો પછી શા માટે આંસુ ટપકાવો છો. વલ્લાહ મેં આ તલવારને મહિનાઓ સુધી ઝેર પાયું છે. હજી પણ એ બેવફા સાબિત થાય તો ખુદા એને ગારત કરે."

અમીરૂલ મોઅમેનીનને હઝરત હસનથી કહ્યું "આ કેદી છે, એને સારી રીતે સંભાળ રાખો. એને સારૂં ખાવાનું અને સુવા માટે સારી પથારી આપો. જો હું જીવતો રહીશ તો મારા ખૂનનો સૌથી વધુ હકદાર હું હોઇશ. હું તેનો બદલો લઇશ અથવા માફી આપીશ જો હું મરણ પામું તો એને પણ મારી પાછળ રવાના કરશો. ખુદા સમક્ષ હું એનો જવાબ માંગીશ."

"એ બની અબ્દુલ મુત્તલિબ એવું ન થાય કે મુસલમાનોની ખૂનરેઝી શરૂ થઇ જાય. ખબરદાર મારા ખૂની સિવાય બીજા કોઇને કત્લ કરશો નહિ એ હસન જો હું એના આ ઘાથી મરણ પામું તો એને પણ એજ રીતે કત્લ કરવામાં આવે. પરંતુ તેના નાક, કાન કાપી એની લાશો ખરાબ ન કરશો કારણ કે નબી (સલ)એ અત્યંત નિરાધમી અને પાપી માણસથી પણ એવી વર્તણુંક ન કરવાની આજ્ઞા આપી છે

એક બીજી રિવાયત મુજબ આપે કહ્યું "જો વેર લેવાનોજ તમારો નિશ્ચય હોય તો જેવી રીતે એણે મને માર્યો છે તેવીજ રીતે કેવળ એકજ વારથી એને કત્લ કરશો. રીબાવીને અત્યંત ક્રૂર રીતે એને મારશો નહિ. પરંતુ જો તમે એને માફ કરશો તો એમાં તકવા અને પરહેઝગારી છે પરંતુ યાદ રાખશો કે વધુ ઝુલમ ન થાય કારણ કે ખુદા ઝુલ્મ કરનારાઓને પસંદ કરતો નથી.

### વસીય્યત

પછી આપ બેહોશ થઇ ગયા. જ્યારે આપ હોશમાં આવ્યા ત્યારે જનદબ બિન અબ્દુલ્લાહએ કહ્યું "ખુદાના ખાતર અગર આપ અમને છોડી જાઓ તો શું અમે હઝરત હસનના હાથ ઉપર બૈઅત કરીએ ?"

તેની ઉપર વજનદાર કપડું નાખી. તેને ઝમીન ઉપર પછાડી મૂકયો.

### કાતિલ અને મકતૂલ

આપને જ્યારે ઘેર પહોંચાડવામાં આવ્યા ત્યારે આપે ખૂનીને હાજિર કરવા આજ્ઞા આપી. તે સામે આવ્યો તો આપે પૂછ્યું "એ દુશ્મને ખુદા! શું મેં તારા ઉપર ઉપકાર નથી કર્યો ?"

તેણે જવાબમાં હા કહી એટલે ફરી આપે પૂછ્યું "તો પછી આ ઘાતકી કાર્ય શા માટે કર્યું ?"

તેણે ઉદ્ધતાઇથી જવાબ આપ્યો "આ તલવારને ચાલીસ દિવસ સુધી મેં તેઝ કરી છે અને ખુદાથી દુઆ માંગી હતી કે એનાથી હું ખુદાની દુષ્ટ મખ્લૂકને કત્લ કરૂં."

આપે જવાબ આપ્યો "હું માનું છું કે તું એનાથીજ કત્લ થશે અને તુંજ ખુદાની દુષ્ટ મખ્લૂક છે."

આપની સાહબઝાદી હઝરત ઉમ્મે કુલસુમે પડકાર કર્યો "ઓ ખુદાના દુશ્મન તેં અમીરૂલ મોઅમેનીનને કત્લ કર્યા છે"

જવાબમાં તેણે કહ્યું 'મેં અમીરૂલ મોઅમીનને કત્લ કર્યા નથી. અલબત્ત મેં તારા પિતાને કત્લ કર્યા છે."

એના આવા નિર્લજ અને અસભ્ય જવાબથી આપ ફરી ગુસ્સે થયા "વલ્લાહ મને આશા છે કે અમીરૂલ મોઅમેનીનનો એક વાળ પણ વાંકો થશે નહિ"

તેણે ફરી બેશરમીથી જવાબ આપ્યો "તો પછી શા માટે આંસૂ ટપકાવો છો. વલ્લાહ મેં આ તલવારને મહિનાઓ સુધી ઝેર પાયું છે. હજી પણ એ બેવફા સાબિત થાય તો ખુદા એને ગારત કરે."

અમીરૂલ મોઅમેનીનને હઝરત હસનથી કહ્યું "આ કેદી છે, એની સારી રીતે સંભાળ રાખો. એને સારૂં ખાવાનું અને સુવા માટે સારી પથારી આપો. જો હું જીવતો રહીશ તો મારા ખૂનનો સૌથી વધુ હકદાર હું હોઇશ. હું તેનો બદલો લઇશ અથવા માફી આપીશ જો હું મરણ પામું તો એને પણ મારી પાછળ રવાના કરશો. ખુદા સમક્ષ હું એનો જવાબ માગીશ."

"ઓ બની અબ્દુલ મુત્તલિબ એવું ન થાય કે મુસલમાનોની ખૂનરેઝી શરૂ થઇ જાય. ખબરદાર મારા ખૂની સિવાય બીજા કોઇને કત્લ કરશો નહિ એ હસન જો હું એના આ ઘાથી મરણ પામું તો એને પણ એજ રીતે કત્લ કરવામાં આવે. પરંતુ તેના નાક, કાન કાપી એની લાશો ખરાબ ન કરશો કારણ કે નબી (સલ)એ અસંત નિષેધથી અને પાગલ માણસથી પણ એવી વર્તણૂંક ન કરવાની આજ્ઞા આપી છે.

એક બીજી રિવાયત મુજબ આપે કહ્યું "જો વૈર લેવાનોજ તમારો નિશ્ચય હોય તો જેવી રીતે એણે મને માર્યો છે તેવીજ રીતે કેવળ એકજ વારથી એને કત્લ કરશો. રીબાવીને અત્યંત ક્રૂર રીતે એને મારશો નહિ. પરંતુ જો તમે એને માફ કરશો તો એમાં તકવા અને પરહેઝગારી છે પરંતુ યાદ રાખજો કે વધુ ઝુલ્મ ન થાય કારણ કે ખુદા ઝુલ્મ કરનારાઓને પસંદ કરતો નથી.

### વસીયત

પછી આપ બેહોશ થઇ ગયા. જ્યારે આપ હોશમાં આવ્યા ત્યારે જનદબ બિન અબ્દુલ્લાહએ કહ્યું "ખુદાના વાસ્તે અગર આપ અમને છોડી જાઓ તો શું અમે હઝરત હસનના હાથ ઉપર બૈઅત કરીએ ?"

આસાન કરશે હાં યતીમો! યતીમો! એ નિરાધારોનું રક્ષણ કરશો. તેમને કદી પણ રંજીદાહ ન કરશો. તમારી મૌજુદગીમાં એ બરબાદ ન થાય અને પાડોશી!...જુઓ તમારા પાડોશીઓને પણ ભૂલશો નહિ. પડોશીઓની ખાતિરદારી અને સંભાળ માટે રસૂલલ્લાહ (સલ.)એ વારવાર તાકીદ અને નસીહતો કરી છે અને તે એટલા હદ સુધી કે અમને શંકા હતી કે શાયદ તેમને વારસામાં પણ શરીક કરવામાં આવે.

અને...હા. કુઆની આજ્ઞાઓનું યથાર્થ પાલન કરશો નમાઝ...એ અલ્લાહની ખુશનુદીનો માર્ગ અને તમારા દીનની બુનયાદ છે. કદી પણ એનાથી ગાફિલ ન રહેશો રાહે ખુદામાં જિહાદ કરવાની એક પણ તક ગુમાવશો નહિ તમારી જાન અને માલ ખુદા માટે કુર્બાન કરશો ઝકાત...ખુદાના ગઝબને હળવો કરે છે, એ બરાબર અદા કરશો જુઓ...તમારા નબીના ઝિમ્મીઓ-તે ગૈર-મુસ્લિમો જેઓ તમારા આશ્રય હેઠળ છે-તમારા આશ્રિતો છે એવુ ન થાય કે એમની ઉપર તમારી હયાતીમાં ઝુલ્મ કરવામાં આવે. અને ..તમારા નબીના સહાબીઓ! યાદ રાખશો કે રસૂલલ્લાહ (સલ.)એ પોતાના સહાબીઓ માટે ખાસ વસીય્યત કરી છે...ફુકરા અને નિરાધારોને તમારી રોઝીમાં શરીક કરશો...તમારા ગુલામો! તેમની પૂરી સંભાળ રાખશો. રાહે હકમાં કોઇની પણ પરવાહ ન કરશો તો ખુદા તમને તમારા દુશ્મનોથી મુક્ત રાખશે. વાતચીતમાં નરમી અને મુહબ્બતથી પેશ આવશો...ખબરદાર...એક બીજાથી અલગ થશો નહિ કુસંપ અને દ્વેષભાવથી દૂર રહેશો. નેકી અને તકવા માટે એક બીજાની સહાય કરશો પરંતુ બદી અને જુલ્મમાં કોઇનો પણ સાથ ન આપશો ખુદાથી ડરતા રહો કારણ કે તેનો અઝાબ બહુજ સખ્ત છે.

એહલેબૈત...ખુદા તમારું રક્ષણ કરે. અને તમારા નબીની યાદ તમારામાં કાઇમ રાખે. હું તમને ખુદાના આધાર ઉપર છોડું છું અને તમારા માટે સલામતી અને બરકત ઇચ્છું છું"

આ પછી આપે કલમએ શહાદત પઢી પોતાની આંખો હમેશ માટે બંધ કરી દીધી.

## દફન ક્રિયા પછી

દફન ક્રિયા પછી બીજે દિવસે હઝરત ઇમામ હસને (રઝી) મસ્જિદમાં ખુત્બો આપ્યો. તેમાં આપે કહ્યું.

"બિરાદરો! ગઇ કાલે તમારામાંથી એક એવી શખ્સીયત ચાલી ગઇ જેની ઇલ્મી કાબીલીય્યત અને કારકીર્દિમાં કોઇ તેની બરાબરી કરી શક્યુ નથી. તેમ હવે પછી કોઇ કયામત પર્યંત પહોંચી શકશે નહિ રસૂલ (સલ) આપને પરચમ આપતા અને મહેરબાનીથી એમના હાથે જીત થઇ જતી તેમણે ચાંદી કે સોનુ એવી કોઇ વસ્તુ પોતાની પાછળ મૂકી નથી. પોતાના દરરોજના ખર્ચમાં કાપકુપ કરી તેઓએ ઘર માટે ફક્ત ૭૦૦ દિરહમ ભેગા કર્યાં હતા. (એક દિરહમ બરાબર લગભગ ચાર આના.)

ઝૈદા બિન હુસૈનથી રિવાયત છે કે અમીરૂલ મોઅમેનીનની શહાદતની ખબર કુસ્સુમ બિન ઉમ્ર હાલા મદીના પહોંચી. તરતજ આખા શહેરમાં એક હોહાકાર મચી ગયો. કોઈ પણ વ્યક્તિ એવી ન હતી જેની આંખમાં આંસુ ન હોય રસૂલુલ્લાહ (સલ)ની વફાત પ્રસંગે જેવું ગમનાક અને સર્વવ્યાપી હિલચાલ દ્રશ્ય હતુ એવુંજ દ્રશ્ય ચારે તરફ જોવામાં આવતું. જ્યારે કંઇક શાંતિ અને ધીરજ આવી ત્યારે

સહાબીઓએ કહ્યું, "ચાલો, ઉમ્મે કુલસુમ, હઝરત આયશાહની ખબર કાઢીએ કે આ આઘાતજનક સમાચારથી તેમના શું હાલ છે." બધા લોકો ભેગા મળી ઉમ્મુલ મોઅમેનીનના ઘેર પહોંચ્યા અને ઘરમાં દાખલ થવાની ઇજાઝત માંગી. લોકોએ જોયું કે એ અસહ્ય ગમનાક ખબર અહિં પહેલાંથીજ પહોંચી ચૂકી હતી. ઉમ્મે કુલસુમ શોક અને ગમથી માયૂસ હતા અને આંખો અશ્રુઓથી ભરપૂર હતી એમની આવી સ્થિતિ જોઇ લોકો ખામોશીથી પાછા ફર્યા.

હઝરી ફ્રેહનું બયાન છે. "બીજે દિવસે એ વાત મશહૂર થઇ ગઇ કે ઉમ્મુલ મોઅમેનીન રસુલુલાહ (સલ.)ની મઝારે એકદમ ઉપર જઈ રહ્યાં છે. આ ખબર સાંભળી મસ્જિદમાં જેટલાંએ મુહાજેરીન અને અનસાર બેઠા હતા, સ્વાગત માટે ઉભા થઈ સલામ કરવા લાગ્યા. પરંતુ આપે ન કોઇની સલામનો જવાબ આપ્યો ન મુખથી બીજું કઈ કહ્યું. અત્યંત શોક અને અશ્રુઓના કારણે તેમની ઝબાન બંધ હતી. દિલ વ્યાકૂળ, અને હાલત એટલી અસ્થિર હતી કે મુસ્કેલીએ બદન ઉપર પોતાની ચાદર સાચવી શકતા ચાલતા, ચાલતઃ વારંવાર અટવાય જતા. આમ બહુ મુસીબતથી મઝાર મુબારક સુધી પહોંચ્યા. લોકો પણ એમની પાછળ જતા હતા. હુજરામાં દાખિલ થઇ આપ દરવાઝાના ટેકાથી ઉભા રહ્યા. અને આદ્રતાભર્યા હૈયે, દર્દભરી આવાઝથી કહેવા લાગ્યા.

"એ નબી! તારા ઉપર સલામ...એ અબુલ કાસિમ...એ રસુલ્લાહ તમારા ઉપર અને તમારા બને સાથીઓ ઉપર સલામ. હું આપને આપના અત્યંત સ્નેહી સાથીદારની મૈયતની ખબર આપવા આવી છુ. હુ આપના પ્રેમાળ અને અઝીઝતરીન સબંધીની યાદ તાઝી કરવા આવી છું. વલ્લાહ આપનો આશકિંત અને વિશ્વાસુ શરીક કત્લ થઇ ગયો છે .."

"જે ઇમાન લાવ્યો અને પોતાના વચનમાં સંપૂર્ણ સદકમ રહ્યો...હું ગમના અસહ્ય બોજથી લાચાર આંખોથી અશ્રુ વહાવું છું. મારો આત્મા બળી રહ્યો છે. જો આ કબ્ર ખુલી જાય તો આપની ઝબાનથી પણ એવાંજ શબ્દો નીકળે"

એક બીજી રિવાયત છે કે ઉમ્મુલ મોઅમેનીન હઝરત આયશાહએ જ્યારે અમીરૂલ મોઅમેનીનની શહાદતની ખબર સાંભળી તો આપે ઠંડો શ્વાસ લઇ કહ્યું "હવે અરબ જે ચાહે તે કરશે." તેમને રોકનાર હવે કોઇ રહ્યું નથી."

* * * *

એક સાહેબ, એક તપસ્વીને ઘેર મેહમાન બન્યા. તપસ્વીએ તેને એવી કોટડીમાં ઉતારો આપ્યો, કે જેની બધી દીવાલો જીર્ણ થઈ ગયેલી હતી, અને અશક્તિના કારણે ચૂંચૂ થતી હતી. મેહમાને તપસ્વીને કહ્યું કે 'જનાબ, મને કોઇ બીજી જગ્યાએ ઉતારો આપો, આપની કોટડીની દશા અતિ સુકોમળ છે.' તપસ્વીએ જવાબ આપ્યો "તમે કોઇ શંકા ન લાવો, આ બધી ઝિક્ર અને તસ્બીહ કરે છે." મહેમાને જવાબ આપ્યો તો "જનાબ એવું ન થાય કે ઝિક્ર અને તસ્બીહના કારણે વજદ (આનંદની મસ્તી)માં આવી જાય, માથું સિજદામાં ઝૂકી પડે અને મારો જીવ ફોગટમાં ચાલ્યો જાય.

× × × ×

"દો જહાં દેનેમેં ગિરના થા હમેં દીદારે યાર,
અયસે સે નાપાક હમને મુફત રાસ્તી છોડ દી."

▦

'અહકર':–રાજા શ્રીપ્રસાદ નામ–નિઝામ રાજ્યમાં લશ્કરી ખાતામાં શિરસ્તેદાર છે તથા લખનવીના શાગિર્દ.

"જબ બિગડતી હૈ તો કુછ બનતા નહીં તદબીરસે,
ગદિશ ખાતા હૈ ગુર્દો ગદિશે તકદીરસે."

▦

'અહકર':–મુન્શી રાજબિહારીલાલ નામ–કોર્ટમાં કલાર્ક હતા. 'અહસન' મારહરીના શાગિર્દ હતા.

"બસ અબ સબર ન હોગી શબે ઇન્તેઝારકી,
યેહ રાત યાદગાર હૈ રોઝે શુમારકી."

▦

'અરમાન':–રાજા જનગહ મીત્ર બંગાલી–ઉર્દૂ–ફારસી શાયરીમાં મશહૂર હતા. હાફિઝ આફતાબના 'હેગમ'ના શાગિર્દ હતા. એક પુસ્તક નામે 'તઝકરએ શોઅરાએ નૂરબા' યાદગારરૂપ છોડી ગયા છે.

"રાતભર નાલે કિયા કરતા હૂં ગર યેહ દિલકો,
પૂછને કયા હૈ હકીકત મેરી અબકાતકી આપ."

▦

'અરમાન':–પંડિત બ્રિજનારાયણ નામ કાશ્મીરના રહેવાસી હતા પરંતુ અમુક સંજોગોવશાત કાશ્મીર છોડી દહેલી રહેવા ગયા. ઇ. સ. ૧૮૭૬માં પૈદા થયા મિર્ઝા 'દાગ'ના શાગિર્દ હતા. 'ઝરીફ', 'તસ્વીરે સુખન', 'પતિયાળા અખબાર'ના એડીટર પણ હતા. વૃધ્ધાવસ્થામાં 'દનકારી' નામના માસિકના એડિટર હતા. ઉર્દૂ અને ફારસીના મશહૂર શાયર હતા.

"ખુલદી પહોંચ ગયા હું વહાં એદરે છીતેલા,
તરસે અદા બતાન હુવા નાગા બરકો મેં."

▦

'અરમાન'—પંડિત રાજનારાયણ નામ–દહેલીના રહેવાસી–'એશિયા' નામના માસિકના સહતંત્રી.

"યા રબ બહિશ્ત મેં હો કયામ ઘર ગરીબકા,
હમને હજાર કામ લિયે હૈં શબાબ સે.
તબદીલ કુલ જહાં કા નકશા હુવા મગર,
તકદીર આપના ન ટલ ઇન્કિલાબ સે"

▦

'અસગર'—લાલા પ્રભુલાલ નામ–નિઝામાબાદના રહેવાસી–આજના નવયુવાન શાયરોમાંના એક છે.

"કયા આપને હજાર જફાયેં મગર બી,
આયા ન હરફે શિકવા હમારી ઝબાન પર."

▦

'અકબરી'—દીવાન અમરનાથ મદન નામ–દહેલીના રહેવાસી–રાજા દીનાનાથના પુત્ર. પંજાબના આનરી રઇસ હતા. ૩લી ઓગષ્ટ ઇ. સ. ૧૮૬૭માં ૪૫ વરસની ઉમરે મરણ પામ્યા.

"ઇન્સાન કો હકને નૂરકા મઝહર બના દીયા
એક મશ્તે ખાક થા ઉસે ગૌહર બના દીયા"

▦

'અજમ'—ગદાધરપ્રસાદ નામ–પિતાનું નામ ગુલચંદ, જાતે કાયસ્થ–બી. એ. એલ. એલ. બી.ની ડિગ્રી ધરાવે છે. જમીનદાર પણ છે. ફૈઝાબાદના રહેવાસી–ઇ. સ. ૧૯૦૦માં પૈદા થયા ફારસી અને ઉર્દૂમાં શાયરી કરે છે. કોઇને અરૂઝ અને કાફિયા તેમજ ફારસીના બીજા વિષયો હકીમ 'કૈસર' ફૈઝાબાદી પાસેથી શીખ્યા પ્રથમ તેમને પોતાની કૃતિઓ બતાવી ઇસ્લાહ લેતા. હાલ 'બેખુદ', પ્રો. મોહાનીને પણ પોતાની કૃતિ બતાવી ઇસ્લાહ લેતા.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

●

**સવાલ**—નાબાલિગ છોકરીઓની તાલીમ માટે ખાસ ઇન્તેઝામ અને પરદાની સાથે દીની મદરેસા કાયમ કરવો. અને એ વિષે રસૂલુલ્લાહ (સલ.)ના ઝમાનામાં કાંઈ બંદોબસ્ત હતો ? છોકરીઓને લખતાં શીખવાડવું જાઇઝ છે ? મઝહબી તાલીમ સાથે દેશની ભાષા અને લખતાં શીખાડવું જાઇઝ છે ? નાબાલિગ છોકરીઓના મદરેસામાં કોઇ મર્દ ઉસ્તાદ રાખે તો જાઇઝ છે ? છોકરીઓને એક જગામાં ભેગી કરી છોકરાઓના મદરેસા માફક તાલીમ દેવાથી ઘણો ફિસાદ પૈદા થઇ જાય છે માટે નાબાલિગ છોકરીઓને ખાસ તૌર ઉપર ભેગી કરી મઝહબી તાલીમ દેવી મના છે. એવો અકાબિર ઉલેમાનો છે તો તેમની ટીકા વાજબી છે કે નહી ?

**જવાબ**—મિશ્કાત શરીફમાં હદીસ મૌજુદ છે કે હઝરત (સલ.)એ ફરમાવ્યું કે જરૂરી ઇલ્મે દીનનું શીખાડવું દરેક મુસલમાન મર્દ અને ઔરત ઉપર ફર્ઝ છે. માટે છોકરીઓની તાલીમ પણ મા-બાપના શિરે ફર્ઝ છે. જો છોકરીઓને તાલીમ આપવામાં ન આવી હોય તો મા-બાપની પકડ થશે. કારણ કે ઔલાદની તરબીયત મા-બાપને શિર વાજિબ છે માટે છોકરીઓનો એક જુદો મદરેસો કાયમ કરવામા આવે, અને તેમને પઢાવવા માટે જ્યાં સુધી બની શકે કોઇ સારી ઉસ્તાદની (ઔરત) મુકર્રર કરવામાં આવે. અગર ઔરત ન મળી શકે તો કોઇ પરહેઝગાર સારો મર્દ રાખવામા આવે. પરંતુ તેની પાસે બાલિગ છોકરીઓ મોકલવામાં ન આવે. બાલિગ છોકરીઓ માટે ખાસ કોઇ ઔરતજ હોવી જોઇએ. એવી રીતે તાલીમ આપવામાં કશો વાંધો નથી. દીની ઇલ્મ સિવાય અગર જરૂરતને લીધે દુન્યવી ઇલ્મ જરૂરત પુરતું શીખવવામાં આવે તો એમાં કાંઈ વાંધો નથી બલ્કે હિસાબ કિતાબ જરૂરત જેટલું જરૂર શીખવવું જોઇએ. એ પણ જરૂર તો પૈકી એક જરૂર છે. ઔરતને લખતાં શીખવાડવા વિષે અબૂ દાઊદ શરીફની સહી હદીસ મૌજુદ છે હઝરતે (સલ.) શીફા બિન્ને અબ્દુલ્લાહ (રદી.)ને હુકમ ફરમાવ્યો હતો (જેઓ સહાબી ઔરતોમાંથી હતા અને લખવું પઢવું સારી રીતે જાણતા હતા) કે તમો હઝરત ઉમ્મુલ મોઅમેનીન હફસા (રદી.)ને લખતાં શીખવો તેમજ વહીના લખનાર હઝરત ઝૈદ બિન સાબિત (રદી.)ને આપે (સલ.) ફરમાવ્યું કે તમો-સુરયાની તેમજ યહુદી ભાષા શીખો એ ભાષાઓ અરબી સિવાય બીજી હતી. ખુલાસો એ કે એહતિયાત સાથે છોકરીઓને દુન્યવી ઇલ્મ શીખવવાનું કામ અંજામ દેવામાં આવે કે બદ-બખ્તી કોઇ પ્રકારનો ફિત્નો ફિસાદ કે ખરાબી ઉત્પન્ન થવાનો અંદેશો ન રહે. અને એ વિષે હિન્દુસ્તાનના મશહૂર મૌલાના અબ્દુલ હૈ. લખ-નવીના (રહે.) મજમૂઆ ફતાવા ભાગ ૧ લો કિતાબુલ ઇલ્મમાં બયાન કરવામાં આવી છે.

**સવાલ**—એક માણસે કંઇક રકમ એક માણસને અમાનત રાખવા આપી પછી તે માણસે તેમાંથી થોડી રકમ પોતાની જરૂરતને સબબે લીધી અને બાકીની રકમ તેની જ પાસે અમાનત રહેવા દીધી. ત્યાર પછી તે માણસ ગુજરી ગયો અને અમાનતદાર પેલી બાકી રહેલી રકમ આપવાની મરજી વખતે તે માણસને જાણી ગયો હવે તેને એક છોકરો તેમજ ત્રણ છોકરીઓ છે. તો તે માલ એ ચારેમાં

તકસીમ કરી આવે. કે ખાલી છોકરાને આપવો કોને આપવો. અને દરેકને આપવો તો દરેકને કેટલો કેટલો આપવો?

જવાબ-મરહુમના બધાં વારસોનો તેમાં હક લાગશે. ખાલી છોકરાને ન આપે ને અમાનતના પાંચ ભાગ કરે તેમાંથી બે ભાગ છોકરાને અને એક ભાગ દરેક છોકરીને મળશે. એક રૂપીઆમાંથી ૦-૬-૪ છોકરાને અને દરેક છોકરીને ૦-૩-૨ મળશે છોકરીઓને હિસ્સો નહિ આપશો તો શરીઅતનો સખત ગુનેગાર ઠરશો માટે છોકરીઓનો પુરેપુરો હક આપવો જોઇએ. (ફુરૂએ ફરાએઝ)

સવાલ-કોઇ ઓરતનો ધણી ગુજરી જાય અને તેણી બીજા સાથે નિકાહ કરે તો તેણી વારસાની હકદાર રહેશે કે નહિ.

જવાબ-બીજા નિકાહ કરવાથી તેણીને આગલા ધણીના માલમાંથી વારસો જરૂર મળશે. બીજો નિકાહ કરવાથી હક બાતેલ થતો નથી. અગર એક પછી એક બે ત્રણ ધણી થયા હોય તો દરેકમાંથી વારસો મળશે. કેટલીક જગ્યામાં બીજા નિકાહ કરવાથી વારસો આપતા નથી એ સખ્ત ઝુલ્મ અને ગુનાહનું કામ છે. બીજા નિકાહ કરવા કંઇ એબ નથી બલ્કે ઇસ્લામી શરીઅતમાં ઘણી ફઝીલત છે. મેહેર બાકી હશે તે પણ આપવી પડશે બીજા નિકાહ કરવાથી મેહેર બાતેલ થતી નથી.

સવાલ-મુસલમાન માટે એકી સાથે ચારથી વધારે ઓરતો કરવી ના જાએઝ છે? મજબુરી હોવા છતાં?

જવાબ-કુર્આન શરીફમાં વર્ણન છે "ફન્કીહુ માતાબ લકુમ મિનન્નિસાએ મસના વ સુલાસ વ રોબાઅ" અર્થ નિકાહ કરો તમો એ.રતો-માંથી જે તમને પસદ હોય બે અથવા ત્રણ, અથવા ચારની સાથે એનાથી વધારે જાએઝ નથી ફક્ત નબીએ કરીમ સ૦ના માટે ચારથી વધારે પણ હલાલ હતી. ચારથી વધારે રાખવા કોઇ મજબુર થાય એ સમજી શકતું નથી.

સવાલ-શું નબીએ કરીમ સ૦ને પોતાના પ્યારા નવાસા હઝરત ઇમામ હસન અને ઇમામ હુસૈનના શહીદ થવાની ખબર હતી.

જવાબ-ખુદાતઆલા વધુ જાણનાર છે. મારી નજરથી એ બાબતમાં કોઇ હદીસ ગુઝરી નથી.

સવાલ-સિગારેટ પીવી જાએઝ છે?

જવાબ-જાએઝ છે પણ કરાહતથી ખાલી નથી. નમાઝ વખતે મોહું ખુબ અચ્છી રીતે ધોઇ સાફ કરવું જોઇએ.

ઠંડક સમાન છે. જો તું કોઇ દિવસ પણ મને ચિંતામાં જુએ તો કદાપી તારે એ ન સમજવું કે આનું કારણ તું કે તારો બાપ છે ભલા દુન્યામાં એવો કયો અભાગી હશે કે જે પોતાના બાળકોથી નારાજ થાય. એવ એોને તો હું ઇન્સાન નહિ પણ શૈતાન સમજું તો કંઇ ખોટું ન કહેવાય

નહિ! બેટી નહિ! તમે તો મારી છેલ્લી આશા છો. કદાચ આજે કે કાલે હું મારો છેલ્લો શ્વાસ તારા ખોળામાં...નહિ...એકલા-પણામાં ..તારી છાતી પર માથું મૂકી લઉં! અને આ ઉજ્જડ થતી દુન્યાનો છેલ્લો નકશો જે મારી આંખ પછી આંખોમાં ગડી જાય તે તારો. સૌંદર્યમય ચહેરો

પરંતુ...નહિ...નહિ...હું આટલી જલદી મરવા ચાહતો નથી. જો બે ત્રણ દિવસ પહેલાં મોત આવ્યું હોત તો હું ખુશીથી સાથે સ્વીકારી લેત. પરંતુ આ વખતે મને એવું લાગે છે કે કદાચ થોડા દિવસ વધુ જીવતો રહું અને આ જગ-લડાઇ પણ જોઇ લઉં અને આ છેલ્લી જીતની ખુશીને મારી સાથે કબરમાં લેતો જઉં.

ફરુકનાઝ—દાદાજાન! આજે તમે કેવી વાતો કરો છો જે મારી સમજમાં આવતી નથી! લડાઇ! શું ફરી લડાઇ થશે! અમ કમભાગ્ય ઇરાનીઓના આ દિવસો સામે ટક્કર ઝીલવાની હવે તો જરાયે શક્તિ નથી. દાદાજાન! જ્યારથી હું સમજતી થઇ છું ત્યારથી નિરાંતે પાણીનું એક ટીપું પીવા મળ્યું નથી. જ્યારે જુઓ ત્યારે આફતો સામે ટક્કર ઝીલવી પડે છે. આજે ગુરજીઆન (એક જાત) સાથે લડાઇ તો આવતી કાલ કુર્દો (બીજી જાત) સાથે, તો ત્રીજે દિવસે બીજા કોઇ સાથે. રોજની એક આફત આપણા દેશ ઉપર તૂટી પડે છે. આજે ફરી તમારા મુખમાંથી મુંખ જેવા અપશુકન શબ્દો ખબર સાંભળું છું...ખુદાની કસમ! દાદાજાન જલદી બતાવો કે શી ખબર લાવ્યા છો મારો તો જીવ જ ઊડી ગયો હોય એમ લાગે છે.

યારબેગ—ના, બેટી ચિંતા શા માટે કરે છે. કોઇની તાકાત નથી કે ઇરાન તરફ પક્ષીને પણ જોઇ શકે! ઇરાની ફોજમાં તો એટલી શક્તિ છે કે દુશ્મનોને તો શું તેમના બાપદાદાઓને પણ ધૂળ ચાટતા કરી શકે કે ફરી તેમની હિંમત ન થાય કે અમ ઇરાનીઓનો સામનો કરે.

હમણાં ઇરાનીઓ નાદિરશાહને નથી ભૂલ્યા.. જંગે ખુરાસાન અને બગદાદ ..અને તુર્કિસ્તાન એમને યાદ છે (જોશમાં આવી) અને હું મને કોઇથી ડર એમ નથી .. જ્યાં લગી આ હાથ મારા શરીરમાં છે ત્યાં લગી, એ હું કદી પણ સહન ન કરીશ કે દુશ્મનોના પગલાં ઇરાનની પાકભૂમિ પર પડે અને નાપાક થાય ..ફરુકનાઝ! બેટી વિશ્વાસ રાખ! વિશ્વાસ કરો! (એટલામાં અર્દેશેર બેગના પગલાં સંભળાય છે.)

હાં! તારો ભાઇ આવતો હોય એમ લાગે છે. બેટી જરા ચૂપ રહે હું શેરબેગ સાથે થોડી વાતો કરી લઉં.

શેરબેગ—પિદરેજાન! સલામઅલયકુમ- અત્યાર લગી આપ મારી રાહ જોતા રહ્યા હશો. જો કે મને આવવામાં મોડું થયું હોય તો મને માફ કરશો. હું પ્રાતઃકાળ મસ્જીદમાં ગયો હતો ત્યાં બધા ભેગા થયા હતા. રશિયાએ ઇરાન સાથે લડાઇ જાહેર કરી છે અને બે અઠવાડિયાની મુદત આપી છે. એ વિશે મસ્જીદના ચર્ચા થતી હતી જો કે એક નજીવી વાત વિના વાત હતી એના ઉપરજ

ઘણી વર સા ચર્ચા થતા રહી કુ પેર આવવા માટે અનહદ કોશિશ કરને પરંતુ કોણ જાણે મારો અત્મા ત્યાંથી ઉઠવાનુ નામજ લેતો ન હતો.

યારબેગ—જાને પિદર! એ ઇન્તેઝાર મામુલી ન હતો. મારૂં દિલ ચહતું હતું કે જો તું જલ્દી આવ્યો હોત તો એ વિષેમાં આપણા બે વચ્ચે થોડી ઘણી વાતો થઇ જાત...હા, તો મસ્જિદમાં, શી ચર્ચા થતી હતી અને આ નવી ખબર વિષે લોકો શું કહી રહયા હતા.

કેરબેગ—લોકો કહી રહ્યા હતા કે આ વાત તેહરાન સુધી એટલે કે રાજધાની સુધી પહોંચી ગઇ છે. શાહે ઘણી મેહનત અને યુકિતઓ કરી કે ગમે તે રીતે રશિયા આ જાહેરાત પાછી ખેંચી લે. બને વચ્ચે સલાહ થાય અને એક બીજાથી સપીને રહે. પરંતુ એનું પરિણામ શૂન્ય આવ્યું રશીયનો યુધ્ધ સિવાય બીજું કઇ ઇચ્છતા નથી શાહ કજ કસાહ (તે સમયના શાહ) પણ લાચાર છે, તેમની તો ઇચ્છા છે કે ઇરાનનું એકેએક બાળક, વૃધ્ધ, સ્ત્રી પુરૂષ જંગ માટે મેદાને પડે એવી પણ જાહેરાત થઇ ચૂકી છે જો આમ થશે તો કુફકાર શહેર તરફ કૂચ કરવામાં આવશે...કાલે આખા શહેરમાં તો આલીમો અને મૌલવીઓ તરફથી ધર્મયુદ્ધની પણ જાહેરાત થઇ ચૂકી છે આમ તમામ ઇરાની પ્રજા યુદ્ધ માટે તૈયાર થઇ છે. કમાન્ડર-ઇન-ચીફ પણ પોતાનું લશ્કર લઇ કૂચ કરવાના છે.

—અપૂર્ણ



## નઅત

જો નઝઝારા હૈ હુસ્ને કિબ્રીયાકા
વોહ રોઝા હૈ મોહ'મદ મુસ્તુફાકા.
ઉસે ખુશીં હૈ મેહશરકા ખતર કયા
જો દામન થામલે ખૈરૂલવરાકા.
જિસે કલ્મા સમજતી હૈ ખુદાઈ
વોહ સિક્કા હૈ મોહ'મદ મુસ્તુફાકા.
મોહ'મદ મુસ્તુફા કિસ્કે ખુદાકે
ખુદા કિસ્કા મોહ'મદ મુસ્તુફાકા.
શએ અસરા કહા રૂહુલ્અમીંને
કોઈ પૈગામ લાયા હું ખુદાકા.
બયકદમ ફર્શસે તા અર્શ પોંહચે
અજબ ઝોકા થા રહમતકી હવાકા.
કમાલે ઈશ્ક હૈ યે ઇશ્ક "બર્કી"
કે આશિક હું જમાલે મુસ્તુફાકા.

—*—

હઝરત હકીમ સૈયદ ગુલામહુસન
શાહ "બર્કી" સા૦
ચિશ્તી-સાબેરી

# "ધર્મની સંપૂર્ણતા"

પવિત્ર કુર્આને શરીફ પહેલાં જેટલી કિતાબો ઉતરી અને જેટલા નબીઓ અને રસૂલો થયા તે પૈકીમાંથી કોઈ પણ કિતાબે અને કોઈ પણ નબીએ આવું કહ્યું નથી કે:—અમારો ધર્મ સંપૂર્ણ થઈ ગયો, અને હવે અમારા ધર્મમાં અપૂર્ણતા નથી."

પ્રત્યેક નબી અને પ્રત્યેક કિતાબ પોતે પોતાના રંગમાં આજ ભવિષ્યવાણી જાહિર કરે છે કે:—"અમારા હેતુઓ, અમારા વિષયો અને અમારા હુકમોની સંપૂર્ણતા ત્યારેજ થશે કે, જ્યારે અમારા પછી એક આવનાર રસૂલ દુન્યામાં હસ્તી ભોગવશે." (પૈદા થશે) તે રેત અને ઈંજીલમાં પણ તે સમયે આવી ભવિષ્યવાણી થતી રહી.

હઝરત મૂસા (અલૈ.) અને બીજા અંબિયા (અલૈ.) અને ખુદ હઝરત મસીહ (ઇસુ) (અલૈ.) પણ ભવિષ્યવાણીઓ ભાખી, જેની સંપૂર્ણતા હઝરત રસૂલે અરબી મુહમ્મદ સલ૰ પૈદા થવાથી થઈ, અને કુર્આને શરીફમાં સ્પષ્ટ રીતે ઘણીજ સખ્તાઈથી-સખ્તાઈના રંગમાં હુકમ થયો કે: —"અલય વમા અકમલતો લકુમ દિનકુમ" (આજે અમે દીન (ધર્મ)ની સંપૂર્ણતા કરી.)

કયા દીનની ? દીને ઈસ્લામની. અને કઇ નુબુવ્વતની સંપૂર્ણતાથી ? હઝરત રસૂલે કરીમ મુહમ્મદ સલ૰ની રિસાલતની સંપૂર્ણતાથી.

આ તે વાતો છે કે, જે વાતો કોઈ પણ નબીએ અને કોઇ પણ ધર્મે રજુ કરી નથી. "આ કરતાં વિશેષ શું છે કે, જે જુઠું હોય છે તે અંતે મટી જાય છે." આ ઢંઢેરોજ હઝરત રસૂલે અરબી (સલ.)એ કર્યો નથી બલ્કે ઝાહિર એ'લાન કર્યું કે ઇસ્લામ અને કુર્આનના આવવાથી તમામ જાતની બુરાઈઓ નાશ પામી, કેમકે તે (બુરાઇઓ) એના લાયક (વિનશ થવા લાયક) હતી. આવો બોધ ઇસ્લામી ધર્મ સિવાય અન્ય ધર્મે કરેલો નથી. આ તો ફક્ત રસૂલ (સલ૰) અને ઇસ્લામનાજ ભાગ્યમાં હતું.

ખરૂં તો એ છે કે, જ્યારે આ સાદ ઇસ્લામ અને મુહમ્મદ (સલ.)ના પવિત્ર મુખમાંથી નિકળનાર હતો, તો પછી આવો સાદ ભૂતકાળમાં અન્યના મુખે કેમ નિકળી શકે ?

—"ઉન્મત્ત"

---

Printed by:-Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press Kanpith Khand Bazar, SURAT

Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya. Tower Road, SURAT.

ફારવાં  ● ફેબ્રુઆરી ૧૯૪૬

## અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| "કોણ?" | (કાવ્ય) | ૩ |
| હઝરત મુહમ્મદ સલ૦ની રિસાલત | | ૪ |
| શાહ વલીયુલ્લાહ | | ૭ |
| આપ (સલ૦) અને એક વૃદ્ધ | (કાવ્ય) | ૯ |
| ઇસ્લામ— | | ૧૦ |
| હ. મુહમ્મદ મુસ્તુફા (સલ૦) | (કાવ્ય) | ૧૪ |
| ઇસ્લામનો જીવન આદર્શ | | ૧૫ |
| સાદુ જીવન— | | ૧૭ |
| દુન્યાના તારણહાર | (કાવ્ય) | ૨૦ |
| 'નાવ લગાવો પાર'–'નબી' | (કાવ્ય) | ૨૧ |
| પ્યારા નબી– | (કાવ્ય) | ૨૨ |
| માહે રબીઉલ અવ્વલ ... | | ૨૩ |
| ગરીબોની દુન્યા— | | ૨૫ |
| પેગંબર સાહેબની ઉદારતા | (કાવ્ય) | ૩૨ |
| મુહમ્મદ નાગફૂબના— | | ૩૩ |
| 'શાન હૈ'–'પ્યારા મુહમ્મદ' | (કાવ્ય) | ૩૫ |
| જિહાદ— | | ૩૬ |
| 'ગમ ખ્વારની વાતો'–'મુહમ્મદ મુસ્તુફા' | (કાવ્ય) | ૩૯ |
| કર્તવ્યની કિંમત— | | ૪૦ |
| 'પ્યારા નબી પધારો'–'આમેકો હૈ' | (કાવ્ય) | ૪૬ |
| જીવનની ખુશ્બૂ— | | ૪૭ |
| જ્યોતિર્ધર— | | ૬૨ |
| ઉર્દૂ સાહિત્યના હિંદુ શાઇરો | | ૬૩ |
| ફતાવા | | ૬૫ |
| આવાઝકી દુન્યા | | ૬૭ |


વાર્ષિક લવાજમ: હિન્દ–સીલોન–એડન રૂ. ૫ : બર્મા રૂ. ૬ાા : પરદેશ શી. ૧૦ (રૂ. ૬ાા)

છૂટક નકલ દસ આના.



: તંત્રી :
'વાહરી'

: વ્યવસ્થાપક :
'તાજ'

## કોણ ?

રેતના મેદાનમાં સર્જી ગયું ગુલઝાર કોણ ?
દઇ ગયું વીરાનને રંગ-બાગનો લલકાર કોણ ?

શોધી લાવ્યું નિત્યના આંતરકલહનો પાર કોણ ?
ને બારી ચાલ્યું મહોબ્બત-ઐક્યનો દરબાર કોણ ?

સૂકવી નાખી મહાસાગર મહા અજ્ઞાનના-
દફનના ખોલી ગયું અણખૂટ આ ભંડાર કોણ !

અંધશ્રદ્ધાળુ હૃદયની ઘોર નાસ્તિકતા હરી,
આત્મને આપી ગયું ઇમાનનો ઉપહાર કોણ ?

દૃષ્ટિ નવલી, વાત નવલી ને નવલ સંસ્કાર દઈ,
એક નવો, સંસારમાં સ્થાપી ગયું સંસાર કોણ ?

હૂરની એ હૂરદારના હૂરો તણી ન્હોતા કરી
સૌ પ્રથમ લૂંટી ગયું મદિરાની અણુધાર કોણ ?

હોય પૂજન એક સાથે, હોય ભોજન એક સાથ,
સામ્યની એવી સુધા આ વિશ્વને પાનાર કોણ !

અંખિયાઓ ઝંખતા દીદાર જેના સર્વદા,
એ ખુદાને આપી આવ્યું અર્શ પર દીદાર કોણ !

ચાંદમુન 'હિમ્મત' ન એનો દાસ શાને થઈ રહે !
દયમાં એના વિના કરવાનું છે ઉદ્ધાર કોણ !

'હિમ્મત'

# હઝરત મુહમ્મદ સલ૦ની રિસાલત

લેખક : અબ્દુર્રહીમ ગુલામમુહમ્મદ સાદિક

જ્યારે એક નિષ્પક્ષપાતી, સદભાવી અને બુદ્ધિમાન માણસ આપના વૃત્તાંતને ભૂતપૂર્વના પેગમ્બરોના વૃત્તાંત સાથે અને આપના શિક્ષણને તેમના શિક્ષણ સાથે, અને આપના બળ તથા હિમ્મતને તેમના બળ અને હિમ્મત જોડે તુલના કરશે, તો તેને એમની સચ્ચાઇનો સ્વીકાર કરવો પડશે. અરબની જહાલત, નિર્દયતા અને પુનામરકીને કોણ નથી જાણતું. જે કોમની એવી અજ્ઞાનતા હોય કે તેઓ કને ન કોઇ આકાશી કે ન કોઇ પૃથ્વીનું પુસ્તક હોય. તેમના ચારિત્રની એ સ્થિતિ હોય કે કત્લ કરવુ, ધાડ પાડવું વગેરે એક સાધારણ કૃત્ય લેખાતું હોય. અક્કલ અને સમજની એ હાલત કે કોઇકે હુબલ તો કોઇકે ઉઝ્ઝા અને કોઇકે તારાના ઝુંડ, ઝાડ, પત્થર, પહાડ અને અક્કલથી પણ વિમુખ એવાં પશુઓ વગેરે વિચિત્ર વિચિત્ર પ્રાણહીન, બળહીન અને બુદ્ધિહિન વસ્તુઓ પોતપોતાના બચાવ અર્થે નકકી કરી લીધી હોય અને ખાતરીથી માની લીધું હતુ, કે આ અલૌકિક વિશ્વ એમનાજ આધારે નભી રહ્યું છે। પુનામરકીની એ સુરત કદિ પણ કોઇ બાદશાહની તાબેદારી સ્વીકારે નહિ. કષ્ટ સહન કરવાના ગુણો એટલા સુદૃઢ કે એવા દેશમાં ખુશી અને આનંદથી જીવન નિર્વાહ કરે.

સારાંશ કે જહોલતનો એકેએક ઘ્વજ ફરકાવાએલો હતો. અનીતિ, નીતિમાં ખપતી, દુર્ગુણો સદ્‌ગુણોમાં ખપતા અને પાયમાલી આબાદીમાં લેખાતી હતી! નિર્દોષ બાળા પેદા થતાંજ નાજુક રમકડાં જેમ હતી ન હતી થઈ જતી! પ્રાણ પાણીથી પણ સસ્તે મૂલે વેચાતા અને પૃથ્વીના સ્ટેજ પર એવાં દ્રશ્યો હાજર થતાં, કે જેની કલ્પના માત્રથી પણ રોમાંચ ખડાં થઇ જાય છે? ઘનઘોર કાળા અભ્રમાંથી જેમ વીજળી ચમકે છે, તેમ જોતજોતામાં તલવારો મ્યાનમાંથી નીકળતી ચમકતી અને હજારો મસ્તક ધૂળભેગાં કરી લોહીની નીકો વહેવડાવતી. એવા જાહેલ અને સરકશોને રાહ પર લાવવુંજ જ્યાં મુશ્કેલ હતુ ત્યાં તો તેમણે ઇલ્માહીયાત (Heavenly bodias) જ્ઞાન વ્યવહારિકજ્ઞાન, ઉપાસનાજ્ઞાન, નૈતિકજ્ઞાન, રાજકારણ તથા સંસ્કૃતિમાં સુવિખ્યાત બુદ્ધિશાળી તત્વજ્ઞાનીઓને પણ બાજુએ બેસાડયા; એટલે સુધી કે દુન્યાએ તેમની તથા તેમના શિષ્યોની શાગીર્દી કરી.

ડૉ. લીપાન કહે છે કે "તે ઇસ્લામના પૈગમ્બર તે નબી ઉમ્મી (નિરક્ષર)નો પણ એક અદ્‌ભૂત બનાવ છે. જેના અવાજે એક ઉદ્ધત કૌમને જે તે સમય લગી કોઇ રાજ્યની સત્તા હેઠળ આવી ન હતી તેને આધિન કરી લીધી. અને તેને એટલી ઉચ્ચ પાયરીએ પહોંચાડી દીધી કે તેણે જગતના મહાન સામ્રાજ્યોને છિન્નભિન્ન કરી નાખી. અને અત્યારે પણ તેજ ઉમ્મી નબી પોતાની કબરની અંદરથી લાખો ખુદાના બંદાઓને ઇસ્લામના કલેમહ પર દ્રઢ રાખી રહ્યા છે"

જો ઇન્સાફ કરો તો આપના સદ્‌ગુણોની પરીક્ષા અંગે એટલું કહેવું પુરતું છે કે આપ ન તો કોઇ જમાનાના બાદશાહ હતા, ન બાદશાહના કુલીનમાં જન્મેલા હતા, ન ધન દોલતનો મોટા પ્રમાણમાં સંગ્રહ કર્યો હતો, ન તો પિતા–પિતામહે વારસામાં કોઇ ખજાનો છોડયો હતો, ન આપની પાસે પગારદાર ફોજ હતી, ન દેશવાળાઓ આપની સાથે હતા, ન કુટુંબીજનોને આપના ધર્મ પ્રત્યે જરાએ લાગણી હતી. એવી નિર્જનતા અને લાચારીની હાલ-

તમાં આપે સલ૦ તે હાહ્લા, જંગલીઓને એક અપરિચિત નાદવડે પડકાર્યા કે જેનાથી વિશેષ તે સમયે સર્વ જગતમાં કોઇ વધુ અગમ્ય સાદ ન હતો. તેમજ ન એવા મુનાદી આપનારથી વિશેષ તેઓની નજદીક કોઈ માણસ તેમનો શત્રુ અને અહિતકર સમજવામાં આવતો હતો. આ તેજ લા ઇલાહ ઇલ્લલ્લાહનો સાદ હતો કે જેણે એકાએક અખિલ અરબ દેશમાં કોલાહલ મચાવી દીધો. જેથી જુદા ખુદાઓની ખુદાઇ ડોલવા લાગી અને જેના પકારા વડે તે કુફ્ર અને જહાલતના અંધકારમાં વિજળી ઝબુકી ઉઠી. જાણે તે એક જોશભેર પવન હતો જેની ચાલતાની સાથેજ શિર્ક અને મૂર્તિપૂજાના વાદળો અલોપ થઇ ગયા અને તવહીદ (એકશ્વરવાદ)નો સૂર્ય વાદળોના ઓઝલથી બહાર નીકળી આવ્યો. અથવા રહમતની અમાણીશે હતી જેની રહમત દ્રષ્ટિએ મખલૂક પૂજાના કાળા હાથોના કટકે કટકા કરી નાખ્યા. અને ખુદાના ઘરને તેઓના વિનાશથી બચાવી લીધું.

સારાંશ કે 'એક મિત્ર સ્નેહી વિનાની નિરાધાર વ્યક્તિએ એક નિષ્ઠુર કૌમને વિકટ અંધકારમય સમયે એક અપરિચિત વિષયપ્રતિ આકર્ષી ટુંક સમયમાંજ તેમને એવા વશ કરી લીધા ને એવા મોહિ લીધા કે જ્યાં આપનો પરસેવો પડે ત્યાં પોતાનું રક્ત રેડવા કટિબદ્ધ રહેતા. તેમણે ઘરબારને તિલાંજલી આપી, પુત્ર પત્ની સાથે બગાડ કર્યો, ધન-દોલતને કાંકરાઓ કરતાંયે તુચ્છ ગણ્યા. પોતીકા તથા પરાયા જોડે લડાઇ ઝગડા માટે તૈયાર થઇ ગયા. કોઇને પોતે માર્યો કોઇના હાથે પોતે માર્યા ગયા પછી આ ઝપાઝાવનું એ ચાર દિવસનો જોશ ન હતો બલ્કે આપના પછી પણ એ સ્થિતિજ પર દશના સાથે વળગી રહ્યા. ને અંતે તેમણે રોમન અને ઇરાની સિંહાસનો ઉથલાવી પાડ્યા એ છતાંયે વ્યવહાર-વર્તનમાં એવું શિષ્ટ પાલન કરાવ્યું જે કોઇ સૈનિકે જિહાદ (ધર્મ યુદ્ધ)ના મુકાબલા સિવાય કોઇને પજવ્યા કે કનડયા નહિ, કોઇની ઇજ્જત લેવાને પસંદ કર્યું નહિ. બતાવો! આ વશ કરનાર નિતીઓ પ્રાચીન કાળમાં પણ કોઇથી પ્રગટ થઇ છે! એ પ્રત્યે પણ જો કોઇ એમજ કહે કે, નહિ ઇસ્લામ તલ્વારના બળે પ્રસર્યો છે, તો ખરેખાત એવા માણસથી વિશેષ આંધળો, સંકોચિત દ્રષ્ટિનો ધર્માંધ કોઈ હોઇ શકતો નથી! અરે જો એ લોકો રસૂલુલ્લાહ સલ૦ના સદ્‌ગુણોને હજરત ઉમર રદી૦થી પૂછત અને તેઓ પોતાના ઇસ્લામ સ્વીકારનો બનાવ તેની સામે વર્ણન કરત અથવા સલમાન ફારસી કને જઇ તેમની દાસ્તાન સાંભળત અથવા અબ્દુલ્લાહ બિન સલામની સેવામાં પોતાની ટીકાને રજૂ કરત અને તેઓ તેનો ઉત્તર સમજાવત.

પરંતુ આ તો આપના સદ્‌ગુણોની હાલત હતી. બાકી આપના જ્ઞાન અને સમજનો સૌથી મોટો પુરાવો એજ છે કે આપ જાતે માત્ર ઉમ્મી (નિરક્ષર) હતા. જે દેશમાં જન્મ થયો બલ્કે સમસ્ત આયુષ્ય જ્યાં ગુજાર્યો તે વિદ્યા જ્ઞાનથી તદ્દન શૂન્ય ન ત્યાં ધાર્મિક વિદ્યાનું નામ હતું ન સંસારિક જ્ઞાનનું નિશાન હતું છતાં એના પર એવો અભિધર્મ એવા ધારાધોરણો એવી અનુપમ કિતાબ એવી સ્પષ્ટ હિદાયતો લાવ્યા કે આજ સુધી મોટા મોટા ફિલાસફરો તેનો જવાબ લાવી શકયા નહિ, બલ્કે મહાન બુદ્ધિ અને સંસ્કૃતિના દાવેદારોએ તેની દાદ આપી. કુર્આન જેવો અમર અને ઇલ્મી મુઅજિઝો કયા પૈગમ્બરને અર્પણ કરવામાં આવ્યો જેનો મુકાબલો પછી તે વક્તૃત્વતા તથા બલાગતની રૂએ, અથવા જ્ઞાન માદિકતના આધારે, અથવા ફેરફારથી સુરક્ષિત હોવાના આધારે જગતનું કોઈ પુસ્તક કરી શકતો નથી. અને ન ઇન્શા અલ્લાહ કરી શકશે. કુર્આન

સંબંધી અમો એનાથી વિશેષ બીજું શું કહી શકીએ, કે જે કુર્આન પોતે તેરસો વર્ષથી પોકારી પોકારીને કહી રહ્યું છે; એટલે કે જેમાં હિમ્મત હોય તે મારો જવાબ લખી દે. પરંતુ આજ લગી કોઈની હિમ્મત થઇ નહિ. અને થશે પણ નહિ કે તેની એક ન્હાની સરખી સૂરત (પ્રકરણ)ની મિશાલ પણ રજુ કરી શકે!!

હવે એ સિવાય બીજું શું કહું કે હઝરત મુહમ્મદ સલ૦ જેવી રીતે કે પોતાના આચરણ અને સદગુણોમાં આગલા સર્વે નબીઓ, રસૂલો અલૈ૦થી ઉચ્ચ હતા તેવીજ રીતે વિદ્યાના પણ સઘળા દરજ્જાઓ આપના ઉપર પૂર્ણ કરી દેવામાં આવ્યા હતા. કારણ કે પૈગમ્બરોમાં ન કોઇને એવો ઇલ્મી ચમત્કાર આપવામાં આવ્યો હતો ન તેમના અનુયાયીઓમાં કોઇએ તે વિદ્યાના સાગરો વહેતા કર્યા જે મુસલમાનોએ વહેતા કર્યા છે. અને જ્યારે વિદ્યાગુણો તે સઘળા ગુણોનો આખરી દરજ્જો છે જે જગતનો મુરબ્બી છે, તો જેનો ચમત્કાર ઇલ્મી હશે, જાણે તેના ઉપર સર્વે ઇલ્મી કમાલાતને પરિપૂર્ણ કરી દેવામાં આવશે. અને તેનેજ અમારી નજદીક ખાતેમુલ અંબીયા (અંતિમ નબી) કહેવું યોગ્ય લેખાશે; અને તેનો ધર્મ કિયામત લગી બાકી રહેશે. જેથી જરી તેની કિતાબનું પણ કિયામત પ્રયત બાકી રહેવું જરૂરી હશે કુર્આન સિવાય બીજા આપના જે ઇલ્મી અને અમલી મોઅજિઝા છે, તેના વર્ણનની અમે લેશ માત્ર અવકાશ રહ્યો નથી. વળી સ્થળ સંકોચને લઇ તવરૈત તથા ઇન્જીલ વગેરેની ભવિષ્યવાણીઓ આપની નુબૂવત અંગેની ટાંકી શકતો નથી. જે કોઇને જિજ્ઞાસા હોય તે અલ્લામા ઇબ્ને કય્યેમની હિદાયતુલ હયારીનો અધ્યયન કરે. સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ.

## આદર્શ

કંઇ પણ આદર્શ વિના કંઈ પણ ઉન્નતિ શક્ય નથી, અને સંભવિત પણ નથી. નૌકામાં સુકાનીનું જે સ્થાન છે, તેજ સ્થાન જીવનમાં આદર્શનું છે. એ આદર્શને માત્ર કલ્પનાના અસ્પષ્ટ ક્ષેત્રમાં ગોંધી ન રાખતાં વ્યવહાર જીવનને સ્પર્શી શકે, એવું સ્વરૂપ આપવું જોઇએ. પોતે સેવેલા આદર્શમાં માનવીને સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ. અવહેલના અને નિરાશાની પ્રચંડ આંધીથી પણ આદર્શવાદીએ પોતાના આદર્શના માર્ગ પરથી ચલિત થવું ન જોઇએ. મક્કમતા અને અડગતાથીજ આદર્શનું મુલ્યાંકન થઈ શકે. 'અભી કિયા, અભી ફેંક' જેવી નબળી નીતિ આદર્શવાદ માટે અનિષ્ટ છે.

જડ અને ચેતન વચ્ચે જેટલો વિશાળ તફાવત છે, તેટલોજ ફેર આદર્શવાદી અને આદર્શહીન પુરૂષ વચ્ચે છે. આદર્શ બુદ્ધિને ઓજસ્વી અને હૃદયને હિમ્મત બનાવે છે. તે વિચારોને સાચે માર્ગે દોરે છે અને દ્રષ્ટિને વિસ્તાર અર્પે છે. એક વિદ્વાને લખ્યું છે કે આદર્શનું મૃત્યુ એ જીવન મૃત્યુ છે. સર મુહમ્મદ ઇકબાલ (રહ) પણ કહી ગયા છે કે—

"જિન્દગાની રા બકા અઝ મુદ્દુઆસ્ત,
કારવાનશ રા દરા અઝ મુદ્દુઆસ્ત."

[અર્થાતઃ—આદર્શ એ જાગૃતિનો શંખનાદ છે. જિંદગીનો કાફલો એ દ્વારા ધ્યેય-મંઝિલે પહોંચે છે.]

# શાહ વલીયુલ્લાહ (રેહ.)

અનુ : તાજ

(ગતાંકથી ચાલુ)

એ શાહ વલીયુલ્લાહ (રહ); શાહ અબ્દુલ અઝીઝ (રહ.) અને શાહ ઈસ્માઇલ શહીદ (રહ.) અને એમના શાગિર્દોને આભારી છે, કે જ્યારે હિંદમાં ઇસ્લામ પર મીશનવાળાઓએ (ખ્રિસ્તી મીશન) અને જડવાદી પૂજકોએ હુમલા કર્યા ત્યારે લોકો ઇસ્લામ ધર્મથી સારી રીતે જાણકાર હતા.. અને એમાં રસ પણ લેતા હતા સાથે સાથે પોતાના વિરોધીઓનો મુકાબલો પણ કરી શકતા હતા. ફિરંગી મહેલથી ફિકહ અને મન્તિકના જે પૂર આવવા લાગ્યા તે આ મઝહબી બેચતાણમાં સુલભ ન હતા. મીશન અને બીજા હુમલા કરનારાઓના મુકાબલા માટે આત્મીક અને નૈતિક શસ્ત્રોની આવશ્યકતા હતી. એ ફિકહ અને મન્તિકથી નહીં બલ્કે કુર્આન અને હદીસથી મળતાં હતાં. જેથી એને શાહ વલીયુલ્લાહના વંશજોએ આમ કર્યું: શાહ સાહેબ પોતે હદીસનુ શિક્ષણ આપતા. એથી એમના એ શિક્ષણનો ફૈઝ શાહ અબ્દુલ અઝીઝને પહોંચ્યો જેમણે આખા દેશભરમાં ફૈઝ પહોંચાડયો ' કુર્આન શરીફનુ ફારસી ભાષામાં સૌથી પ્રથમ ભાષાંતર શાહ વલીયુલ્લાહ સાહેબે કર્યું . જ્યારે ૫૦ વરસ પછી ફારસીની અગત્યતા ઓછી થઈ ત્યારે શાહ સાહેબના બે પુત્રોએ ઉર્દૂના બે ભાષાંતરો પ્રગટ કર્યા જેથી કુર્આની શિક્ષણ સમજવામાં લોકોને માટે સુગમતા થઈ પડી.

શાહ વલીયુલ્લાહ સાહેબે ઘણીજ મહાન કિતાબો પોતાની યાદગીરી રૂપે પાછળ મૂકી ગયા છે. પરંતુ જેવી રીતે એઓ સાહિત્યમાં પોતાની શાબ્દીક સંપત્તિ પાછળ મૂકી જવામાં ભાગ્યશાળી હતા તેવીજ રીતે પ્રજા સંપત્તિમાં પણ એવો ખુશનસીબ હતા. આપને ચાર પુત્રો હતા. ચારે પુત્રો ઈલ્મ અને ફઝલમાં અજોડ હતા.

હવે આપણે તેમના પુત્રો વિષે જરા જોઇ લઇએ.

**શાહ અબ્દુલ અઝીઝ (રહ.):—**

આપ શાહ વલીયુલ્લાહના સૌથી શ્રેષ્ઠ પુત્ર હતા. તેઓ હિજરી સન ૧૧૫૯ એટલે ઇ. સ. ૧૭૪૬માં જન્મ્યા હતા. ૧૭ વરસની ઉમરે પિતા પાસેથી તેમજ પિતાના એક શાગિર્દ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી. પિતાના મરણ પછી આપ ગાદી વારસ થયા અને હદીસ વિદ્યા કે જેની શાહ વલીયુલ્લાહએ પુનર્રચના કરી હતી તેનો આપે પ્રચાર કર્યો. હિંદના અનેક મુહદ્દિસોની સનદોની કડીઓ આપના સંબંધથી શાહ વલીયુલ્લાહ સુધી પહોંચે છે. ઉલ્માએ હિંદના તઝકેરામાં લખ્યું છે કે-"તેઓ ખુદાની નિશાનીયોમાંથી એક નિશાની સમાન હતા. અને દરેક વાતના જાણનારા હતા." સત્ય હકીકત એ છે કે આજે આપણે એમની વિશેષતાનો અંદાઝ એમની કૃતિઓથી ખરી રીતે કરી શકતા નથી. વરસો સુધી આપ શિક્ષણ અને શિક્ષાને ઉપદેશના કાર્યમાં લીન રહ્યા. જેથી આપને પુસ્તકો લખવાને જોઇએ તેટલો અવકાશ મળ્યો નથી. પરંતુ આપના શ્રેષ્ઠતા

તો આપના અસંખ્ય શાગિર્દોથી સિધ્ધ થાય છે. એટલુંજ નહિ પરંતુ એ યુગના ઐતિહાસિક વર્ણનથી પણ સાબિત થાય છે. જે પરથી જણાઇ આવે છે કે તે યુગમાં આપે કેટલું મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આપને કલકત્તા મદ્રેસા માટે અલ્લામા તફજ્જુલ હુસૈનની મારફત બોલાવવામાં આવ્યા. આ સમય દહેલીમાં એમને માટે જે કે ભરણપોષણનો યથાયોગ્ય બંદોબસ્ત ન હતો. છતાં પણ આપે સાદુ જીવન અને ઇસ્લામી વિદ્યાના પ્રચારને પોતાનું મૂખ્ય ધ્યેય સમજ્યા. આપના પ્રત્યેક શાગિર્દો વિદ્વાન અને આલિમ હતા. દા. ત.–શાહ મહમદ ઇસ્હાક સાહબ, શાહ રફીયુદ્દીન (રહ), શાહ ગુલામઅલી સાહબ, મુફતી સદરુદ્દીન દહેલ્વી, મૌલ્વી મખ્સૂસ અલ્લાહ સાહબ, મૌલ્વી અબ્દુલ હૈ સાહબ, મૌલાના મીર મેહબૂબઅલી સાહબ, મૌલાના સૈયદ અહમદ બરેલ્વી (રહ), મૌલાના ફઝલહક્ક સાહબ, મુફતી ઇલાહીબખ્શ સાહબ કાન્ધલવી.

આપની વિશેષતાનું ભાન માત્ર ધાર્મિક કાર્યો જેવાં કે હદીસ, તફસીર, અને ફિકહમાં આપના મતને માટે બે મત ન હતા. પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં પણ આપના મતને અગત્યનું સ્થાન અપાતું "આબે હયાત,". જેઓએ વાંચ્યુ હશે તેમને યાદ હશે કે જ્યારે શાહ નસીર દહેલ્વીએ 'ઝૌક' સાહેબની ગઝલ સુધારી આપવા માટે ના પાડી તો 'ઝૌક' સાહેબે દહેલીના તમામ ઉસ્તાદોને મૂકી સૌથી પહેલા આપની સેવામાં હાજર થયા. આપે ગઝલને યોગ્ય સુધારી આપી ત્યારે 'ઝૌક' સાહેબે કોઇની પણ ઇસ્લાહ લીધા વિના નિભયપણે એ ગઝલ મુશાઇરામાં વાંચી સંભળાવી

ધાર્મિક કાર્યોમાં કેટલાક કાર્યો આપની પૂર્ણ યાદગાર લેખાશે. જેવાં કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ જ્યારે દેહલી કોલેજ શરૂ કરી ત્યારે લોકો એમાં વિદ્યા પ્રાપ્ત કરવા તૈયાર થયા નહીં. અને એ કોલેજમાં અભ્યાસ કરવું પાપ ગણતા. એ સૌની આપે શંકાઓ દૂર કરી અને અલીગઢ કોલેજ સ્થાપીત થવાં પહેલા ૫૦ વરસ પૂર્વે આપે અંગ્રેજી શાળાઓમાં વિદ્યા પ્રાપ્ત કરવાને જાઇઝ કેહ્યું. એવીજ રીતે આપે અનેક ફતવા આપેલા છે. એ નિસદેહ વાત છે કે આપના યુગ સુધી દેહલીમાં બાદશાહત ચાલુ રહી હતી. જેથી આપને તે આંટીઘૂંટીઓની મુશ્કેલીઓમાં પડવું ન પડયું કે જેનો મુકાબલો મૌલ્વી કરામત અલી જોનપુરી, સર સૈયદ અને બીજા બુઝુર્ગોને કરવું પડયું. આ ઉપરાંત આપ એટલા બાહોશ હતા કે આપે કદી ગત બુઝુર્ગોના કથનથી વિરુદ્ધ કાર્ય કર્યું નથી. પરંતુ આપના ફતવા અને ફૈસલાઓ ખાસ કરીને આપની વિશેષ લાયકાત અને વિદ્વતાના દર્પણ રૂપ હતા.

આપના યુગમાં અવધ બાદશાહોના લીધે શિઅહ મત પ્રચાર પામ્યો હતો. જેથી કૌમમાં ભિન્નતાના દાગ વધુ વિસ્તાર પામી રહ્યા હતા. આપની કિતાબો 'અઝીઝુલ ઇકતિબાસ ફી ફઝાઇલ અંબીયા ઉન્નાસ', 'તોહફા ઇસ્ના અશરીઆ', 'સિરરુશશહાદતૈન', એ વિષયો પર લખાય છે. છેલ્લી બે કિતાબો અરબી ભાષામાં છે અને પહેલો ફારસીમાં છે. 'તોહફા ઇસ્ના અશરીઆ' એક સંવાદીક કિતાબ છે. પરંતુ એના વિરોધીઓ એની સુંદરતા અને સંસ્કૃતિના યશોગાન કરે છે. ઉપરાંત 'તફસીરે અઝીઝી'માં આપે કુર્આન મજીદના પહેલા સવા પારા અને છેવટના બે પારાઓની ફારસી ભાષામાં તફસીર લખી છે. હદીસના ઉસૂલોમાં 'અજાલએ નાફેઅ' અને હદીસના ઇતિહાસ વિષે 'બુસ્તાનુલ મુહદ્દેસીન' ઉપરાંત કેટલાક વિવરણો અને સમજુતીના પુસ્તકો આપની યાદગાર રૂપ છે. આપના ફતાવા પણ પુસ્તક રૂપે પ્રગટ થયા છે. અપૂર્ણ.

❧ ૮ ❧

# આપ (સલ૦) અને એક વૃદ્ધા

— કવ્વા —

પ્યારા નબી સન્માર્ગદર્શક, જ્ઞાન-દિપક સમ હતા!
ભક્તિ, સહનશીલતા અને ઇન્સાફમાં અનુપમ હતા!
નિતી, દયા, સંતોષમાં, પ્રત્યેકથી ઉત્તમ હતા!
કરતા વિનોદી વાત પણ, ના એ મહીંયે કમ હતા!

( નઝમ )

એક વૃદ્ધા એક દી' આવીને દ્વારે આપના,
એ પુકારી "યા નબી આવી સહારે આપના"
સાદ સુણતાં આપ ઝટ વૃદ્ધા કને હાઝર થયા,
ફર્યાદ જે કંઈ હોય તેને સુણવા તત્પર થયા.
વૃદ્ધા વદી કે "બોલ મારા ધ્યાનમાં ધરજો તમો,
ને આશ મારી આજ પુરી યા નબી કરજો તમો.
હાઝર થઈ છું આશ લઈને આપના દરબારમાં,
એની છુપેલી પૂર્ણતા છે આપના ઉદ્‌ગારમાં.
પૂર્ણ કરજો આશ, સુણજો સાદ ઓ મારા નબી,
યા રસુલુલ્લાહ ખુદાના લાડલા પ્યારા નબી.
કરજો દુઆ મુજને ખુદા નેકોમહીં શામિલ કરે,
'મૃત્યુ પછી મુજ રબ મને જન્નતમહીં દાખિલ કરે.'
એજ મારી આશ છે કરજો દુઆ અલ્લાહથી,
એજ બસ માંગી રહી પ્યારા રસુલુલ્લાહથી."
આ સાંભળી પ્યારા નબીએ ત્યાંજ વૃદ્ધાને કહ્યું,
"જે નથી બનવાનું કો' દિ' તેજ તેં મુજથી ચહ્યું.
કોટી ઉપાયે કે દુઆથી એમ તો થાશે નહિં,
"એક પણ વૃદ્ધા કદી જન્નત મહીં જાશે નહિં."
સાંભળી ઉદ્‌ગાર આ, વૃદ્ધા રૂદન કરતી ગઇ,
નિઃશ્વાસ પર નિઃશ્વાસ એ કદમે-કદમ ધરતી ગઇ.
આવી હતી આશાભરી ઉછરંગમાં ઉમંગમાં,
પાછી ફરી આશા તજી લઈને નિરાશા સંગમાં.
ફરમાન ત્યાં આપે કર્યું "વૃદ્ધાને જઇ આપો ખબર,
જેથી તસલ્લી થાય એને એ કરે એથી સબર.
"ઔરતો પ્રત્યેક ત્યાં નિજની જવાનીમાં હશે,
ને એ સ્વરૂપે ઔરતો જન્નત મહીં દાખિલ થશે."

તારા સમી તુજને વૃદ્ધા ત્યાં એક દેખાશે નહીં,
એથી કહ્યું તુજને "વૃદ્ધા જન્નતમહીં જાશે નહીં."
તું ના, ખુદા દરબારમાં વૃદ્ધા રૂપે થાશે ખડી,
તારી યુવાવસ્થા હશે તુજને જશે જન્નત જડી.
કરજો સબર સમજી હવે તું બોલ કેરા મર્મને,
કરજે ખુદાની બંદગી સમજી તું તારા કર્મને."
શું વાક્યની ચાતુર્યતા સુ-શબ્દે સંતાણી હતી?
કેવી વિનોદી વાત આ કેવી વિમલ વાણી હતી!
નિત સત્ય ઝરતો હાસ્ય કેરી વાત કરવામાં સદા,
કુર્બાન-સદકે જાય જગ, શું વાત કરવાની અદા?
મળતી શીખામણ આપની ને એ વૃદ્ધાની વાતથી,
કેવો સબક જગને ચઢાવ્યો એક નાની વાતથી?
હસજો ભલે પણ હાસ્યમાંયે સત્યનો આવાસ હો,
કરજો વિનોદી વાત પણ ના જૂઠનો રજવાસ હો.
અણમૂલ કેવો દિવ્ય જગને પાઠ એ આપી ગયા?
આપી શિખા ઝઘડાતણા સહુ મૂળને કાપી ગયા.
સારા જગતને કાજ એ રેહબર બની આવ્યા હતા,
સદ્‌ગુણના ભંડારને નિજ સાથમાં લાવ્યા હતા.
ધન્ય ઉમ્મત, ધન્ય ઉમ્મત, ધન્ય ઉમ્મત છે તને,
કે લાખ સદ્‌ગુણથી ભરેલા છે નબી તારી કને.
જો પૈરવી પ્યારા નબીની પ્યારથી ઉમ્મત કરે,
તો પળ મહીં આફત ટળે ગઝધારથી નૌકા તરે.
પ્યારા નબીની એક-બે પળ જ્યાં કૃપા-દ્રષ્ટિ થઈ,
ત્યાં અમી-દ્રષ્ટિ થકી રહમત તણી વૃષ્ટિ થઇ.
થાશે નિકંદન તોજ "ઉન્મત્ત" લાખ તારા પાપનું,
ત્યાં હશ્રના મૈદાનમાં દામન મળે જો આપનું.

—ઉન્મત્ત.

"ઈસ્લામના ઈતિહાસનું એક સોનેરી પ્રકરણ"

'અબ્દુલ્લાહ બિન સલામ' તથા સલ્માન ફારસીનો

# ઇસ્લામ

( અનુવાદક : જ. ઈસાભાઈ ઈબ્રાહીમ )

જે દિવસે આપ (સલ૦) 'મદીનએ-મુનવ્વરા'માં પધાર્યા, આઝાદ અને ગુલામ નાના અને મોટા, સ્ત્રીઓ અને પુરૂષો હર્ષથી પ્રફુલ્લિત થઇ ગયાં હતા, અને મુબારકબાદ તથા અભિનંદનના તોર પર એકબીજાને કહેતા ફરતાં હતાં કે **'જાઅ નબીયુલ્લાહ' 'જાઅ રસૂલુલ્લાહ'** અર્થાત અલ્લાહના નબી પધાર્યા, અલ્લાહના રસૂલ આવ્યા! હબશી પુરૂષો પોતાની પ્રથાનુસાર નેઝાબાઝી અને શોર્યાત્મક ખેલો બતાવવા લાગ્યા! તે સમયે હઝરત અનસ (રદી૦)ની વય નવ વરસની હતી, તેઓ ફરમાવે છે કે મને તે દિવસ ખૂબ યાદ છે કે આપ (સલ૦)ના 'નૂર' (પ્રકાશ)થી મદીનાની ભીંતો અને દરવાજા એવી રીતે પ્રકાશિત થઇ ગયા હતા જેવી રીતે સૂર્યોદય સમયે જમીન પ્રકાશમાન થઈ જાય છે!

રસૂલુલ્લાહ (સલ૦) તો બિલકુલ ખામોશ (મૌનધારી) રહ્યા હતા, અને હઝરત સિદ્દીકે અકબર (રદી૦) લોકો સાથે વાતો કરી રહ્યા હતા! અને બંનેના વસ્ત્રો એક સરખાં હતાં, એટલે અપરિચિત લોકોને શંકા થતી હતી! ત્યાં સુધી કે કેટલાક તો હઝરત અબૂબકર (રદી૦)નેજ પૈગમ્બર સમજ્યા!! પરંતુ હઝરત સિદ્દીક વસ્તુસ્થિતિ પામી ગયા, અને કંઈક તડકો પણ આવી ગયો હતો, એટલે પોતાની ચાદર ઉઠાવી હઝરત (સલ૦) પર છાંયડો કરી ઉભા થઇ ગયા! જે ઉપરથી બધા જાણી શક્યા કે આ બાદશાહ છે અને આ વઝીર! સારાંશ કે લોકોનાં ટોળેટોળાં આવવાં શરૂ થયાં, હઝરત (સલ૦)ના દર્શન અને બૈઅન (દિક્ષા)થી 'અન્સાર' કબીલો માલામાલ થવા લાગ્યો!

યહૂદીઓને 'અન્સાર' સાથે તો દ્વેષ હતોજ રસૂલે-મકબૂલ (સલ૦) સાથે પણ અદાવત ઉત્પન્ન થઈ ગઇ! જેમકે (હઝરતનાં પત્નિ) ઉમ્મુલ મુઅમિનીન "હઝરત સફીયહ (રદી૦) બિન્તે હુયિય" જેણી 'જંગે-ખૈબર'માં ઇસ્લામ લાવ્યાં હતાં, ફરમાવે છે કે મારા પિતા 'હુયિય' અને કાકા 'યાસિર' બંને તૌરૈતના આલિમ હતા અને બંનેને મારી સાથે અપૂર્વ પ્રેમ હતો, જે દિવસે જનાબ રસૂલુલ્લાહ (સલ૦) મદીનામાં પ્રવેશ્યા હતા, એ બંને ભાઈ આખો દિવસ લોકોના વિચારો જાણતા રહ્યા, અને સાંજે થાકયા હાર્યા ઘરે આવ્યા. તે વખતે હું પાસે ગઇ, અને હાલ પુછ્યો તો બંને એ થાકને લીધે સ્પષ્ટ જવાબ આપ્યો નહિ, હું એક તરફ થઇ ગઇ, તે વખતે કાકાએ મારા પિતાને અરબી ભાષામાં પુછ્યું "શું એઓ તેજ છે?" મારા પિતાએ જવાબ આપ્યો કે 'બેશક **ખુદાની કસમ તેજ છે'** પછી કાકાએ પુછ્યું **"તમારો શો વિચાર છે?"** મારા પિતાએ કહ્યું **"ખુદાની કસમ અદાવત છે, અને જ્યાં સુધી પણ જીવતો રહીશ શત્રુતાને ત્યાગીશ નહિ!"** જેમકે ઇમાનથી વંચિત રહ્યા અને એમજ દુન્યાથી ચાલ્યા ગયા!

એક સમય તે હતો કે યહૂદીઓને અન્સારીઓ સાથે કોઈ વાત પર ઝઘડો થતો, ત્યારે કહ્યા કરતા હતા કે "થોડા દિવસ થોભી જાઓ હવે અંતિમ-યુગના નબી પૈદા થનાર છે અમે તેમના ઉપર સૌથી પહેલાં ઇમાન લાવીશું, અને તેમના સાથી બની તમારી જડ સુદ્ધાં બાકી રહેવા દઈશુ નહિ" અને આજે જ્યારે

કે તે સમય નજરે જોવામાં આવ્યો તો ગામલો ઉલટો થઇ ગયો! અર્થાત એ નેઅમાત અન્સારીઓના હાથ આવી અને અમુક વ્યક્તિઓ સિવાય બધાજ યહૂદીઓ વંચિત રહ્યા!!

'હઝરત અબ્દુલ્લાહ બિન સલામ' પોતાના ધર્મના મહાન ધર્માધ્યક્ષ અને ધર્માચાર્યોના શિરોમણી સમજવામાં આવતા હતા. પોતાની વાડીમાં પોતાનાં ફોઈ 'ખાલિદહ બિન્તિલહારિસ' સાથે ખેતીના કાર્યમાં પ્રવૃત્ત હતા, તેવામાં હઝરત (સલ૦)ની 'કુબા'માં પધરામણીની ખબર સાંભળી બેઇખ્તિયાર 'તકબીર-નદ' પોકારી ઉઠયા!! અને ફોઇને કહ્યું કે મુબારક હોજો તે પૈગમ્બર આવી ગયા, જેમની લાંબા સમયથી રાહ જોવાતી હતી! ત્યાર પછી સેવામાં હાઝિર થયા અને પ્રશ્ન કર્યો કે જો આપ સાચા નબી હોવ તો મારા ત્રણ પ્રશ્નોના પ્રત્યુત્તર આપો, (૧) પ્રથમ આ કે જન્નતમાં પ્રથમ ખોરાક કયો હશે? બીજો આ કે કિયામત (વિશ્વ-પ્રલય)ની પ્રથમ નિશાની કઇ છે? અને ત્રીજો આ કે નવું જન્મેલુ બાળક કદી મા સાથે મળતું હોય છે અને કદી બાપ સાથે, એનું કારણ શું છે? આપે જવાબ આપ્યો કે જન્નતીઓનો પ્રથમ આહાર તે માછલીનું કલેજું છે જેના ઉપર ઝમીન ટકાવી રાખવામાં આવી છે! અને કિયામતની પ્રાથમિક નિશાની તે અગ્નિ છે, જે પ્રગટ થઇને લોકોને પૂર્વથી પશ્ચિમ તરફ હાંકી જશે! અને જ્યારે પિતાનું 'વિર્ય-બિન્દુ' પ્રબળ હોય છે ત્યારે બાળક બાપ સાથે મળતું હોય છે, અને માનું પ્રબળ હોય છે ત્યારે મા સાથે!! એટલું સાંભળી હઝરત અબ્દુલ્લાહે ઇમાન લાવવામાં ઢીલ કે આનાકાની ન કરતાં તરતજ 'કલિમએ-શહાદત' પઢી લીધે! કારણ કે સમજતા હતા કે આ જવાબ નબી સિવાય બીજો કોઇ આપી શકતો નથી! ત્યાર પછી ઘેર આવ્યા, અને ઘરના લોકોને મુસલમાન બનાવ્યાં જેમકે તેમના ફોઇ હઝરત ખાલિદહ પણ ઇમાન લાવ્યાં! અને ઘણાંજ ગફ્ગ તથા આક્રંદ પુરવાર થયાં! હઝરત અબ્દુલ્લાહ બિન સલામે બૈઅત કર્યા પછી હઝરત (સલ૦)ને અરજ કરી કે યા રસૂલુલ્લાહ! મારો ઇસ્લામ ઝાહિર થતાં પહેલાં મારી કૌમને મારો હાલ પુછી જુઓ કે તેઓ મને કઇ દ્રષ્ટિએ જુએ છે! જેમકે હઝરતે યહૂદીઓને બોલાવીને ફરમાવ્યુ કે હે યહૂદીઓના સમૂહ! તમે ખૂબ જાણો છો કે હુ કોણ છું. પરંતુ તમારી અકલો પર પડદો પડી ગયો છે ઠીક, જણાવો કે 'અબ્દુલ્લાહ બિન સલામ' કેવો માણસ છે? અને તેના સબંધે તમારો શો વિચાર છે? યહૂદીઓએ કહ્યું કે "તે અમારા સરદાર છે, સરદારના પુત્ર છે, મહાન ધર્માચાર્ય છે અને મહાન ધર્માચાર્યના પુત્ર છે. ત્યાર પછી આપે ફરમાવ્યુ કે અગર તેઓ મારા ઉપર ઇમાન લાવે તો તમને ખાત્રી થશે? યહૂદીઓએ જવાબ આપ્યો કે એની કલ્પના પણ થઇ શકતી નથી કે તેઓ તમારા ઉપર કદી ઇમાન લાવે! હઝરત અબ્દુલ્લાહ જેઓ ત્યાંજ છુપાઇને આ વાદાધાટ સાંભળી રહ્યા હતા, તરતજ બહાર નિકળી આવ્યા અને કહ્યું કે "અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લલ્લાહો વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દહુ વ રસૂલુહ" હે યહૂદી જમાઅત! ખુદાની કસમ તમે ખૂબ જાણો છો કે આ તેજ રસૂલ છે જેમનું વર્ણન તૌરેતમાં છે, યહૂદીઓ એ સાંભળી ત્યાંથી ઉઠયા, અને કહ્યું કે **"અબ્દુલ્લાહ નઠારો માણસ છે, નઠારાનો પુત્ર છે જાહિલ છે, અને મહાન જાહિલનો પુત્ર છે!!"**

તેજ વર્ષે હઝરત સલ્માન (રદી૦)એ ઇસ્લામનો અગિકાર કર્યો, જેઓ ઈરાનના "રામેહુર્મુઝ" નામી શહેરના વસાહતી અને ધર્મની દ્રષ્ટિએ 'અગ્નિ-પૂજક' હતા, 'ફિતરી-હિદાયત' (પ્રાકૃતિક-માર્ગદર્શન)થી 'અગ્નિ-પૂજા' પ્રત્યે તેમને તિરસ્કાર ઉત્પન્ન થયો એટલે સત્ય ધર્મની શોધમાં રહેતા હતા. એમના પિતા 'બુદખ્શાં' નામી મહાન ધનાઢય ઝમીનદાર હતા, અને એમની સાથે અપૂર્વ પ્રેમ રાખતા ઝમીનદારનુ કામ એમનેજ સોંપી દીધું હતું. એક વખતે તેઓ પોતાના ખેતરે જઈ રહ્યા હતા, ત્યારે માર્ગમાં 'ઈન્જીલ' પઢવાનો અવાઝ સાંભળ્યો, તેનાથી પરિચય સાધી ત્યાં આવવા જવાનો આરંભ કર્યો કારણ કે સત્ય-ધર્મની શોધમાં વ્યાકૂળ હતા એટલે નસરાની (ઈસાઇ) બન્યા અને વેળા કવેળા ઘેર આવવા લાગ્યા! પિતાને એની ચિંતા થઇ, અને જ્યારે જાણ્યુ કે 'સલ્માને' ધર્મ-પલ્ટો કર્યો છે, તો ખૂબ ખીજવાયો, અને એમના પગોમાં બેડીઓ નાંખી કેદ કરી દીધા! હઝરત સલ્માન (રદી૦) મોકો જોઇને પલાયન કરી ગયા, અને એક કાફ્લા સાથે 'સીરીયા'નો માર્ગ લીધો, ત્યાં મુદ્દત સુધી એક "નસરાની પાદરી"ની સેવામાં રહ્યા અને જ્યારે તેનો મૃત્યુ-સમય નજીક આવ્યો ત્યારે તેણે હ૦ સલ્માનને વસીયત કરી કે 'મૂસલ'ના ગિર્જામાં જે પાદરી રહે છે તેના સહવાસથી લાભ ઉઠાવજે. અંતે તેઓ 'મૂસલ' આવ્યા અને તેના મૃત્યુ પછી 'નસીબીન' શહેરના પાદરીની સેવા કીધી. અને તેના મૃત્યુ પછી 'ઉમ્મુરિયહ' શહેરના 'ઉસ્કફ' (મહાન પાદરી, પોપ,)ની પાસે રહ્યા! અને જ્યારે તેનું મૃત્યુ પણ આવી લાગ્યું, ત્યારે એમણે નિરાશા-પૂર્વક પૂછ્યું કે હવે બતાવો ક્યાં જાઉ? અને કોની પાસે જીવન ગુઝારૂં? પોપે જવાબ આપ્યો કે "સત્ય-શોધક"! મારી નઝરમાં કોઇ પણ વ્યક્તિ એવી નથી કે જેની સેવામાં તમને સોંપી જાઉં, માટે બેહતર છે કે હવે અરબસ્તાન ચલ્યા જાઓ અને 'અંતિમ-યુગ'ના નબીનો ઇન્તેઝાર કરો, જેઓ જલ્દી આવનાર અને ઇબ્રાહીમ (અલૈ)ના ધર્મને પ્રકાશિત કરનાર છે. જેમકે હઝરત સલ્માન તે મહાન પાદરીના મરણ પછી એક સંઘ સથે અરબસ્તાન તરફ પ્રયાણ કરી ગયા પરંતુ સખેદ લખવું પડે છે કે સફરના સાથીઓએ તેમની સાથે અપ્રમાણિક વર્તન ચલાવ્યું, અને તેમને લાચાર તથા નિરાધાર દેખી પોતાના ગુલામ બનાવી દીધા! એ રીતે એક પછી એક દસથી વધારે માણસોના હાથમાં વેચાયા. અંતે 'કુરા-ઘાટી'મા 'ઉસ્માન-અસ્હલ' નામના યહૂદીના ગુલામ બન્યા પરંતુ અનેક ધર્માચાર્યોની સોહબત અને સહવાસ તેમજ ધાર્મિક પુસ્તકોના અવલોકનથી જાણી ચુક્યા હતા કે 'યસરબ' (મદીના) આપ (સલ૦)નું હિજરત-સ્થાન છે, એટલે મદીના પહોંચી જવાને ગનીમત સમજી લીધું! પછી જ્યારે રસૂલે-મકબૂલ (સલ૦) મદીનામાં પધાર્યા, અને ચોતરફ એ વાતની ચર્ચા થવા લાગી ત્યારે ઉસ્માન યહૂદીએ કહ્યું કે 'ખઝરજ' (કબીલા)ની કૌમ વિનાશ પામે, એમને શું થઇ ગયું છે કે એક 'છોકરા'ની આસપાસ વીંટળાઇને તેને 'નબી' કહેવા લાગ્યા!!

એ શબ્દો સાંભળીને 'હઝરત સલ્માન' આપ (સલ૦)ની સેવામાં હાઝિર થયા, અને કોઇ વસ્તુ 'સદકહ' (ખેરાત) તરીકે રજુ કીધી. આપ (સલ૦)એ ઇન્કાર કર્યો અને ફરમાવ્યું કે 'સદકહ'નો માલ મારા માટે હરામ છે, બીજા દિવસે સલ્માન ફરી આવ્યા, અને

કોઈ વસ્તુ 'હદીયહ' (ભેટ) તરીકે રજુ કરી, જેનો આપ (સલ૦)એ સ્વીકાર કરી લીધો, ત્યાર પછી તેમણે મુબારક પીઠ પર નુબુવ્વતની મહોર પણ જોઇ! તેઓ યહુદી તથા નસરાની ધર્માચાર્યો પાસેથી એજ ત્રણ નિશાનીઓ સાંભળી ચુકયા હતા, કે અંતિમ યુગના નબી (૧) 'સદકહ'નો અસ્વિકાર કરશે, (૨) 'હદીયહ'નો સ્વીકાર કરશે, અને (૩) પીઠ ઉપર નુબુવ્વતની મહોર હશે! એટલે 'કલમએ શહાદત' પઢી ઇસ્લામથી પાવન થયા, તે સમયે તેમની વય અઢીસો વર્ષથી વધારે હતી! અને બધીજ ઉમ્ર 'સત્ય-ધર્મ'ની શોધમાં વીતી હતી, પરંતુ '**ઉસ્માન અસ્હલ**'ના ગુલામ હતા, એટલે જનાબ રસૂલુલ્લાહ (સલ૦)એ હુકમ ફરમાવ્યો કે મુક્તિની ચિંતા કરો? અને ઉસ્માનને કંઇક આપી અપાવીને બેફિકર થઈ જાઓ, જેમકે તેમણે "ઉસ્માન"ને એ વાતની વિનંતી કીધી, અને ઉસ્માને તેમને ચાળીસ "અવકીયા" અહીંના તોલથી સવાશેર ઉપર સોનું આપી મુક્ત થવાની સંમતિ આપી! અને આ શર્ત પણ ઠરાવી કે ખજુરના ત્રણસો ઝાડ રોપી, તે ફળ આપતાં થાય ત્યાર પછી મુકિત આપવામાં આવે!! હઝરત સલ્માનમાં એ શકિત કયાં હતી; કે એટલી મોટી રકમ જે ત્યારના ભાવથી અઢી હઝાર રૂપીઆ થાય છે ભરપાઈ કરે, અને ત્રણસો ઝાડની ખેડ અને ખિદમત કરી તે ફળદાયી થતાં સુધી ગુલામ પણ બની રહે! પરંતુ **અલ્લાહ તઆલાને પસંદ ન હતું કે પોતાના રસૂલના ગુલામ કોઈ યહૂદીના ગુલામ બની રહે** એટલે જે વર્ષે હઝરત સલ્માને પોતાના મુબારક હાથે ઝાડ રોપ્યાં તે સઘળાં તેજ વર્ષે ફળ આપતાં થયાં!! અને ગનીમતના માલમાંથી એક ઇંડા જેટલુ સોનું આવ્યું હતું, જે રસૂલુલ્લાહ (સલ૦)એ તેમને અર્પણ કર્યું, કે જાઓ એને આપીને આઝાદ થઇ જાઓ! પણ એ વઝન નકી થએલા વઝનથી ઓછું હતું એટલે હઝરત સલ્માને વિનંતી કીધી કે યા રસૂલુલ્લાહ! મુકિત મેળવવા માટે તો "ચળીસ અવકીયા" સોનું જોઇએ આ 'ઇંડા'થી શું થાય?! જનાબ રસૂલુલ્લાહ (સલ૦) પોતાની મુબારક ઝુબાન તે 'ઇંડા' પર ફેરવી દીધી, અને બરકતની દુઆ ફરમાવી કહ્યું કે જાઓ એને આપીને મુક્ત થઇ જાઓ! હઝરત સલ્માન (રદી૦) કહે છે કે આ ઇર્શાદ સાંભળીને હું તેને ઉસ્માનની પાસે લઈ ગયો અને તોલ કર્યું તો પુરેપુરૂં "ચાળીશ ઓવકીયા" હતું! ન ઓછું ન વત્તું! સારાંશ કે હઝરત સલ્માન ફારસી (રદી૦) આઝાદ થઇ ગયા, અને જનાબ રસૂલુલ્લાહ (સલ૦)ની સેવામાં રહેવા લાગ્યા!! તેઓ તેજ છે જેમની પીઠ પર હાથ મુકીને જનાબ રસૂલુલ્લાહ (સલ૦)એ ફરમાવ્યું હતું કે "**જો ધર્મ 'સુરય્યા' નામી તારામંડળમાં પણ હોત તો એમના વંશજોમાંથી એક માણસ તેને ત્યાં પણ પ્રાપ્ત કરત!**" જેમકે, એ ખુશખબરી '**ઇમામે આઝમ અબૂહનીફા' કફી રહમતુલ્લાહે અલૈહ**"ના હકમાં ખરી પડી, જેઓ એમનાજ વંશજોમાંથી છે! આપ '**જગત-સરદાર**' (સલ૦)ની વફાત પછી બાવીસ વરસ સુધી જીવતા રહ્યા, અને ઉસ્માની ખિલાફત યુગ અર્થાત સને ૩૩ હિજરી સનમાં વફાત પામ્યા!

ઇન્નાલિલ્લાહે વ ઇન્નાહે ઇલય રાજિઉન.

● 'કાદિર' ધોરાજવી.

# ૯૦ મુહમ્મદ મુસ્તુફા (સલ૦)

(નઝમ)

જગત – ઉદ્યાનમાં જ્યારે દમન પોષક હવા ચાલી;
અદબ નાસી સભામાં પાપની વિષમય સુરા ચાલી.
ચમન વાસી, ચમનવાસીનાં બેહા પ્રાણઘાતક થઇ,
નઠારી ભાવના બુલબુલ અને પુષ્પોમાં વ્યાપી ગઈ
ચમન–દાહક બધા માનવ મટીને દવ બની બેઠા;
મનુના રૂપમાં સર્જાએલા દાનવ બની બેઠા.
અનીતિ, પાપ વ્યભિચાર શત્રુવટ કતલ–બાઝી;
દમનનીતિ, તનુજાવધ, અસત પૂજા દગલ – બાઝી
ખુદા કેરી ખુદાઇ ઝુલ્મ જોઇ ખળભળી ઉઠી;
દયાની વાદળી પણ ઉષ્ણતાથી કળકળી ઉઠી.
સવેળા! સત્ય જાગ્યું ઉંઘથી ઝટ હોશમાં આવી;
અને અલ્લાહની કુદરત સવેળી જોશમાં આવી.
નુબુવ્વતની ઉષા ગારે હિરાથી એવી ચમકાવી;
કે ઝુલ્મતની મહા વિકરાળ રજની નાસવા લાગી.
રવી–કર સત્યના ચારે દિશામાં વ્યાપવા લાગ્યાં;
બુતોનાં જૂઠનાં આગાર તેજે બાળવા લાગ્યાં!
હતી સતને જરૂરત ક્યાં? કોઇ ભાલા કે ખન્જરની;
ફકત કાશી સદા ઉરની હતી અલ્લાહો અકબરની.
સુણી તૌહીદ–સૂરો કેટલા નિર્ભાન થઇ બેઠા;
મનોહર બસીએ કીધા ઘણાં અલ્લાહના શૈદા.
મુહમ્મદ મુસ્તુફા સલ્લેઅલા, સલ્લેઅલા આવ્યા;
ખુદાના શુક્ર કે શમ્સુદ્દુહા બદરૂદ્દુજા આવ્યા.
ગવાહી જેની દે છે સત્યથી આયાતે કુર્આની;
રસૂલુલ્લાહ છે તેનો નથી બીજો કોઈ સાની.
ખુશી થાઓ મુસલમાનો! જગતની ઇબ્તેદા આવી;
નુબુવ્વતની ગણેલી ઇન્તેહા એ ઇન્તેહા આવી.
જફાકરની કઝા આવી મરીઝોની દવા આવી;
યતીમોની ભુજા આવી, ગરીબોની દુઆ આવી.
પધાર્યો હાશમી બાગે કોઇ ફિરદૌસનો માળી;
કે જેણે નવ – ઢબે પોપી છે ઇબ્રાહીમની વાડી.
ખલીલુલ્લાહની બાગે પુનઃ હિતકર હવા આવી:
ફરી ઉજ્જડ વન કો' દિવ્ય બુલબુલની સદા આવી.
નૂપતુર, શિશમાં, રહમતના, વર્ષનની ઘટા આવી;
નવા પ્યાલા લઇ પીનાર સાકીની સભા આવી..
ડુબીને તારવા હે માનવો! ઉદ્ધાર આવે છે;
હઝારો ડુબતી કિસ્તીનો તારણહાર આવે છે.
અગર કોઇ રસૂલુલ્લાહનાં દરબાર આવે છે;
વિના પીધે બની મસ્તાન ને સરશાર આવે છે.
નબીના નામ પર "કાદિર" તું નૌકા તારી જાવા દે;
ડુબે તો ડુબવા દે, ને તરે તો પાર થાવા દે.

# ઇસ્લામનો જીવન-આદર્શ!

અદી બિન હાતિમ, પયગંબરે ઇન્સાનીયત (માનવતાના સંદેશવાહક) હઝરત મુહમ્મદ (સ૦)ની વફાતથી દોઢ બે વરસ પૂર્વે હિ૦ સ૦ ૧૧માં આપ (સ૦)ની સેવામાં હાજર થયા. આપે (સ.) તેઓને સંબોધીને ફરમાવ્યુઃ

"અય અદી! શું તમે એટલા માટે ઇસ્લામ નથી સ્વીકારતા કે, અમારા લોકો ગરીબ છે? ખુદાની કસમ તે લોકોમાં એટલી હદે માલ આવવાનો છે કે, ઘણા લોકો માલ દેવો ઇચ્છશે, પરંતુ એમને માલનો લેનારો કોઈ નહિં મળે."

"અય અદી! શું તમે એટલા માટે ઇસ્લામ નથી સ્વીકારતા કે, અમારા લોકો સંખ્યામાં ઓછા છે, અને અમારા દુશ્મનો ઘણા છે? ખુદા ચાહશે તો એ સમય બિલકુલ નિકટ છે. જ્યારે એક સ્ત્રી અકુલી કાદસિયાથી ચાલીને મક્કાની હજ (=યાત્રા) કરશે. અને તેને પ્રવાસ-પથે ખુદાના સિવાય કોઇનો ભય હશે નહિં."

"અય અદી! શું તમે એટલા કાજે ઇસ્લામથી દૂર નાસો છો કે, આ વખતે રાજ-તંત્ર બીજી કોમોના હાથમાં છે? ખુદા ચાહશે તો, વખત છેક સામે આવી ગયો છે. જ્યારે તમે સાંભળી લેશો કે, મુસલમાનોએ બાબુલ (ઇરાકનું પ્રખ્યાત શહેર, જે ફુરાત નદીના કિનારે પૂર્વ દિશા પર સ્થાયી હતું, તેની) પૃથ્વીનો ઉજળો મહેલ ફતેહ કરી લીધો હશે."

"અદી! તમને 'લાઇલાહા ઇલ્લિલ્લહ'ની ઘોષણા કરવામાં કંઇ રુકાવટ છે? શું ખુદાના સિવાય બીજો પણ કોઇ પરવરદિગારે આલમ (જગતનો પાલનહાર) હોઇ શકે છે?"

"અદી! તમે "અલ્લાહો અકબર"નો સાદ ભવ્ય કેમ નથી કરતા? શું અલ્લાહથી મોટો કોઇ અન્ય પણ છે?"

પૈગંબરે ઇન્સાનીયતના આ ફરમાનો વફાત મુબારકથી કેવળ દોઢ બે વરસ પૂર્વેના છે. આ ફરમાનોનો અર્થ બિલકુલ સ્પષ્ટ છે. રસૂલુલ્લાહ (સ૦)ને તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો કે, આપે (સ૦) મુસલમાનોને એક એવા માર્ગે નાંખી દીધા છે કે, જેનું વાસ્તવિક અને છેલ્લું પરિણામ એ નિપજશે કે, મુસલમાનોમાં સદકા અને ખૈરાત સ્વીકારે એક પણ જણ બાકી નહીં રહેશે. જો કે તેઓની સંખ્યા કાદસિયાથી મક્કા સુધી વિસ્તરી ચુકી હશે. તેઓ રાજકીય દૃષ્ટિએ પણ સ્વતંત્ર હશે. અને બીજી કોમો ઉપર ગાલિબ આવી જશે

"મુસલમાનોમાં કોઇ ખૈરાત લેનારો બાકી નહીં રહેશે" આ વાકય તે જીવન-સાફલ્યનો પ્રાણ છે. જે ઇસ્લામ દ્વારા આ જગતમાં ઉત્પન્ન થનારૂં હતું. માનવતાના સંદેશવાહકે એમ નથી કહ્યું કે, "મુસલમાનોમાં કોઈ માંગનારો બાકી નહીં રહેશે" એટલુંજ નહીં પણ એમ ફરમાવ્યું કે, કરજ દેનારા, ખૈરાત આપનારા, સખાવત કરનારા અને બીજાનો હાથ પકડનારા તો અગણિત હશે પરંતુ લેનારો માણસ કોઇ નજરે નહિં પડે." એટલે બધા સ્વતંત્ર હશે માલી નજરે ધનવાન અને બેનિયાઝ હશે. કોઇ પણ એક બીજાનો મોહતાજ નહીં હોય. સૌ પોતાના ચરણો ઉપર ઉભા હશે. એના સિવાય બેપરવાઇ એટલી હશે કે, ઘણા લોકો માલો દૌલત આપવી ચાહશે, પરંતુ કોઇ સ્વીકારશે નહીં. તેઓમાં લોભ કે લાલસા પણ હશે નહીં કે, તેઓ

કોઇથી બિનજરૂરી માલોદૌલત જમા કરતા રહે. માનવતાના સંદેશવાહકે પોતાના પવિત્ર જીવનમાં હુકમે ઇલાહી અનુસાર ઇસ્લામી સંસ્કૃતિની બુન્યાદો સ્થાપી દીધી હતી જેનું પરિણામ એ નિપજવાનું હતું કે, મુસલમાનોમાં કોઇ ખૈરાત લેનારો બાકી રહેશે નહીં. રસુલુલ્લાહ (સ૦)ના જીવનમાંજ દરેક મુસલમાને એમ જાણી લીધુ હતું કે, જે કાંઇ અદી બિન હાતિમને કહેવામા આવ્યું છે તે ખરેખર સાચુ પડી રહ્યું છે.

આપ (સ૦)ના પછી સિદ્દીકી યુગ ફક્ત સવા બે વરસ રહ્યો તે યુગની આપદાઓ એટલી બધી હતી કે, મુસલમાનોનો જીવનાધિકાર કાંઇ વધુ ભવ્ય ન થઇ શક્યો. ફારૂકી યુગમાં પૈગંબરે ઇસ્લામની ભવિષ્યવાણી અતિશય ખૂબીની સાથે પુરી થઇ ગઇ હઝરત ઉમ્માન (રઝી૦)ના ખિલાફત કાળમાં વાત બગડી શરૂ થઈ ગઇ. હઝરત અલી (ક૦)ના જમાનામાં ઇસ્લામી જમીઅતમાં ઇન્તેશાર ઉત્પન્ન થયો. અને આપની વફાતથી ખિલાફતના બદલે મલુકીયત કાયમ થઇ ગઈ. જેણે દુન્યાને ફરી તે બરબાદીના પથે હંકેવી દીધી; જ્યાંથી પૈગંબરે ઇસ્લામે તેને ઉગારી હતી.

"અય અદી! તે ગરીબોને એટલી હદે માલ મળનારો છે કે, તેઓમાં કોઇ માલ લેનારો બાકી રહેશે નહીં" રસુલુલ્લાહ (સ૦)ના એજ શબ્દો આજે પણ માનવતાનું જીવન-ધ્યેય છે. આજ જગતના કરોડો ખેડુતો, મઝદૂરો, અછૂતો અને ગરીબો ફરી તેજ જીવન-ધ્યેયની પૂર્ણાહુતિની પ્રતીક્ષા કરી રહ્યા છે!!!

[ઉર્દૂ ઉપરથી.]

●કોઇ કોઈ વાર એવું બને છે, કે આપણાં વિચારો અને આપણી યોજના આપણે જે જમાનામાં જીવીએ છીએ, તે જમાનામા અનુકુળ આવતા નથી. પણ તેથી આપણે નિરાશ થવુ જોઇએ નહિ. પણ બેવડા ઉત્સાહથી જગતનાં પ્રવાહોનો ચોક્કસ અભ્યાસ કરી, બીજા જમાના માટે પોતાની યોજનાં અમાનત રાખી એકાદ સીલ કરેલા પાકિટમાં સંભાળથી મૂકીને, તેનાં ઉપર અમુક વર્ષ પછી એ પાકિટ ખોલવાની એ સુચનાં આપવી જોઇએ, આશ્વાસન મેળવવાનો છેલ્લામાં છેલ્લો આ એકજ ઉપાય છે.

●હૈયાને વહેતું મૂકીને આલેખાયેલી કથામાં પણ અ-જાગૃતિનાં ગુણદોષ તો નજ હોવા જોઇએ. અંતરમાં ઘૂંટાતા ભાવો ઉપર કાબુ રાખવાનું સહુ કોઈ મથે તો છેજ, છતાં એ નિર્વીવાદ સત્ય હોવા છતાં નિયમન અને જાગૃતિ તો અત્યંત-આવશ્યક છે. દિલમાં ઊઠતા એકંદર ભાવો કલ્યાણકારી નજ હોઇ શકે. એ પ્રત્યેક લેખક લક્ષમાં રાખવુંજ જોઇએ.

●અવલોકનાર્થે અપાતા પુસ્તકો સાથે ભલામણોને સ્થાનજ ન હોઇ શકે. કારણ કે આવી ભલામણોથી વિવેચકની સ્થીતિ વિષમ બની જાય છે. ભલામણથી વિવેચકને સત્ય જાળવવું કે મૈત્રી, એની ભાંજગડમાં અનિચ્છાએ અટવાઈ જવું પડે છે. યોગ્ય તો એજ ગણાય કે અવલોકનકારોને સ્વતંત્ર રીતે પોતાનો સ્પષ્ટ મત આપી દેવાની તક આપવી જોઇએ નહિતર પોતાનાં પુસ્તક વિષે ડર હોય, એવા ડરપોક લેખકે પોતાનાં પુસ્તકને અવલોકન માટે આપવુંજ જોઇએ નહિ. સારા મત માટેની ભલામણો સાથે અવલોકનાર્થે પુસ્તક પાઠવવાની જરાયે આવશ્યકતા નથી. કોઇપણ લેખકે આટલી હદે નીચા ન ઉતરવું જોઇએ.

# સરવરે આલમ (સલ૦) નું

# સાદું જીવન

△જનાબ સાલેહ બકીલી સા.

હુઝૂર સરવરે આલમ (સલ૦)નુ જીવન પહેલેથી છેલ્લે સુધી નેકી અને હિદાયતનુ દર્પણ છે, જેનાથી દરેક ઇન્સાન, દરેક ધર્મ અને દરેક પ્રજા લાભ પ્રાપ્ત કરી શકે છે

આપ જન્મ પહેલાજ યતીમ (અનાથ) થઇ ગયા હજુ સારા સમજણા પણ થયા ન હતા કે, મૃત્યુએ વ્હાલી માતાના પ્રેમભર્યા ખોળામાથી જુદા કરી દીધા થોડા સમય પછી દાદાનો માયાળુ છત્રસાયો પણ માથા ઉપરથી ઉડી ગયો બાળપણુ એવી રીતે યતીમી અને બેકસીમા ગુઝર્યું યુવાન થઇને લાંબી મુદ્દત તંગી અને નાદારીમા વિતાવી એકાએક કુદરતે ચાળીસ વર્ષની વયે તે ખિલઅતે નબૂવત અર્પણ કરી કે જેની આગળ દુન્યાની તમામ નેઅમતો તુચ્છ હતી. મનસબે નબૂવત પણ એવી શાન સાથે કે આપથી પહેલા કોઇને પણ આવી ઇઝઝત મળી ન હતી પરતુ આ બધા વાતાવરણમા સગાવ્હાલાઓની દુશ્મનીઓ અને સખ્તીઓ, શહેર અને ઘરમા ભિન્નભિન્ન પ્રકારના કષ્ટો, અન્યોના રોઝરોઝના વિરોધો, જેને કારણે વહાલુ વતન તજવુ પડયુ. ઝાહિરી નઝરે જોનારા વતન ત્યાગ માટે આનદિત છે. પોતાની કામયાબી અને ફતહયાબી માટે આનન્દની મજલિસો ગોઠવી રહ્યા છે. પરતુ સમય ધીમે ધીમે ઇન્કિલાબે નબૂવતનો એલાન કરી રહ્યો છે. દુન્યાને દેખાડવામા આવી રહ્યુ છે કે આજ યતીમ જે ઝાહિરમા પોતાના વતનનો ત્યાગ કરી રહ્યો છે, એક સાથીને લઇને રૂખ્સત થઈ રહ્યો છે સમય આવશે કે જે સ્થળેથી તમે તેને કાઢી મૂકયો છે, તેજ સ્થળ તેનુ દીની કેન્દ્ર હશે. આ સમયે તમે માત્ર એકજ સાથીને જોઇ રહ્યા છો, પરતુ થોડા દિવસોમા ઇન્સાનોની દુન્યા તેની સાથે હશે જે મહાન મકસદને માટે આપ મબઉસ થયા હતા, તેની સપૂર્ણતા શરૂ થઇ ગઈ મક્કહથી વતન ત્યાગ કરીને મદીનહમા તૌહીદે ઇલાહીની તબ્લીગ શરૂ થઈ તૌહીદના ગગન ગુંજિત નઅરા હિજાઝના રણોમાથી નિકળીને, અરબસ્તાનની મરહદોને ચીરતો કૈસર અને કિસરાના મહાલયોમા પહોચી ગયા

દુન્યા આશ્ચર્યમા ગર્કાવ છે કે ઝિન્દગીની આ થોડી પળોમા, તેજ કૌમ જેની રિતભાતોમા દરેક પ્રકારની બુરાઇઓ ભરેલી હતી, હુઝૂરે અન્વર (સલ૦)ના પવિત્ર જીવન અને દીની તબ્લીગની અસરથી નેકીઓ અને અખ્લાકનો અમલી નમૂનો બની ગઇ

અમે આ ન્હાના લેખમા એટલુજ દેખાડવા ચાહીએ છીએ કે હુઝૂર (સલ૦)ની મુબારક ઝિન્દગી યતીમી અને ગરીબાઇથી લઇને સાદગી અને કુર્બાનીનો એક એવો નમૂનો હતી, જેનુ ઉદાહરણ કયાએ મળી શકતુ નથી આપની રહેણી કરણીમા તલમાત્ર ફેર પડયો નહિ હમેશા એકજ રીતે ઝિન્દગી ગુઝારી જ્યારે કંઈ પણ ન હતું ત્યારે પણ દિલ ગની હતુ અને જ્યારે શહેન્શાહ હતા કૈસરો કિસરાના તખ્તોતાજ ચરણોમાં આવી પડયા ત્યારે પણ ગર્વનું નામોનિશાન ન હતુ. જેવી રીતે બાળપણમા બકરા ચારતા હતા, નબુવત અને સલ્તનત પછી પણ ખૂદ પોતે દુધ દોહતા હતા. કદી પોતાના નિજના કામ માટે પણ સેવકોને તકલીફ આપી નહિં બલ્કે પોતાના કામોને પોતાના હાથોથીજ કર્યા. જો કદી કોઇની પાસે કંઇ કામ લીધું તો તેનાથી વિશેષ કામ પોતે કરી આપ્યુ. વૃધ્ધો અને

અશકતોનો ભાર ઘણી વાર પોતના ખભા ઉપર ઉઠાવી લેતા હતા

હઝરત આઈશા સિદ્દીકા (રદી૦) ફર્માવે છે જેવી રીતે તમે તમારૂ કામ કરો છો, એવીજ રીતે આપ પણ કરતા હતા ખૂ દુધ દોહતા, કપડા સિવતા, જોડા સાધતા (બુખારી અને તિર્મિઝી શરીફ)

## મસ્જિદે નબવીના ચણતરમા મઝદૂરી

મસ્જિદે નબવીના ચણતર સમયે સહાબાની સાથે આપ પણ ઈંટો ઉઠાવતા હતા (બુખારી શરીફ)

ગઝવએ ખન્દકમા સહાબા ખન્દક ખોદી રહ્યા હતા બીજી તરફ આપની આ હાલત હતી કે કોદાળી હાથમા હતી અને ખન્દક ખોદવામા તલ્લીન હતા હ૦ જાબિર ફર્માવે છે અમને ત્રણ દિવસથી ખાવાનુ કંઇ પણ મળ્યુ ન હતુ કેટલાક સહાબાએ ભુખની શિકાયત કરી આપે પહેરણ ઉઠાવ્યુ હ૦ જાબિર કહે છે પેટ મુબારક ઉપર પત્થર બાંધેલો હતો (બુખારી શરીફ)

## ગઝવાતમાં આગેવાની

શહેનશાહે આલમથી કયા સહન થઇ શકે કે ખુદ તો મસ્નદે નબુવ્વત ઉપર બેસી રહે અને બારગાહે નબુવ્વતના ગુલામો સન્ફ રોશી કરે એવો કયો ગઝવહ છે જેમા સરકારે આલમ (સલ૦) અનહદ ઇસાર અને અત્યંત સાદગી સાથે શામિલ નથી થયા?

ખૈબરની ફત્હ સમયે આપ ગધેડા ઉપર સવાર હતા, જેની લગામ ખજૂરીની છાલની હતી

હઝરત અનસ રદી૦ ફર્માવે છે મક્કહના વિજય સમયે જે પાલાન આપના ઉંટ ઉપર હતુ, તે એક રૂપિયાથી વધુ કીમતનુ ન હતુ

## હુઝૂર (સલ૦)નો ખોરાક

ખોરાકમા મ્હોટે ભાગે જવની રોટલી હતી કેટલીક વાર તો એ પણ આપને મળતી ન હતી હઝરત આઇશા (રદી૦) ફર્માવે છે આપના ઘરવાળાઓને પેટ ભરીને જવની રોટલી પણ લગલગાટ બે દિવસ મળી નથી (તિરમિઝી શરીફ)

એક દિવસ હઝરત આઇશા (રદી૦)ના દુધભાઈ પધાર્યા આપે તેમને માટે ખાવાનું મંગાવ્યુ અને ફર્માવ્યુ જ્યારે પણ હુ પેટ ભરીને જમુ છુ ત્યારે મને રડવુ આવી જાય છે હુઝૂર (સલ૦) એક દિવસ પણ પેટ ભરીને જમ્યા નથી (તિરમિઝી શરીફ)

ગરીબો અને મિસ્કીનોનું પેટ ભરયા પછી જે કાંઇ બચતુ તે આપ આરોગતા હતા આ બારગાહે આલીનુ રસોડુ ભુખ્યા અને મુહતાજો માટે વકફ હતુ વર્તમાન દુન્યવી શહન્શાહોનુ બાવરચીખાનુ ન હતુ, જેઓ માત્ર પોતાને માટેજ કૌમ અને રૈયતના હઝારો રૂપિયા બુરી રિતે ઉડાવે છે બલ્કે આ તેવી બારગાહ હતી, જે બીજાઓની ઝરૂરતો પૂરી કરીને પોતે લાંઘણ કરતા હતા

## લિબાસ

તે પવિત્ર ઝાત જે તમામ આલમની ઈલાહી આજ્ઞા પ્રમાણે હાકિમ અને માલિક હતી એનો પોતાનો લિબાસ માત્ર કમીસ ચાદર, તેહબંદ અથવા ઇઝાર અને અમ્મામો હતુ આ ચીઝો પણ મામૂલી પ્રકારના કપડાની હતી સુશોભિત કે આકર્ષક ન હતી મ્હોટે ભાગે થીગડા મારેલા કપડાજ આપ પહેરતા હતા અને તે પણ કોઇ મુહતાજ માગતો કે તુરત આપી દેતા હતા

એક વાર એક ઔરત એક ચાદર આપની પાસે હદિયો લાવી અને અર્ઝ કરી મારી ઇચ્છા છે કે આ આપને પહેરાવુ. આપને

એ સમયે ચાદરની ઝરૂરત હતી, જેથી સ્વીકારી લીધી આપ ચાદરને તેહબંદ પેઠે બાંધીને બહિર પધાર્યા એક શખ્સે તેની ઘણી તા'રીફ કરીને આપની પાસે માગી આપે તેજ સમયે તેને આપી દીધી અબ્દુર્રહમાન (રદી૰)એ તે માણુસને કહ્યું કે હુઝૂર (સ૦)ની પાસે ચાદર ન હતી તે કેમ માગી? તેણે કહ્યું. ખુદા ગવાહ છે કે મેં પહેરવાને માટે નથી માગી, બલ્કે એટલા માટે માગી છે કે આ મારૂં કફન થાય (બુખારી શરીફ)

### બિસ્તર

હઝરત આએશા સિદ્દીકા (રદી)ને પૂછવામાં આવ્યું કે હુઝૂર (સ૦)નું બિસ્તર કઇ વસ્તુનું હતું? આપે ફર્માવ્યું કે ટાટનું, જેમાં ખજુરની છાલ ભરેલી હતી (બુખારી અને તિરમિઝી શરીફ)

આજ સવાલ હઝરત હફસહ (રદી૰)ને પણ કરવામાં આવ્યો આપે ફર્માવ્યું કે આપના આરામને માટે અમે ઘણી વાર એક ટાટનો ટુકડો પાથરી દેતા હતા એક રાતના મેં એ ટાટને (એક પડીને બદલે) ચાર ઘડી કરીને બીછાવી દીધું કે આપને વધારે આરામ મળે સવારના આપે ફરમાવ્યું "રાતના તમે શું પાથરી આપ્યું હતું?" મેં અર્ઝ કરી કે તેજ આપનું ટાટ હતું પણ ફેર માત્ર એટલો હતો કે ચાર ઘડી કરી દીધી હતી આપે ફર્માવ્યું "નહિં, પહેલા જેવું હતું તેવુંજ કરી દો" (તિરમિઝી શરીફ)

### સગાંઓને સાદગીની તા'લીમ

હઝરત અમીરૂલ મૂ'મિનીન મૌલા અલી (રદી૦) ફર્માવે છે કે 'મારી પત્ની-હુઝૂરે અકરમ (સલ૰ના પુત્રી ફાતિમહ ઝહરા (રદી)ની એવી હાલત હતી કે ચક્કી ચલાવતા ચલાવતા હાથમાં છાલા પડી ગયા હતા. કેટલીક વાર લોહી પણ નિકળી આવતું હતું. મેં એક દિવસ મસ્જિદે નબવીથી આવીને તેમને કહ્યું કે હવે તકલીફ જોઈ શકાતી નથી હુઝૂર (સલ) પાસે જઇને અર્ઝ કરો કે એક લોંડી તમને આપે" આપને સવાલ કરતાં શરમ આવી પરંતુ શૌહરની ઇતાઅત કરતાં હુઝૂર (સલ૦)ને અર્ઝ કરી હુઝૂર સલ્અમે ફર્માવ્યું "બ્હાની બેટી તને એવી વાત ન બતાવું જે લોંડીથી બેહતર હોય સુતી વખતે ૩૩ વાર સુબ્હાનલ્લાહ ૩૩ વાર અલહમ્દુ લિલ્લાહ અને ૩૪ વાર અલ્લાહો અકબર પઢયા કર એ ચાકરથી બેહતર છે (બુખારી શરીફ)

અલ્લાહો અકબર! બારગાહે નબૂવ્વતમાંથી હઝારો લોકોને માલે ગનીમતમાંથી રોકડ રૂપિયા અને લોંડી ગુલામ વહેંચવામાં આવે પરંતુ દિલના ટુકડા (પુત્રી)ને આવી સાદગીની તઅલીમ આપવામાં આવે! —

### મુસલમાનોને અર્ઝ

મુસ્લિમ બિરાદરો! અમારી પ્રતિ-દિનની કમાલીયતે અમને બદથી બદતર હાલતમાં પહોંચાડી દીધા છે. અમે અમારા એશ આરામ-દી કારણે શાહૂકારોના ગુલામ બનતા જઈએ છીએ તે સમય આવી લાગ્યો છે કે અમે મૂડીદારોના હાથેથી બરબાદ થઇ જઈએ લિલ્લાહ પોતાની પ્રાચીન સાદગીને ઇખ્તિયાર કરો શાદી ગમી અને દરરોઝની ઝિન્દગીમાં સરકારે આલમ (સલ૦) આપના અહલે બૈત અને સહાબા (રદી૦)ના ઉસ્વએ હસનાને પોતાનો સિદ્ધાંત બનાવી લો જે રૂપિયા વિલાસ વૈભવ ઉપર ખર્ચ થાય છે તે પોતાની કૌમી ઇસ્લામી બિરાદરી, ગરીબો, યતીમો અને દીની ઝરૂરતો માટે ખર્ચ કરો પછી જુઓ તો ખરા કે કેવો મહાન ઇન્કિલાબ થઈ જાય છે.



# દુન્યાના તારણહાર થઈ આવ્યા

છવાયો 'તો જહાલતનો બધે અંધકાર દુન્યા પર,
ન જીવન જાણતું કોઇ કે જીવન સાર દુન્યા પર,
રે નિજ સર્જેલ બુતને માનતા કિરતાર દુન્યા પર,
હતા અન્યાય અનિતિ જૂઠ અત્યાચાર દુન્યા પર;

બની ખતમુલ નબી ત્યારે મોહમ્મદ મુસ્તફા આવ્યા,
જગતને હક્ક અને ઇન્સાનિયત સમજાવવા આવ્યા.

ને નિજના આગમન સાથે પરિવર્તન કરી દીધું,
કે દુન્યામાં નવી દુન્યાનું એક સર્જન કરી દીધું,
રહી હક્ક પર અને સહુ જુઠનું ખંડન કરી દીધું,
અનિતિ પાપથી આ વિશ્વને પાવન કરી દીધું.

ને માનવતા એના આગમનથી જાન આવી ગઇ,
હરએકની ઝિન્દગાનીને અનોખી શાન આવી ગઇ.

મોહંમદ નામની ચારે દિશાઓમાં દુહાઇ છે,
મોહમદ નામથી રૌશન થઇ સારી ખુદાઈ છે,
મોહંમદની ભલાઇથી જગત માંહે ભલાઈ છે,
નબીની રેહનુમાઈ પર જગતની રેહનુમાઈ છે,

નબીના કાજ આજે આ બધી ખલ્કત ખુદાની છે.
નબીના આશિકો પર વિશ્વમાં રહમત ખુદાની છે.

હતા એ શાહ છતાય ઝિન્દગી એની હતી ન્યારી,
જગતને બોધ દેનારી જગતના દિલને હરનારી.
બહુ આદર્શને ઉંચી બહુ સાદી સદાચારી,
દુ:ખીના દુ:ખને હરનારી દયા શત્રુની ખાનારી,

ને હિંમત ટેક ધિરજ વીરતામાં પણ હતા ન્યારા,
અમોને ફખ્ર છે તેઓ અમારા છે નબી પ્યારા.

ખુદાના લાડલા નબીઓ તણા સરદાર થઈ આવ્યા,
ગુનહગાર આપની ઉમ્મતના આપ આધાર થઇ આવ્યા,
હરએક 'મઝલૂમ'ના દુન્યા મહીં ગમખ્વાર થઇ આવ્યા,
મોહંમદ આપ આ દુન્યાના તારણહાર થઇ આવ્યા,

હું જાઉં આપ પર સદકે છે એકજ યાચના મારી,
રહે બંને જગતમાં લાજ મેહબૂબે ખુદા મારી.

"મઝલૂમ" જેતપુરી.

# નાવ લગાવો પાર

નાવ લગાડો પાર નબીજી!
નાવ લગાડો પાર.

અંધારે અટવાઈ રહ્યો છું,
વમળમાં ઘેરાઈ રહ્યો છું,
આફતમાં સપડાઈ રહ્યો છું,
દિલમાં છે કંપાર, નબીજી!
નાવ લગાડો પાર

ઝેરી હવાઓ વાઈ રહી છે,
દિલને ગુલામી ખાઈ રહી છે,
આશાઓ રોળાઈ રહી છે,
ચેન નથી તલભાર, નબીજી!
નાવ લગાડો પાર

જીવ છે સઘળા ઉલઝન માંહે,
ક્લેશ છે જગના જનજન માંહે,
શોર છે આખા ઉપવન માંહે,
કોણ સુણે પોકાર? નબીજી!
નાવ લગાડો પાર.

દિલની વ્યથા જઈ કોને કહું હું?
દિલની દશા જઈ કોને કહું હું?
દિલની કથા જઈ કોને કહું હું?
કોઈ નથી ગમખાર, નબીજી!
નાવ લગાડો પાર.

પાપ થકી ભરપૂર છું હું તો,
જગ માંહે મજબૂર છું હું તો,
ચિંતામાં ચકચૂર છું હું તો,
કોઈ નથી આધાર, નબીજી!
નાવ લગાડો પાર.

"ધૂની"

# નબી!

દઈને શરણ ચરણ મહીં સંભાળજો નબી!
હેતે ભરેલ હાથથી પંપાળજો, નબી!
અંધારો પથ છે ને પ્રવાસી છું આંધળો,
આંખો દઈને પથને અજવાળજો, નબી!

*

સળગી રહ્યો છું વિશ્વ મહીં, ઠારજો, નબી!
ડૂબી રહ્યો છું, હાથ ગ્રહી તારજો, નબી!
માગું જીવનને બિંદુ બનાવી દયા કરી,
સિંધુ સમા હૃદય મહીં સત્કારજો, નબી!

*

ખિઝાં હતી ત્યાં તમે ધરમની બહાર કરી,
હતી જ્યાં રાત, તમે ધર્મની સવાર કરી
ઝુકાવ્યા વેર ભરેલા હૃદયને પ્યાર કરી,
હજાર વાર હટાવ્યા છે એક વાર ફરી.
કૃપા ખુદાની બનીને જગત ઉપર આવ્યા,
અને ઉપરથી તમે પણ કૃપા અપાર કરી.
પિવાડી કોમને પાણી હૃદયની આંખોથી,
ખુણે ખુણે ઝળકી એવી પાણીદાર કરી.
હયાત પર એ હકૂમત તમારી ચાલે છે,
કઝા રહે છે ઉભી આવીને, જુહાર કરી
અનાર કાળનો સંસાર આજ કહે છે કે,
તમે બતાવ્યો છે અણુસારથી જ સાર કરી.
બનીને નૂર પ્રકાશિત કર્યાં ઉભય જગને,
ને માનવી રૂપે ઇન્સાનિયતને પાર કરી.
નિસાર કેમ ખુદાઈ ન હો તમારા પર?
ખુદા ઉપર જ્યાં તમે જાન છે નિસાર કરી.
હતી શી વાત એ મે'રાજ-રાતની "એફામ!"
વિચારમાં જ ઘુમે છે જગત વિચાર કરી.

"એફામ"

# પ્યારા નબી (સલ૦)

કુફ્રનો અંધકાર જગથી દૂર કરનાર નબી!
જગતને ઇસ્લામનો પૈગામ દેનારા નબી!
પ્રાણ માંહે માનવીના પ્રાણ પુરનારા નબી!
આપ છો આ જગત માટે શાંતિની ધારા નબી!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

ચંદ્ર, સૂરજને મળી છે આપના દમથી ચમક,
પુષ્પને પણ સાંપડી છે આપના દમથી મહક;
આપના દમથી મળી છે ઝર્રે ઝર્રે ને ઝલક,
આપના દમથી છે આ ભૂમિ અને ઉપર ફલક.
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

પૂર્ણ થૈ ગઈ આપના શુભનામ પર પૈગમ્બરી!
ખુશ થઇ આપી ખુદાએ આપને જગ-રાહબરી!
આપને મળતા હતા સંદેશ નિત્યે ઇશ્વરી!
પ્રાપ્ત થૈ ગઇ આપને બેઉ જગતની સરવરી!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

રૂબરૂ અલ્લાહની જઇ આવનારા આપ છો!
ચાંદના ટુકડા કરી બતલાવનારા આપ છો!
કુર્આનસમ નેઅમત જગે લઇ આવનારા આપ છો!
તૌહીદ-સુરા માનવને અહીં પીવડાવનારા આપ છો!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

અન્ય માટે અશ્રુઓ નિત સારનારા આપ છો!
જગભલાઇની દુઆઓ માગનારા આપ છો!
શાતવન દુ:ખી દિલોને આપનારા આપ છો!
ડૂબતી નૌકા જગતની તારનારા આપ છો!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

જ્ઞાન ખુશ્બૂથી ચમનને આપ મહેકાવી ગયા!
ઉચ્ચ સંસ્કારો દઈ આલમને દીપાવી ગયા!
ઝિંદગીનો ભેદ સૌને આપ સમજાવી ગયા!
રહમતો અવનિ પરે અગણિત વરસાવી ગયા!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

એક ખુદા પ્રત્યે તમે માનવનું દિલ માઇલ કર્યું!
જગતમાં માનવ-જીવનને જીવવા કાબિલ કર્યું!
નવ હતું હાસિલ તે અલ્લાહથી હાસિલ કર્યું!
નવ હતું કામિલ તેને પણ તમે કામિલ કર્યું!
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

પ્રેમ જ્યોતિની દીધી માનવને આપે એ ચમક,
કે નિહાળી એ ચમક ત્યાં થૈ ગયું આકાશ છક;
થઇ ગયો માનવનો માનવ વિશ્વમાં શુભેચ્છક,
નવ રહી અલ્લાહ વિણ બકી દિલોમાં કો' ધડક;
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

આપના શુભ નામ માંહે બરકતો છે બેશુમાર,
આપના શુભ નામથી ખુશ થાય છે પરવરદિગાર
આપના શુભ નામથી છે બાગમાં આજે બહાર,
આપના શુભ નામથી "અશરાફ"ને પણ છે કરાર.
મરહબા સદ મરહબા અલ્લાહના પ્યારા નબી!

"અશરાફ"

# માહે રબીઉલ અવ્વલ

* રિફ્અઈ શાએરી

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન.

અલ્લાહુમ્મા સલ્લે વ સલ્લેમ વ બારેક અલા મોહંમદે નિસ્સલામે, વન્નબીય્યીલ ઉમ્મીય્યે, મોઅલ્લિમલ મલકૂતે વન્નામૂતે. વલ્મોઈર્રેબિલ જ-બ-રૂતે વલ્લાહૂતે, વ મોન-મકેનલ હ-દ-ગનિલ હાહૂતે, વન્નુરિલ ફલેક-ઝલ્લો-લો-માતે, ઐનલ મૌજૂદાતે વલ્માઅદુમાત.

ચાંદ જોઇને ત્રણ વખત "અલ્લાહો અકબરૂ", ત્રણ વખત દરૂદ શરીફ, પુરી "બિસ્મિલ્લાહ" સાથે અગીઆર વખત સૂરએ "કૌસર" અને ત્રણ વખત દરૂદ શરીફ પઢવું અને એનો સવાબ હુઝૂર (સલ.)ને બખ્શી દેવો અને હુઝૂર (સલ.)ના વસીલાથી દુઆ માંગવી ઇ અ. કુબૂલ થશે.

મગરિબની નમાઝ પછી અને ઇશાની નમાઝ પહેલાં બે રકાત નફિલ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક એક વખત અને "ઇખ્લાસ" ત્રણ ત્રણ વખત પઢવી અને સલામ ફેરવી "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદિવં વ અલા આલે મોહંમદિવં વ બારેક વ સલ્લેમ બેરહમતેકા યા અર્હમરાહેમીન" એક હજાર વખત પઢવું.

બીજી રિવાયત મુજબઃ—ચાંદ થાય તેજ રાત્રે ઇશા પછી બે બે રકાતના હીસાબે સોળ રકાત નફિલ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક એક વખત અને "ઇખ્લાસ" ત્રણ ત્રણ વખત પઢવી અને બધી નફિલોથી પરવારી "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદેનિન-બિય્યીલ ઉમ્મીય્યે વ રહમતુલ્લાહે વ બરકાતોહુ" એક હજાર વખત પઢી બાવઝૂ સુઇ જવું અને સુતાં સુતાં આંખ લાગી જાય ત્યાં સુધી ગજકુર દરૂદ શરીફ પઢવું ચાલુ રાખવું જો આવી રીતે બાર રાત પઢવામાં આવશે તો ઇ૦ અ૦ હુઝૂર (સલ૦)ના દીદાર નસીબ થશે.

આ મહીનાની ત્રીજી તારીખે ચાર રકાત નફિલ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક એક વખત અને "આયતુલ કુર્સી" એક એક વખત અને સૂરએ "તાહા" અને "યાસીન" એ બન્ને ત્રણ ત્રણ વખત પઢવી એવી રીતે ચાર રકાત પઢી એનો સવાબ હુઝૂર (સલ૦)ને બખ્શી દેવે:

આ મહીનાની દશમી તારીખે ત્રણસો સાઠ વખત "ઇખ્લાસ" પઢવી.

જનાબ હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ)ના વફાતને દહાડે એટલે બારમી તારીખે તાબેઇન અને તબે તાબેઇન (રહે૦) સાહેબોએ હુઝૂર (સલ૦)ની મુબારક રૂહને હદીયો પહોંચાડવા વીસ રકાત નફિલ પઢતા હતા જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" એક એક અને 'ઇખ્લાસ' એકવીસ એકવીસ વખત પઢતા હતા,

મઝકૂર "તાબેઇન" અને "તબે તાબેઇન" (રહ૦)ના જમાનામાં કોઇ એક બુઝુર્ગ મજકુર નમાઝ પઢતા હતા અને તેમને જનાબ હુઝૂર (સલ૦)ના દીદાર નસીબ થયા હતા; અને જનાબ હુઝૂરે (સલ૦) તેમને જન્નતની ખુશ ખબર આપી હતી.

આ મહીનાની એકત્રીસમી તારીખે બે રકાત નફિલ જેની દરેક રકાતમાં "અલ્હમ્દ" પછી સૂરએ "મુઝમ્મિલ" એક એક વખત પઢી સલામ ફેરવી તુરત સજદામાં જઇ બહુજ નમ્રતા આજીજી અને ખરા દિલથી "યા ગફૂરો તગફ્ફૂર્તા બિલ ગુફ્રે વલ ગુફૂરો ફી ગુફ્રે ગુફ્રેકા યા ગફૂરો" ખુશી હોય તેટલી વખત પઢી જે કંઇ દુઆ માંગશે તે ઇ૦ અ૦ કુબૂલ થશે.

આ મહીનાનો ચાંદ થાય તેજ રાતથી આખો મહીનો દરરોજ રાત્રે ઇશા પછી જે કોઇ "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદિવં વ અલા આલે મોહંમદિન કમા સલ્લયતા અલા ઇબ્રાહીમા વ અલાઆ લે

ઇબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ" એક હજાર એકસો પચ્ચીસ વખત પઢશે તે જનાબ હુઝૂર (સ૦)ને ખ્વાબમા જોશે

જે કોઈ આ મહીનામા "સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ" અથવા "અસ્સલાતો વસ્સલામો અલૈકા યા રસૂલલ્લાહ" અથવા તો અસ્સલાતો વ સ્સલામો અલૈકા યા રસૂલલ્લાહ, સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ ત્રણમાથી કોઈ પણ એકને સવા લાખ વખત પઢશે તે હુઝૂર (સલ૦)ને ખ્વાબમા જોશે

આ મહીનાની બારમી તેરમી અને ચૌદમી રાત્ર નમાઝે વિતર પઢવા પછી દરરાત્ર સાત હજાર સાતસો એકતાલીશ વખત "યા બદીઉલ અજાએબે બિલ્ખૈરે યાબદીઓ, અથવા (યા બદીએ) જે કોઇ પઢશે તે જો ફકીર હશે તો ખુદાપાક તેને માલામાલ કરશે અને સાહેબે માલ હશે તો ખુદાપાક તેમા બરકત અતા કરશે અને એ ઉપરાતે મખ્લૂક ઉપર પઢનારનો રોબ ગાલિબ કરશે પણ એમા ખાસ શરત એ છે કે બારમી રાત પીર જુમેરાત અથવા તો જુમ્આની રાત હોવી જોઇએ

તનગરી કર્ઝ અદા થવા, દરેક હાજત અને દરેક ઉમ્મેદ પુરી થવા ઉપરાત ગૈબી ફુતૂહાત માટે આ આખો મહીનો દરરોજ સવારની નમાઝ પછી —

"બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ" એક વખત પછી દરદ શરીફ (દરદે તુનજ્જીના પઢવુ બેહતર છે) અગીઆર વખત, પછી "યા મુગની" અગીઆરસો વખત, પછી પુરી "બિસ્મિલ્લાહ" સાથે સૂરએ "મુઝ્ઝમ્મિલ" શરીફ અગીઆર વખત અને પછી દરદ શરીફ અગીઆર વખત પઢી દુઆ માગવી, ઇ૦ અ૦ ધારેલુ કામ થઈ જશે

મજકૂર અમલ ૪૧ દહાડા પઢવુ બેહતર અને અફ્ઝલ છે

કોઇ પણ ખાસ કામ સિવાય ખાલિસન લિલ્લાહ હમેશા પઢનારને ખુદાપાક સૌ કઇ નેઅમતો અતા કરશે અને એ ઉપરાત ગૈબી અલામાતો પઢનારને દેખાવા માડશે, પણ એ અલામાતો કોઇને જાહેર કરવી (કોઇને પણ કહેવી) જોઈએ નહીં કેમકે નહીં તો હેરાન થવા સભવ છે

આ મહીનામા દરેક જુમ્આની રાત્રે ઈશા પછી —દરદ શરીફ એકસો વખત પછી પુરી "બિસ્મિલ્લાહ" સાથે સૂરએ "કૌસર" એક હજાર વખત અને પછી દરદ શરીફ એકસો વખત પઢી એનો સવાબ હુઝૂર (સ૦)ને બખ્શનારને ઇ૦ અ૦ દીદાર નસીબ થશે

અમુક રિવાયત મુજબ ઉપર પ્રમાણે કરી હુઝૂર (સલ૦)ના વાસ્તાથી –"અલ્લા હુમ્મા ઈન્ની અસ્આલોકા વ અતોવજ્જો ઇલૈકા બેનબીય્યેકા મોહમ્મદિન સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ નબીય્યીર્રહમતે યા મોહમ્મદો ઇન્ની અતવજ્જો બેકા ઈલા રબ્બેકા લેયકઝા હાજાતી કુલ્લહા" પઢી જે કઇ હાજત-ઉમ્મીદ વગેરે દીનો દુન્યાના દરેક કામ પૂર્ણ થવા દુઆ માગેથી ઇ૦ અ૦ ખુદાપાક પૂરી કરશે

કેટલીક રિવાયત મુજબ જે કોઇ આખી ઉમરમા એકકી વખતે મજકુર રીત પ્રમાણે ખાલિસન લિલ્લાહ પઢશે તો દોઝખની આગ તેની ઉપર હરામ થઇ જશે એટલે પઢનાર જન્નતી થશે

જો ઉપર લખેલ નફ્લો વગેરે નહીં પઢી શકાય તો આખો મહીનો રાત દિવસ હરતા ફરતા દરદ શરીફ પઢતા રહેવુ, કઇ પણ નહીં કરવા કરતા બેહતર અને અફ્ઝલ છે

ખુદાપાક સૌ કોઇને હીદાયત અતા કરી હુઝૂર (સલ)ના દીદાર નસીબ કરે આમીન



# ગરીબની દુન્યા

[આજના ધનવાનો, કેવી રીતે ગરીબોનું લોહી ચુસી પોતાની તિજોરીઓ ભરે છે તેમને કેવી રીતે લુટે છે. તેનો ચીતાર આ લેખમાં લેખકે દોર્યું છે. ——સંપાદક]

" એ ભાઈ એક્કાવાળા...!"

" જી હજુર!"

" એક્કો ખાલી છે?"

" જી હાં!"

" સ્ટેશન ચાલશે?"

" એ માટે તો અહિં ઉભો છું."

" સ્ટેશનનું શું લેશે?"

" આપને જે યોગ્ય લાગે તે!?"

" એક્કો તમારો છે કે મારો? મને શી ખબર કે સ્ટેશનનું આપ શું લો છો? તમે બોલો તો ખરા?!"

" નહિં સાહબ એક્કો તમારો છે. આપ જેવાની દુઆથીજ આ એક્કો ચાલે છે. અને......રેટ....જે આપ આપશો......તેજ રેટ છે."

હું તો ચુપ થઇ ગયો. શું કહેતે એક્કાવાળો વાત પરથી શરીફ દેખાય છે તે સારા કુટુંબનો હશે. પરંતુ ગરીબાઇના પરિણામે તે લાચારીએ એક્કો હાંકતો હશે. કહે છે જે આપ આપશો તેજ 'રેટ' છે. હું તો આ અર્થમાં ગરકાવ થઇ ગયો હું આપું અને કદાચ તેને ઓછું પડે તો? તે પોતે પણ કંઇ કહેતો નથી. મેં મારા ગામના રેટ પ્રમાણે કહ્યું. "ઠીક! એક રૂપીઓ આપીશ." મારા ગામથી સ્ટેશન એટલેજ દૂર હતું. કદાચ અહિંથી પણ સ્ટેશન એટલુંજ દૂર હશે?! તે મનમાં બબડયો. "એક રૂપીઓ?!" મેં તેના તરફ જોયું તો તેના મુખ પર ઉદાસીનતા છવાઇ ગઈ હતી. તે મનમાં સમજ્યો હશે સાહેબે મારી આવી વાતોનો લાભ ઉઠાવી ઓછું ભાડું આપવા કહ્યું હશે. તે પોતાની પૂરી મજુરીથી નિરાશ થઇ રહ્યો હતો.

" ભાઇ એક રૂપીઓ ઓછો છે?" મેં તેના તરફ જોઈ કહ્યું.

તે ચાબુક વડે જમીન ખોદતો મનમાં વિચારવા લાગ્યો કે જ્યારેં મે બધી વાત શેઠ સાહબ પરજ નાખી અને કહું કે એક રૂપીઓ ઓછો છે. ...?

" શું વિચારે છે ભાઇ!?"

" કંઇ નહિ-ઠીક છે સરકાર-બેસો."

તેણે પોતાની મેલી ચદર વતી ગાદી સાફ કરી મને બેસવા કહ્યું. હું ચુપચાપ ગાડીમાં બેઠો. અને એક્કો પોતાના માલીકના અવાજની સાથે ચાંદની રાતને ચીરતો સ્ટેશન તરફ પ્રયાણ કરવા લાગ્યો.

ઘોડો પોતાના દૈનિક માર્ગે શાંત રાત્રીમાં શોર મચાવ્યા વગર માથું નીચે નાખી જઇ રહ્યો હતો, કદી કદી એક્કાના પૈંડાનો અવાજ તો કદી ટાંપોનો અવાજ સંભળાતો. ચલ.. ચલ બેટા - સભલ કર.

મેં સીગાર કેસમાંથી સીગરેટ કાઢી સળગાવી.

" બાબુજી જરા દીવાસળી આપશો?" ગાડીવાળાએ પોતાના ગજવામાંથી અર્ધ બળેલ

બીડી મોંમાં મુકતાં કહ્યું.

અને મારી અસભ્યતા પર અફસોસ થવા લાગ્યો. "શા માટે મેં એને સીગરેટ ન આપી? જો એની જગ્યાએ કોઇ અપ-ટુ-ડેટ જેન્ટલમેન હોત તો હું તેના તરફ પ્રથમ સીગાર કેસ લંબાવી પીવા આગ્રહ કરત. ભલે પછી તે ગમે તે કેમ ન હોત પરતુ એક્કાવાળો શરીફ હતો. અમે કોઇની ઇન્સાનીયતથી વધુ તેની શખ્સીયત તરફ જલ્દ આકર્ષાઇ જઇએ છીએ. અને આ બીચારો એક્કાવાળો ....."

જલ્દીથી પોતાની ભૂલ સુધારતાં મેં સીગાર કેસ કાઢી તેના તરફ લંબાવતા કહ્યું "લ્યો, સીગરેટ પીઓ—મને ખબર ન હતી કે આપ પણ ધુમ્રપાન કરો છો."

"નહિં બાબુજી, મારા જેવા ગરીબ આદમી જો સીગરેટ પીવા મંડી પડે તો તેને તો આ દુન્યામાંથી બીજી દુન્યામાં રહેવા જવુ પડે. અને બાબુજી આપ તો મહાપુરુષ છો હું તો તમારો સેવક-અમ જેવા ગરીબો કયાંથી તમારી બરાબરી કરી શકીએ." તે ઘોડાને હાંકતાં બોલ્યો.

"નહિં ભાઇ-ન તો તમે નાના, ન અમે મોટા. એ તો બધી દુન્યાની વાતો છે. દુન્યાવાળાઓએ પોતાના સ્વાર્થ પુરતાંજ એ નાના મોટાનો ભેદ ઘડી કાઢયો છે." મેં સીગારેટ આપી. તે પીવા લાગ્યો. ફરી મેં કહ્યું: "જુઓ ભાઇ આ હુકા કદી પીશો નહીં. એ બહુ નુકસાનકારક હોય છે." એટલું સાંભળી તે મનમાં હસ્યો. જાણે ઝિંદગીની હસી ન ઉડાવતો હોય?

"અને બાબુજી એ હુંકા પણ ન મળે તો!"

"તો શું એટલી હદ સુધીના ગરીબ છો!"

"એ તો ભગવાન જાણે છે કે કેવી રીતે દિવસ પસાર થઇ રહ્યા છે." તે ઉંડો શ્વાસ લઇ બોલ્યો.

"વાહ! તંદુરસ્ત અને મજબુત ઘોડો છે. અને સાથે આ કીંમતી સામાન, એક્કો પણ સુંદર .....ઠીક તમે આખા દિવસમાં કેટલા રૂપીઆ કમાઓ છો!"

"રોજના ચાર પાંચ રૂપીઆ."

"અને તો પણ ગરીબ......શું તમે એમ ઇચ્છો છો કે આખી દુન્યાની દૌલત તમારા હાથમાં આવી જાય!"

તે મારા તરફ જોવા લાગ્યો. જાણે મારી આ વાત તેને કાંટા સમાન ન ભોંકાઇ હોય! તે મનમાં બડબડતાં બોલ્યો.

"ઠીક છે સાહેબ. એ તો બધા જ જાણે છે કે રોજના ચારપાંચ રૂપીઆ પૈદા કરું છું. પરંતુ એ ન ખબર હશે કે એમાંથી મારી પાસે કેટલા બાકી રહે છે?"

"કેટલા બાકી રહે છે!"

"ફક્ત ચાર પાંચ આના એ તંદુરસ્ત અને મજબુત ઘોડો છે એજ મારી રોજી છે-અમે ભૂખ્યા તો સૂઇ શકીએ-અરે સૂઇ પણ જઇએ છીએ. પરંતુ ઘોડા માટે પાંચ શેર ચણા, બશેર ગોળ, અને એક રૂપિયાનાં ઘાસમાં જરા પણ તફાવત-ફેર પડવો ન જોઇએ. ભગવાન ન કરે જો એ ચાર દિવસ તે બીમાર પડી જાય... . તો અમે બધા અન્ન વીના મરી જઇએ."

"તો પણ તમારી પાસે બે-ત્રણ રૂપીઆ બાકી રોજના રહેતા હશે!"

"કયાંથી શેઠ સાહબ! બે આના તો રોજના હું જુદા જમા કરું છું... .."

"કેમ!"

"વર્ષ પુરું થયા પછી નવું લાયસન્સ કઢાવું પડે છે-અને ટેક્ષ પણ આપવો પડે છે."

"બાકીનાનું શુ કરો છો!"

"બે આના રોજના બીજા જુદા મૂકું છું. કેમકે એક્કામાં કોઈ ચીજ ભાંગી તૂટી જાય

તે સમરાવવા માટે. જો એકકોજ સારો ન હોય તો કોઇ બેસે પણ નહીં."

"હં."

"ચાર આના રોજના એટલા માટે બચાઉં છું કે કોઇ દિવસ મારી તબીઅત બગડી જાય તો અમારી સાથે ઘોડાને પણ ભૂખેજ મરવું પડેને! અમે તો એ ભૂખ તરસથી ટેવાઇ ગયા છીએ. પરંતુ એ...અને ચાર આના રોજના શેઠ જયંતિલાલના જુદા રાખવા પડે છે." એટલું બોલતાં તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. તે ચૂપ થઇ ગયો. આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

"તમે જયતિલાલ શેઠ માટે ચાર આના શા માટે જુદા રાખો છો?"

"કરજે નાણાં લીધા હતાં?"

"કેમ?"

"આપ સાંભળીને શું કરશો? એ તો 'વિનાશ કાળે વીપરીત બુધ્ધિ' જ્યારે કોઇનો નાશ થવાનો હોય તો તેને અવળી ગતી સૂઝે છે. આપ એ સાંભળી નાહક પોતાની તબીઅત બગાડશો."

"નહિં ભાઇ જરૂર સંભળાવો કદાચ હું કંઇ તમારી મદદ કરી શકું."

"હાં શેઠ જયંતિલાલે પણ મને મદદજ કરી હતી!!" તે એ ઢબે બોલ્યો, જાણે તેને કોઇનો વિશ્વાસજ નથી. મને બોટું લાગ્યું. હું ચુપ થઈ ગયો. થોડી વારે તે ફરી બોલ્યો. "દુન્યામાં બધાજ સરખા હોતા નથી. પાંચે આંગળી પણ સરખી નથી. તો પછી હુ શા માટે બધાને એકજ ચાબુક વડે હંકારૂં કોઇ શેઠ જયંતિલાલ જેવા હોય છે જે નસને પાડી ચૂસાય તેટલું લોહી ચૂસે છે. કેટલાક તમારા જેવા હોય છે જે લગભગ અમ જેવાઓની સાથે હમદર્દીના બે શબ્દો બોલે છે." એટલું કહી તે મારી તરફ જોવા લાગ્યો. જાણે મને ઉંડી નજરથી તપાસી રહ્યો ન હોય!

"હાં ઠીક છે"

"આશુરે ગયા વર્ષે આજ દિવસોની વાત છે. મારી પુત્રી સુશીલાના વિવાહ થયા. વિવાહ થયા પછી શેઠજી મારા ઘરે આવવા લાગ્યા. અમે શું જાણીએ કે આમાં જાળ પથરાવવાની છે અમે તો એમજ સમજ્યા કે શેઠજી દયાળુ છે. જે અમ જેવાની ઝૂંપડી તરફ આવે છે. કેટલીક વાર પાછાં ફરતાં મારા નાના પુત્રોને બેચાર પૈસા આપી જતા. પરંતુ કોણ જાણે તે ઘરમાં કેવી જાળ પાથરીને ગયા. એક દિવસે હું એકકો છોડી ઘોડાને તબેલામાં બાંધી ઘરમાં ગયો તો જોઉં છું કે મારી સ્ત્રી બેસી કંઇ વિચારી રહી છે."

"અરે! હું ક્યારનો ઉભો છું. જરા પાણી તો દે, હાથમોઢું ધોઈ નાખું."

તે પાણી આપી મારી પાસે બેસી ગઇ. મેં હાથ ધોઇ તે દૂર જઈ બોલી

"અરે! કંઇ સુશીલાના લગ્નની પણ ચિંતા છે?"

"કેવી ચિંતા? શાની ચિન્તા? શું આવતા મહિનામાં તારા લગ્ન થવાના છે?'

"ભગવાન ન કરે-આજે શું કોઇથી લડીને આવ્યા છો?"

"દેખાતું નથી! બહારથી થાક્યો પાક્યો આવુ છું હાં વાત પરથી તો એમ લાગે છે કે આજે તારી સાથે લડવું પડશે."

"જો લડવુંજ હોય તો મહોલ્લાવાળાઓથી જઇને લડોને?"

"મહોલ્લાવાળાઓથી શા માટે લડું? શું તારી જેમ બધાનું માથું ફરી ગયું છે?"

"હું પણ તેજ કહું છું કે જે મહોલ્લાવાળાઓ કહે છે."

આ સાંભળી મને એક આંચકો લાગ્યો, અને શરીરમાં ધ્રુજારી થવા લાગી. મેં પૂછ્યું

"મહોલ્લાવાળા શુ કહે છે ?"

"હવે તમેજ જઈને પૂછી લ્યોને ? મારુ તો માથુ ફરી ગયુ છે"

"અરે! કહેશે કે એમજ બકવાસ કર્યા કરશે ? તારૂ નહિ મારૂ માથું ફરી ગયુ છે બસ હવે તો ખુશ છોને ?"

"જ્યારે તમારૂ માથુજ ઠેકાણે નથી તો વાત કરવાથીયે શો લાભ ?" તે હસીને બોલી હુ આવેશમા ને આવેશમા બહાર આવી ખાટલા પર સૂઈ ગયો

"સવારે જયન્તિલાલ શેઠ કહેતા હતા—."

"શુ ?"

"એજ કે આજ લગી મહોલ્લામા એવુ થયુ નથી"

"કેવુ થયુ નથી ?' એટલુ કહી મારી દૃષ્ટિ જયન્તિલાલના ઘર તરફ ગઇ

' સુશીલાના વિવાહ થાય અને મહોલ્લામા કોઇને લાડુ પણ ન મળે ?'

"તો એમા શુ થયુ હુ તો કહુ છુ કે ભગવાન એજ રીતે સૌને સદ્બુદ્ધિ આપે અને પુત્રી પોતાના ઘરની બની જાય-બસ "

"આખાયે મહોલ્લામા ચર્ચા ને નિંદા થાય છે અને તમે તો તમારા અઢી મણુ ચોખા જુદાજ રાધો છો પેલો મગન ખાચી કહે છે કે બાળકો રમતમા રમતા 'જો ઢીંગલા ઢીંગલીના લગ્ન કરે છે તો આખાયે મહોલ્લાના બાળકોને એકઠા કરે છે અને અહિ તો અઢી મણુ વજનના રમકડાના વિવાહ થાય તો પણ કોઇને ખબર ન આપી અરે ! એજ પ્રમાણે કોઇ દિવસ લગ્ન પણ થઇ જશે હુ સમજતો થયો ત્યારથી આજ લગી આ રીતે કોઈના વિવાહ કે લગ્ન થતા જોયા કે સાભળ્યા નથી "

"અધેર—વાહ ! મારા ભાઇ મગન. અહિ તો ઇજ્જતના ફાકા છે—ઠીક જા કહેતા દે બધાને પાવલમાં તો એક માણુસની પણ જગ્યા નથી. તુ એમ ઇચ્છે છ કે હુ આખાયે મહોલ્લવાળાઓને એકઠા કરૂ ? કેવી રીતે ? તુજ બતાવને આવી છે તે મોટી ઇજ્જત વાળી તો ?'

"તે તો સારા લાગશે આપણા બાણે ચાર માણુસ પણ ન આવે_તો તેને લગ્ન કોણ કહેશે ? એવા શુભ કાર્ય કઇ થોડા ફરી ફરીને આવે છે. ચાર પાચ સો રૂપીઆ ખર્ચો લગ્ન થાય બારણે ચાર માણુસ આવે મહોલ્લાવાળા એકઠા થાય જમવાનુ પણ બે દિવસનુ હોય-બે દિવસ નહિ તો એક દિવસ બધા પચો એકઠા થઇ જમવા બેસે આવા શુભ દિવસોમાંજ માણુસ બધુ કરી છૂટે છે અને તેમાજ તેની શાન દેખાય છે એમ તો બધાજ કહે છે કે અમે ઘી રોટલી ખાઇએ છીએ પરતુ એ પ્રમાણેને કે 'વનમા મોર નાચ્યો તે કોણે જોયો ?" રામદાસનેજ જુઓને કે આજે આખાયે શહેરમા તેની ધૂમ છે. સાવિત્રીના લગ્ન કર્યા તો આખી નાતને નોતરેલી, તે ઉપરાત બે હજાર રૂપીઆના ઝેવર ઝેહેજમા આપ્યા આજે પણ ગામેગામ તેની ચર્ચા થાય છે."

"તુ શુ જાણે મારા હૃદયમા કેટલી ઇચ્છા છે. પરતુ 'વોહ દિન કહાં કે મિયા કે પાઉમે જુતીયા' આપણા નનીબમાજ તે આશાઓ ન હશે તો ? પૈસાની જરૂર તો પડેજ. પરતુ લાવવા ક્યાથી ? તુ તો બધુય જાણે છે. છતા આવી વતો કરે છે-નહિ હુ તો દૌલતને હાથનો મેલ ગણુ છુ મેલ !"

"કઇ આકાશમાથી થોડા આવશે કોઇની પાસેથી કરજે લઇ લ્યો !"

"બે ચાર રૂપીઆની વાત હોય તો કરજે લાવુ, પરતુ એકદમ ચાર પાચ સો રૂપીઆ કયો બાપ કરજે આપશે ?"

'કેમ કોઈ ન આપે આપણુ ઘર લખી

દેજો."

"પછી રહીશું ક્યાં?"

"રહેવાની પણ વાત ઠીક કહી. જલ્દી કે મોડા રૂપીઆ આપીશું. ત્યાં લગી વ્યાજ ભર્યા કરજો."

"તું તો રૂપીઆ.ની વાત કરે છે. અરે! હું તો કહું છું કે વ્યાજથી છુટકારો થવો મુશ્કિલ છે!"

"નહિં. શેઠ જયતિલાલ ઘણા સારા પુરુષ છે. સવારે ઘેર આવ્યા'તા. કહી ગયા છે કે સુશીલાના લગ્ન છુપી રીતે થઇ જાય અને કોઇના કાનો પર એ વાતે નહિં આવે, તેમાં તો કન્યાની ખેઇજ્જતી છે. સાથે સાથે એ પણ કહી ગયા છે કે કંઇ મદદની જરૂર પડે તો સંકોચાયા વિના ગમે તે વખતે મારા ઘેર આવશો. હું કંઇ પારકો નથી. જેવી તમારી સુશીલા તેવી મારી પણ. જુઓ કેવા સજ્જન દેખાય છે."

"અરે! એ તો બધી કહેવાની વાતો છે. શેઠને સુશીલાની શા માટે પડી! તેઓ નાણાં વિના વ્યાજે આપે એવા થોડા છે!"

"નહિં, નહિં! તે એમ પણ કહી ગયા છે કે હું બીજા પાસેથી એક રૂપીઆ પર બે આના વ્યાજ લઉં છું, પણ તમારી પાસેથી એક આનો લઇશ. તેમને આખા મહોલ્લાનો ખ્યાલ છે. તેમને પારકાની શી પડી? ભગવાને સર્વ કંઇ આપ્યું છે. તેઓ કોઇના બારણે જતા નથી પરંતુ લોકો ખુદ તેમના બારણે સલામ ભરવા જાય છે. પરંતુ આપણે ત્યાં તો જાતે આવે છે અને કદી કદી નાના બાળકોને બે ચાર પૈસા પણ આપી જાય છે. તેઓ આપણા સ્નેહી કે સંબંધી થોડાજ છે! છતાં લાખ રૂપીઆના માણસ છે. સત્ય કહું છું તેઓ હીરા જેવા છે હીરા જેવા."

"બસ કર પંડિતની મા. તારા સંભાષણથી તો બીચારા આત્માઓ પણ ભુખ્યા મરશે ભુખ્યા. બધું સાંભળ્યું હવે પરમાત્માને માટે શાંત થા."

એજ સાથે મારા મનમાં ત્રણ વર્ષ પહેલાના દૃશ્યો એક પછી એક આવી અલોપ થવા લાગ્યા. જાણે કે સિનેમાના પડદા પર ભજવાતા નાટકો. શેઠજીએ મારા પડોસમાં રહેતા રહીમને કેવી રીતે ફસાવી પોતાનું કાર્ય સફળ કરી તેને ઘરની બહાર કાઢી મૂક્યો હતો. કોણ જાણે હમણાં બીચારો ક્યાં રખડતો હશે! રહીમને ત્યાં પણ એજ રીતે શેઠ આવતા જતા હતા. તેના બાળકોને પણ એજ રીતે પ્રેમ કરતા, પૈસા પણ જરૂર આપતા હશે! મને મારું ઘર ફરતું દેખાવા લાગ્યું. આકાશમાં એક ગીધ ચકલીને પોતાના પંજામાં દબાવી ઉડતું દેખાયું. પરંતુ હું કાંઇ બોલી શક્યો નહીં. શેઠજી થોડા નિદ્રામાં હતા! અને મારી ઘરવાળી તો પુરી બુધ્ધુજ નીકળી.

"તો પછી શું થયુ?" મે સીગરેટ સળગાવતાં કહ્યુ

"થયું શુ! અશક્ત ચકલી ગીધના પંજામાં સપડાઇ ગઈ, અને સરકાએલીજ રહી. હવે તેની ઝિંદગીનો આધાર ગીધની દયા અને કૃપા પરજ છે. આ ગીધ તો ચાલાક છે. તે વિચારે છે જ્યાં લગી ચકલીના શરીરમાં લોહીનું એક ટીપું બાકી હશે ત્યાં લગી એ છોડવાનું નથી. અને ચકલી મનમાં વિચારે છે કે ત્યાં લગી લોહી ચુસવા દો કેમકે ઝિંદગીનો આનંદ એમાંજ છે. (એક મંદ હાસ્ય કરી તે મારા પ્રત્યે જોઇ બોલવા લાગ્યો) તો બાબુજી એ ચાર આના વ્યાજ પેટે તેની દુકાન પર રોજ આપી આવું છું. તે દિવસથી એટલે કે જ્યારથી ગીધે ચકલીનું લોહી ચુસવા માંડયું ત્યારથી તેના પેટમાં વધારો થતોજ જાય છે. અને લોકો કહે છે કે તમે પાતળા થતા જાઓ છો. જોઇએ હવે

બેસી રહીએ. અમે વરસોથી શાંત બેઠા છીએ. પરંતુ અમે તો જોયું નથી કે ભગવાનના ક્રોધની અગ્નિએ અમ ગરીબોને પજવવાવાળાઓને ભસ્મ કર્યા હોય. દૂરની વાત કયાં છે? શેઠ જ્યંતિલાલનેજ જુઓ—હું લોહીનુ પાણી કરી તેમની તિજોરી ભરૂં છું. નાના બાળકોને ભૂખ્યાં રાખી શેઠને ખવડાવું છું. પરંતુ ભગવાને તો પોતાનું કામ શૈતાનને સોંપ્યું છે અથવા પ્રભુને એવા અત્યાચારો પર ક્રોધ આવતો નથી. અમારી આહો, નિશ્વાસોથી આકાશ હાલી ઉઠયું હશે પરંતુ શેઠ તો રોજ નવા નવા રંગ બદલે છે. શેઠના મુખમાંથી નીચેના શબ્દો સિવાય બીજા શબ્દો મેં કદી સાંભળ્યા નથી. રૂપીયા-વ્યાજ —ડીગ્રી હરાજી અને પાંચ પાંચ શેરની ગાળો. અરે! રાતે શેઠને ઉંઘ પણ ન આવતી હશે. તેમની આંખો સમક્ષ ઉપરોકત શબ્દો ફરી ફરીને આવતા હશે"

"તો તમે એકકો વેચી શેઠના રૂપીઆ કેમ ચુકતે કરી દેતા નથી? નહિ તો વધારે મેહનત કરો, મજદૂરી કરો, નવરાશના વખતે નોકરી કરો. જો દુન્યામાં માણસ મેહનત કરે તો સર્વ કંઇ કરી શકે છે." મેં સીગારેટ ફૂંકતા કહ્યું.

"ઠીક છે સાહેબ! હું કહું છું અને મને વિશ્વાસ છે કે માણસ ધન વિના કંઇ કરી શકતોજ નથી કારણ કે "ઝર ચાહે સૌ કર." દુન્યાની પ્રત્યેક મુસીબતો ઝરથી દૂર થાય છે ન કે મેહનત કે મજદૂરીથી. તમને ખબર હશે કે ધનવાનોની પ્રત્યેક મુસીબત ધનના બળે દૂર થાય છે. અને તેનેજ તેઓ પોતાની મેહનત ગણતા હશે. હાં મેહનતનું બીજું નામ ધન હોય તો બધુંય ઠીક છે. પછી ગરીબોની પાસે રૂપીઆ કયાંથી આવે? માફ કરજો બાબુજી અમે આપથી વધુ મહેનત કરીએ છીએ ને કરતા રહીશું. છતાં અમારી પાસે ન તો તન ઢાંકવા માટે વસ્ત્ર છે ન તો ખાવા માટે અન્ન છે. આપને પ્રભુ કૃપાથી સારૂં જમવાનું અને સારાં વસ્ત્રો મળી જતા હશે એટલા માટેજ આપ અમારાથી ઓછી મેહનત કરો છો. કેટલાક એવા પણ હશે કે જે મેહનત શું છે તે પણ જાણતા ન હશે છતાં પણ શેઠજી રાવસાહેબ છે."

હું જવાબ આપવા અશક્ત બન્યો. એક્કાવાળો પણ એ રીતે વાત કરી રહ્યો હતો કે જાણે હવે પછી તે કદી પણ બોલવાનોજ નથી. હું ચાહતો હતો કે એ ચર્ચા અહિંજ પૂરી થઇ જાય. તેના હૃદયમાં વાતોનું એક તૂફાન ઉઠયું હતું. તે મારી તરફ ફર્યો. તે કંઈ બોલવા ચાહતો હતો કે તે પહેલાંજ વાત પૂરી કરવા માટે મેં કહ્યું "તો પછી તમારો શો વિચાર છે."

'કદી વિચારૂં છું કે કોઈ નદી કે તળાવમાં પડી જઈ જિંદગી પૂરી કરી નાખું ફરી વિચાર આવે છે કે જ્યારે બીમારી મરણ પથારીએ આવે છે ત્યારે શો લાભ આપઘાતથી ..'

સ્ટેશન આવી જતાં મેં તેના હાથમાં બે રૂપીઆ મૂકતાં કહ્યું "એક બક્ષીસ છે."

ટ્રેન મોડી આવવાની હોવાથી હુ વેઇટીંગ રૂમમાં બેઠો કે કોઈની વાતો સંભળાઈ. બહાર આવી જોયું તો તેજ એક્કાવાળો એક લાંબી મૂછોવાળા અને પાતળા માણસની આજીજી કરી રહ્યો હતો કે "મહેતાજી બે ત્રણ દિવસમાંજ વ્યાજ જરૂર પહોંચાડી દઇશ! તે માણસ ત્રણ પાંચ શેરની સંભળાવતાં એકકો વેચવાની ધમકી આપી રહ્યો હતો. તરતજ મારા મુખમાંથી નીકળી પડયું **"હાય ગરીબની દુન્યા!"** સામેજ હોટલમાં રેકાર્ડ વાગી રહી હતી.

"ગરીબોંકો આરામ નહીં મિલતા."

—સંપૂર્ણ.

# "પેગંબર સાહેબની ઉદારતા"

આરબ એક ગરીબને, કહ્યું કોઇએ એમ,
"પેગંબર દાનારૂડા, જાળવે આપની નેમ;"
આરબ એમ વદી રહ્યો, કહેજો સાચુ આપ,–
મારા જેવા ગરીબને મળશે મહંમદ સા'બ ?"

"મોટા દિલનો આદમી નથી એના સમ કોઇ,
લેવા સામાતે આવશે, નિશ્ચે આપને જોઈ,"
કરતો પેગંબર કને, પછી આરબ તે જાય,
નબી ખુશીથી ઘર વિષે, તેને તેડી જાય

આગ્રહ કરી મે'માનને નબી જમાડે સાર,
વાત કરી મે'માનને, હસાવે વારંવાર:
નબી સા'બની વાતથી, દુ:ખ દૂર તેનું થાય,
વાત કરી મધરાતના, બંને સુઈ જાય

ગરીબ આરબે ખાધું ત્યાં. ભૂખ થકી વિશેક,
ઘણાં દિવસના ભૂખ્યાને, રહ્યો કશો ન વિવેક;
રાતના આરબની તહાં, ભૂંડી દશા થઇ છેક,
ચુંક આવી, દિશા થઇ, પથારી બગડી નેક.

"માન આપ્યું મોટાજને સાચવી મારી નેક,
હાય!, હાય!, આ શું થયું, કેવો પાપી હું છેક:
મોઢું બતાવું શું હવે, ઘર કર્યું મે નાપાક,"
એમ વિચારી રાતના, નાઠો આરબ રાંક.

આરબને પથ કાપતાં, યાદ આવ્યું ત્યાં એમ ?
અસિ ભૂલ્યો મુકામપર, કરવું તેનું કેમ !
રાત બાકી, અંધારૂં છે, સુતા વળી સાહેબ,
અસિ લઈ, નાસી જઇ, સાચવું મારી એબ.

એમ વિચારી પછો ત્યાં આવ્યો આરબ નેક,
તેણે શરમાવા સમું, જોયું દશ્ય ત્યાં એક;
બગડયાં કપડાં ધોઇને, ઢાંકતા આરબ એમ,
આરબ નજરે જોય છે, પેગંબર સહેબ.

આવતો આરબ જોઇને, હસી વદ્યા નબી સા'બ,
"ભાઇ! ભૂલ્યા તલ્વારને? ખુશીથી લો એ આપ;"
આરબ ઉત્તર શું દીએ, જીભ ઊપડી ન લગાર,
ચરણરજ નબી સા'બની, લે તે વારંવાર.

માફ કરો હઝરત મને, હું છું નાલાયક,
પૂરો પાપી, હું પાપી છું, એમાં નવ કંઇ શક;"
પેગંબર બોલ્યા તહાં, "પાપ એમાં શું ભાઇ ?
કાયા બગડે પણ ખરી, શરમાવું શું ભાઇ ?"

●

નવીનચંદ્ર ભ. દેસાઇ

# "મુહમ્મદ નામ બના"

--મઝાક ચિશ્તી

પોતાના કમાલથી બલંદી પર ગયો,
તેના તેજથી અંધકાર દૂર થયો
તેની તો તમામ આદતો નેક છે,
તે પર તેની આલ પર દરૂદ હો.

એક દિવસે હઝરત નિઝામુદ્દીન ઔલિયા (રેહ.) પોતાના મુરીદો સાથે તસવ્વુફ (અધ્યાત્મિક શક્તિ) વીશે વાર્તાલાપ કરી રહ્યા હતા. તે વખતે હ૦ અમીર ખુસરૂ (રેહ) પોતાની લખેલી ગુલિસ્તા, બોસ્તાં, કિતાબો લઇને પોતાના પીરની હુઝૂરમાં આવ્યા. અને બન્ને કિતાબો હઝરતને અર્પણ કરી આપે તે લઇને એક બાજુ મુકી દીધી. જેથી અમીર ખુસરૂ જરા દિલગીર થયા. આ વાત હઝરતની જાણબહાર ન રહી. આપે એ કિતાબો લઇ તેમાંથી એક એક પાનું કાઢી અમીર ખુસરૂનેજ આપ્યુ અને કહ્યું કે જમના નદીમાં નાખીને જુઓ. આપ ગયા. નદીમાં નાખતાંજ બન્ને પાના પાણીના વહેણમાં વહી ગયાં. પાછા આવ્યા બાદ આપે હઝરત શેખ "સઅદી" રેહ૦ની લખેલી ગુલિસ્તાં, બોસ્તામાંથી એક એક પાનું આપ્યું અને કહ્યું. એને પણ નદીમાં નાખી જુઓ. જેથી અમીર ખુસરૂ પાછા નદી તરફ ગયા અને શેખ સઅદીવાળા બન્ને પાના નદીના વેહતાં પાણીમાં નાખ્યાં. નાખતાંજ બન્ને પાના થંભી ગયાં. આ જોઇ અમીર ખુસરૂ અચંબો પામ્યા.

હઝરતે કહ્યું ચાલો, સર્વે વઝૂ કરી મુરાકબામાં (ધ્યાનમગ્ન) બેસી જાઓ. સર્વે મુરીદોએ આંખો બંધ કરી અને જુએ છે કે એક દરબાર ભરેલો છે તેમાં હઝરત પૈગમ્બર મુહમ્મદ (સલ૦) બેઠા છે, આજુબાજુ ચારે અસહાબો તથા બીજા સહાબીઓ બેઠા છે. એમની સામું શેખ સઅદી ઉભા છે. હ૦ મુહમ્મદ (સલ૦) ફરમાવે છે કે અય સઅદી ફરી ફરી તારા લખેલા અશઆરો ગા.. જેથી આપ (સઅદી)ની ઉપર વજદ તારી થઇ જાય છે અને મસ્તીની હાલતમાં ગાય છે કે:

બલગલઉલાબિ કમાલેહી-કશ ફુદદોજા બેજમાલેહી
હસોનત જમીઓ ખેસાલેહી-સલ્લુ અલૈહે વ આલેહી

o o o

ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રેહ.) પોતાની કિતાબ "ખયાલતુલ ઉશ્શાક"માં લખે છે કે "લાઇલાહ" એટલે "મુતુ કબલ્લા અન્તામૂતૂ" (મરવા પહેલા મરી જા) "ઇલલાહે:" એટલે "લયસા ફિલ વોજૂદે ઇલ્લલ્લાહ" (નથી કોઇ મોજૂદ પણ તે) "મુહમ્મદુર્રસૂલલ્લાહ" એટલે "હોવલ ઝાહેરે હોવલ બાતિને" (તે જાહેર છે અને તે સંતાએલો છે) હ૦ મુહમ્મદ (સલ૦)ના કુર્બાન કે તે છુપાયલા ખઝાનાની ચાવી છે. તે રંગ છે તે એમાંજ છે અને જે ભેદ છે તે એમાંજ છે અને તમામ હકીકતેનો મકસદ પણ એજ છે જેમકે:—

અલ્લાહ અલ્લાહ કિતના પ્યારા નામ હૈ
દિલકો તસકીં, દર્દકો આરામ હૈ
હર ઘડી હર વકત અબ યે: કામ હૈ
યાદ ઉસકી દિલમેં, લબ પર નામ હૈ
અપને બસકી બાત હૈ મિટ જાએં હમ
ઔર મિટાના તેરે બસકા કામ હૈ
દોસ્ત દુશ્મન પર જહાંમેં હરતરહ
ઐ "મઝાક" અલ્લાહકા ઇન્આમ હૈ

o o o

એક દિવસે મારા વાંચવામાં બાબા ગુરૂ નાનકની ઘણી ચોપાઇઓ આવી જેમાં એક ચોપાઇ ઘણીજ ઉત્તમ લાગી તે હું અહીં રજુ કરૂં છું. કે જે પંજાબી ભાષામાં છે.

અદદ કરો ઉન ઉચ્ચરકે, ઔર ચૌ ગુને કરો તા.
દસ મીલાવો, પંજ ગુન કીજીઓ કાટો બીસ ગુના
બાકીબચેજો નવગુન લીજીઓ, દો ઇસમેં ઔર મીલા
"નાનક" હરદે બચનસે 'મુહમ્મદ' નામ બના.

એટલે દરેક શબ્દ હ. મુહમ્મદ (સલ.)ના નામથી બનેલો છે. આપનું મુબારક ના. ૯૦ "મુહમ્મદ" (સલ૦)ના અદદ (આંકડા) બાણું થાય છે.

ગુરૂ નાનકની ચોપાઈનો અર્થ આ થાય છે કે કોઇ પણ નામ લઇ તેના અરબી પીંગળના બતાવેલા આંકડા પ્રમાણે અદદ કાઢો, અદદનો સરવાળો કર્યા પછી તેને ચારથી ગુણી નાખો. ગુણાકાર કર્યા પછી તેમાં દસ ઉમેરો. દસ ઉમેર્યા પછી પાંચથી ગુણી નાખો. ગુણાકાર કર્યા પછી વીસથી ભાગી નાખો. ભાગાકાર કર્યા પછી જે શેષ રહે તેને નવથી ગુણી નાખો. નવથી ગુણ્યા પછી તેમાં બે ઉમેરી દો. એટલે બાણું અદદ (આંકડો) થશે. દાખલા તરીકે આજ માસીક "કારવાં"નોજ શબ્દ લો.

છોટા કાફ=૨૦, અલેફ=૧, રે-૨૦૦, વાવ=૬, અલેફ=૧, નુન=૫૦ મળી ૨૭૮ થયા. ૨૭૮ ને ચારે ગુણવાથી ૧૧૧૨ થાય દસ ઉમેરવાથી ૧૧૨૨ થયા. ૧૧૨૨ને પાંચે ગુણવાથી ૫૬૧૦ થયા વીસે ભાગવાથી બાકી શેષ ૧૦ રહ્યા. દસને નવે ગુણવાથી ૯૦ થયા. તેમાં બે ઉમેરવાથી ૯૨ થાય. આવી રીતે દરેક શબ્દના અદદ કાઢી બતાવેલા હિસાબ પ્રમાણે ગણવાથી ૯૨ થશે.

હઝરત મુહમ્મદ (સલ૦) ની પૈદાશની તરીખ નીચે મુજબ છે.

| તારીખ. | મહીના. | સન. | કયા ધર્મની. |
|---|---|---|---|
| ૯ | રબી. અવ્વલ | ૧ | આમુલફીલ |
| ૧૮ | ” | ૪૦ | નૌશેરવાની |
| ૧ | જેઠ | ૬૨૮ | બિક્રમી શમ્શી |
| ૨૦ | નીસાન | ૮૮૨ | સિકન્દરી |
| ૧૮ | તુલ | ૧૩૧૯ | બખ્તે નસરી |
| ૧ | જેઠ | ૩૬૭૨ | કલજુગ |
| ૧૯ | એપ્રીલ | ૫૨૮૪ | જોલીન પીરીયડ |
| ૧૦ | માહ એીયાર | ૪૩૩૧ | ઈબરાની |
| ૧૧ | માહ બેગન્શ | ૩૬૭૫ | તુફાન |
| ૨૦ | ” | ૨૫૮૫ | ઇબ્રાહીમી |
| ૨૨ | એપ્રીલ | ૫૭૧ | ઇસવી |
| ૨૫ | બરમુદા | ૨૮૭ | કુતબી |

# ઉન્નતિ–પંથે

આ વિશ્વ પર ભાગ્યેજ એવો કોઇ માણસ જોવામાં આવે, જેણે કયારેય પણ પોતાની ઉન્નતિ ન વિચારી હોય. પ્રત્યેક મનુષ્ય કુદરતી રીતેજ પોતાની ઉન્નતિ વાંચ્છે છે. તો હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે બધા માનવીઓ પોતપોતાની ઉન્નતિ ઇચ્છે છે, અને વિચારે છે, તેમ છતાં પણ આ જગતમાં આટલી દુર્દશા અને અધોગતિ કેમ ફેલાઇ હશે? આ અવદશાનું કારણ માનવીની નિર્બળ મનોદશા છે. માનવીની પ્રગતિની પ્રથમ શરૂઆત સંજોગોમાં રહેલી છે. ખાસ અનુકૂળ સંજોગોમાંજ માણસ પ્રગતિનાં પંથે પ્રયાણ કરે છે. નિર્બળ મનોવૃત્તિ ધરાવતા મનુષ્યો માત્ર અનુકૂળ સંજોગોની અપેક્ષાજ સેવી જાણે છે; પોતાની સક્રિયતાથી પોતાની મેળે એવા અનુકૂળ સંજોગો ઉપજાવી શકતા નથી ઉન્નતિના શિખર સુધી પહોંચી શકવા તેજ માનવી સામર્થ્યવાન છે, જે અનુકૂળ પરિસ્થિતિની માત્ર અભિલાષા ન સેવતાં તેને જન્માવી પણ શકે છે.

## ◎ ◎ શાન હૈ ◎ ◎

આશિકે જાંબાઝ પર આસાન હૈ
જાં રસૂલિલ્લાહ પર કુર્બાન હૈ
હાકે પ્યારોંકી બી કૈસી શાન હૈ
જો હૈ ઉનકે નામ પર કુર્બાન હૈ

લફ્ઝે એહમદમેં ખુદાકી શાન હૈ
મીમ એહમદ દફતરે ઇર્ફાન હૈ
હઝરતે મૂસાતો થે જલ્વોંહી તક
ઓર તૂ અલ્લાહકા મેહમાન હૈ

ઝર્રે ઝર્રે મેં તેરા જલ્વા અયાં
વાહ તેરી શાનભી ક્યા શાન હૈ !
જિસ જગે જિસ આન દેખા પા લિયા
તેરા જલ્વા હર જગે હર આન હૈ

સચ તો હૈ તેરી નશીલી આંખ પર
દિલ તો ક્યા હૈ જાનભી કુર્બાન હૈ
એક દુન્યા જિસકો કેહતી હૈ 'મઝાક'
વોહ બી તેરે નામ પર કુર્બાન હૈ.

"મઝાક" ચિશ્તી

## પ્યારા મુહમ્મદ (સલ.)

મહબ્બતથી ઝબાં વદતી મધુરૂં નામ મુહમ્મદનું;
છલાછલ છે ભર્યું કિર્તીનું જગમાં જામ મુહમ્મદનું.
નબીમાં શ્રેષ્ઠ પદ જેનું ખુદાને નામ જે પ્યારૂં;
ઝબાં ઇચ્છે એ લેવા નામ સુબ્હો-શામ મુહમ્મદનું.
તમન્ના ક્યાં હતી હાકિમ થવાની દિલે રજભર;
મળે ઇમ્દાદ મિસ્કીનને હતું એ કામ મુહમ્મદનું.
કર્યા અપકારના બદલા મહિં ઉપકાર લાખો પર;
અને એથી ઝળકતું નામ દામો-દામ મુહમ્મદનું
ગણી ઉમ્મતને વ્હાલી તેં સહન કર્યા સિતમ લાખો;
થયું કુરબાન એ ઉમ્મતના કાજે ચામ મુહમ્મદનું..
કરો કુરબાન એના નામ પર લાખો જિગર જાનો;
સુણાવો રૂણુ સહુ મુસ્લિમ-પુત્રો આમ મુહમ્મદનું.
કરો કુરબાન એ મઝહબ ઉપર તન મન અને સૌ ધન;
છે વ્હાલું નામ જે મઝહબ તણું ઇસ્લામ મુહમ્મદનું.
રહી ઉમ્મત તણી "ઇઝ્ઝત" નબીના હાથમાં અણનમ;
તમો હિફાજતે આ જગ મહિં ઇસ્લામ મુહમ્મદનું.

"ઇઝ્ઝત"

# જિહાદ ફી સબીલિલ્લાહ

અને

# તેના મરાતિબ.

● યૂસુફ તરાજવી

ઇસ્લામી કાર્યોમાં જિહાદનું સ્થાન ઘણુંજ ઉચ્ચ છે. તેમજ મુજાહિદીનનું સ્થાન દુન્યા અને આખિરતમાં ઘણુંજ ઉત્તમ છે. અમારા રસૂલ (સલ૦)નો દરજ્જો અને મરતબો આપની શાને શરીઅ પ્રમાણે ઘણોજ ઊંચો હતો. આપે દરેક રીતે જિહાદ કર્યો, દિલ, દિમાગ, ઝબાન, બ્યાન, દઅવત અને શુજાઅતથી; એજ પ્રમાણે નેઝા અને તલવારથી. અલ્લાહના માર્ગમા જિહાદનો પુરેપુરો હક અદા કર્યો. એટલાજ માટે આખી દુન્યામાં આપનો ઝિક્ર અરફઅ (સર્વોત્તમ) અને આપનો મરતબો બલંદ (શ્રેષ્ઠ) છે. અલ્લાહપાકે જ્યારથી આપને રિસાલતનો ઓહ્દો અર્પણ કર્યો ત્યારથીજ આપને જિહાદનો હુકમ આપવામાં આવ્યો હતો. "ફલાતુતિઅ ઇલ કાફિરીન વજાહિદહુમ બિહિ જિહાદન કબીરા" અર્થાત "તમો કાફિરોનું ન માનો અને કુર્આન શ૦ વડે તેઓથી ભયંકર જિહાદ કરો." આ જિહાદ જેનો આપને શુરૂ ઝમાનાથી હુકમ કરવામાં આવ્યો હતો; દઅવત ઇલલ હક, દલીલ, બુરહાન અને તબ્લીગે કુર્આનનો જિહાદ હતો. એવીજ રીતે મુનાફિકીન સાથે જિહાદ કરવાનો હુકમ કરવામા આવ્યો. "યા અય્યુહન નબીયો જાહિદિલ કુફ્ફાર વલ મુનાફિકીન વગલુઝ અલયહિમ" આ જિહાદથી મુરાદ પણ મુનાફિકીનને ખાલિસ ઇમાન લાવવાની કોશિશ અને તેઓ પર દલીલ કાયમ કરવાનું છે. ઉમ્મતના મુનાફિકીન સાથે જિહાદ, ખુલ્લા કાફિરો સાથે જિહાદ કરવાથી વધારે કઠણ છે. આ કામ પુરૂં કરનારા અને પુરો હક્ક અદા કરનારા જગતમાં થોડાજ હોય છે. અને એ ઉમ્મતના ખાસ લોકો અને વારિસે અમ્બીયાનો જિહાદ છે. એમનો મરતબો અલ્લાહ પાકને ત્યાં ઘણોજ મોટો હોય છે. (જેમકે સખ્ત રૂકાવટો અને ભયંકર ભયના સમયે હક વાતો કહેવી; દાખલા તરીકે અહંકારી ઝાલિમોને હકની દઅવત આપવી જેના જવાબમાં બદકલામી અને મારધાડનો ભય હોય) અફઝલ તરીન જિહાદ છે. આ એક અનિશ્ચિત હકીકત છે કે દુન્યામાં ખુદાપાકના દુશ્મનોથી જિહાદ કરવા પહેલાં ખુદ પોતાના નફ્સ સાથે હકીકી જિહાદ કરવો જોઇએ અને આત્માને ખુદાપાકના હુકમો પર મરી મીટવા માટે તૈયાર કરી લે. પછી બહારની દુન્યામાં ખુદાના દુશ્મનો સાથે હકીકી જિહાદ કરે.

નબીએ કરીમ (સ. અ.)નો ઇર્શાદ છે કે "અલ મુજાહિદો મન જાહદ નફ્સહુ ફી ઝાતિહિ વલ મુહાજિરો મન હજર મા નહલ્લાહુ અન્હુ," મુજાહિદ તે છે કે અલ્લાહ પાકની રઝા માટે પોતાના નફ્સથી જિહાદ કરે. મુહાજિર તે છે જે અલ્લાહએ મના કરેલી સઘળી વસ્તુઓ છોડી મૂકે. જ્યારે ઇન્સાન પોતાના નફ્સ સાથે જિહાદ કરી ખુદા અને ખુદાના રસૂલ (સલ૦)નાં ફરમાનોનો તેને તાબેદાર બનાવશે, ત્યારે ખુદાપાકના અન્ય દુશ્મનોથી જિહાદ કરી શકશે. સંજોગ અનુસાર ખુદાના માર્ગમાં તન મન, ધન આપવા તૈયાર થઇ જશે.

હકના દુશ્મન (કુફ્ફાર અને મુનાફિકીન) અને પોતાનો નફ્સ એ બે દુશ્મન છે. એની સાથે જિહાદ કરવામાં બંદાનું ઇમ્તિહાન છે. એ બે દુશ્મન વચ્ચે એક દુશ્મન શૈતાન છે. જ્યાં સુધી ઇન્સાન શૈતાન સાથે જિહાદ કરી તેને કાબૂમાં ન કરે ત્યા સુધી કુફ્ફાર મુનાફિકીન અને નફ્સ સાથે જિહાદ કરવો કઠણ છે. શૈતાન હમેશાં આડમાં આવે છે. હિંમત તોડે છે કુફ્ફાર અને મુનાફિકીન સાથે જિહાદ કરવામાં જે જે મુશ્કેલીઓ અને મુસીબતોનો સામનો કરવો પડે છે, તેને યાદ કરાવે છે.

કોઇ વખતે જીવનની ખુશાલી અને મોજશોકની બરબાદીનો વસવસો પેદા કરે છે. જેથી કરી પહેલાં શેતાન સાથે જિહાદ કરવાની સખ્ત જરૂરત છે, જેમકે કુર્આન શ૦માં ખુદાપાકે ફરમાવ્યું છે કે "ઇન્નશશૈતાન લકુમ અદુવુન ફત્તખિઝુહો અદુવા" (અર્થાત) શૈતાન તમારો દુશ્મન છે તમે તેને તમારો દુશ્મન બનાવો. ઊપરોક્ત આયતમાં ખુદાપાકે શૈતાનને દુશ્મન બનાવવાનો તાકીદી હુકમ આપ્યો છે. કેમકે એ મહાન અને ભયંકર દુશ્મન છે, આ ત્રણ ખુલ્લા દુશ્મન છે એનાથી જિહાદનો હુકમ છે. અને બંદાનું ઇમ્તિહાન પણ છે. એના પર સઆદત, શકાવતનો આધાર રહેલો છે.

અલ્લાહપાકે ફરમાવ્યું છે: "જાહદુ ફી સબીલિલ્લાહે હક્ક જિહાદીહી" (અર્થાત અલ્લાહના માર્ગમાં એવો જિહાદ કરો જેવો તેનો હક છે.) હકકુલ જિહાદ એજ છે કે પહેલાં પોતાના નફ્સ (આત્મા)થી જિહાદ કરે. અહિંયા સુધી કે તેનું દિલ, દિમાગ, ઝબાન, બધુંજ અલ્લાહ માટે થઇ જાય. કોઈ પણ વસ્તુ પર નફ્સની હુકૂમત ન રહે. પછી શૈતાનથી જિહાદ પુરી કોશિશ સાથે કરે, તેને સંપૂર્ણ હાર દે બન્ને દુશ્મનોના ખિલાફ જંગ ખેલવાથીજ મુઅમિનમાં એવી કુવ્વત અને તાકત પેદા થાય છે કે તે ખુદાના અન્ય દુશ્મનો, કાફિરો, મુનાફિકોથી પોતાના તન મન, ધનથી સંપૂર્ણ જંગ ખેલી શકે, અહીંઆ સુધી કે અલ્લાહનીજ વાત ઊંચી અને તેનીજ બોલબાલા રહે. "લિતકુન કલિમતુલ્લાહિ હુવલઉલ્યા" જિહાદના કુલ ચાર દરજા છે (૧) જિહાદુન્નફ્સ (૨) જિહાદુશ્શૈતાન (૩) જિહાદુલ કુફ્ફાર (૪) જિહાદુલ મુનાફિકીન.

જિહાદુન્નફ્સના ચાર દરજા છે. (૧) જે હિદાયતો અને દીને હકક રસૂલ (સલ૦) લઇને આવ્યા તેને પ્રાપ્ત કરવા આત્માને તૈયાર કરવો (કેવળ મદ્રસામાં તઅલીમ લેવાથી અથવા કિતાબોના અભ્યાસથી અથવા કામિલ સૂફીની સોહબતથી દીનનો ઇલ્મ પ્રાપ્ત કરવો અતિશય જરૂરી અને જિહાદે નફ્સનો પહેલો દરજ્જો છે. (૨) રસૂલ (સલ૦)ની હિદાયતો અને તઅલીમ પ્રમાણે અમલ કરવા આત્માને મજબુર કરે આપની શરીઅતનો તાબેદાર બનાવો નહિતર ઇલ્મ પ્રાપ્ત કરી અમલ ન કરવો લાભકારક નથી. (૩) દીનનો પ્રચાર અને દઅવત ઇલલ હકનું કામ લે. નાવાકિફ અંજાણ લોકોને દીનની વાતો શીખાડે. (૪) હક પ્રચાર અને દઅવત ઇલલ્લાહના માર્ગમાં દુઃખ તકલીફ પડે તેને માત્ર અલ્લાહ માટે સહન કરે. તેને અલ્લાહનો હુકમ અને તેની રઝામન્દી સમજે. તેનાથી અજ સવાબની આશા રાખે. જ્યારે કોઇ માણસ જિહાદુન્નફ્સના ચારે ચાર દરજા પુરા કરી લે છે ત્યારે તે "રબ્બાનિ" કહેવાય છે। જિહાદુશ્શયતાનના બે દરજા છે. (૧) ઇમાનમાં કમઝોરી પેદા કરવાવાળા શકસુબાઓ દૂર કરે. (૨) શૈતાન દિલમાં ખોટા વિચારો અને ખોટી ખાહિશો ઉત્પન્ન કરે તેને દુર કરે, પહેલો દરજ્જો અર્થાત ખ્યાલી વસવસાઓ અને ઇમાનમાં કમઝોરી પેદા કરવાવાળી શંકાઓ દુર કરવાથી "યકીન" પ્રાપ્ત થાય છે. બીજો દરજ્જો અર્થાત ખોટી ખાહિશોને દુર કરવાથી "સબ્ર" પેદા થાય છે. યકીન અને સબ્ર એ બે એવી સિફતો છે. કે કોઇ જમાઅતને "દીની ઇમામત"ના લાયક બનાવે છે. જેમ કે કુર્આન શ૦ માં ફરમાવ્યું છે. "વજઅલના મિનહુમ આઇમ્મતન યહદૂન બિઅમરિના લમ્મા સબરૂ વકાનુ બિઆયાતિના યુકિનુન." (અર્થાત અમોએ તેઓમાં એવા પૈગમ્બર અને રાહનુમા બનાવ્યા જે અમારા હુકમ પ્રમાણે હિદાયત અને રહનુમાઇ કરે છે. અમારૂં આ ઇન્આમ તેઓ પર જ્યારે થયું જ્યારે કે તે

સબ્ર અને અમારી વાતો પર સંપુર્ણ યકીન કરતા હતા) સબ્ર અને યકીન એજ બે સિફતો છે જે કોઈ જમાઅતને "ઇમામત"ના લાયક બનાવે છે.

કુફ્ફાર અને મુનાફિકીન સાથે જિહાદના ચાર દરજા છે. જિહાદ બિલ કલ્બ, જિહાદ બિલ લિસાન, જિહાદ બિન્નફ્સ એ સિવાય કાફિરો સાથે જિહાદની એક ખાસ સૂરત તલ્વાર અને નેઝાનો જિહાદ છે.

મુસલમાન ઝાલિમો બિદ્અતીઓ સાથે જિહાદના ત્રણ દરજા છે. (૧) અગર કુદરત તાકત હોય તો તાકતથી દુરસ્ત કરવા અને તેઓના ફસાદ ફિતનાને મિટાવવાની કોશિશ કરે. અગર તેની તાકત ન હોય તો બીજો દરજો આ છે કે ઝબાની બયાનથી તેઓની ઇસ્લાહ અને નસીહત અને બીજાઓને તેઓની ગુમરાહીથી બચાવવાની કોશિશ. એ પણ ન બની શકે તો ત્રીજો દરજો તેઓ સાથે જિહાદ બિલ કલ્બનો છે (દિલથી બુરૂ સમજે) બધા મળી કુલ્લે જિહાદના તેર દરજા થયા. જે માણસ એવી હાલતમાં મરણ પામ્યો કે તેણે કોઇ પણ જાતનો જિહાદ ન કર્યો અને દિલમા પણ તેના માટે કોઇ પણ જાતનો વિચાર ન કર્યો તો તેનુ મરણ એક જાતના નિફાક પર થશે. જેમકે નબવી હદીસમાં છે. "મન લમ યગઝુ વ લમ યહદ્દુસ બિહિ નફ્સુહુ મિલગઝવિ માત અલા શુઅ્બતીમ મિનન્નિફાક."

"હિજરત" સિવાય જિહાદ નહિ અને "ઇમાન" સિવાય "જિહાદ" અને "હિજરત" નહિ. અલ્લાહની રહમતના ઉમ્મીદવાર તેજ થઇ શકે છે. જે ત્રણે સિફતો ઇમાન, હિજરત અને જિહાદના હામિલ હોય જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે. "ઇન્નલ્લઝીન આમનુ વલ્લઝીન હાજરૂ વજાહદુ ફી સબીલિલ્લાહે ઉલાઇક યરજુન રહમતલ્લાહિ વલ્લાહો ગફુરૂર્રહીમ" (અર્થાત જે લોકો ઇમાન લાવ્યા અને જેઓએ હિજરત કરી અલ્લાહના માર્ગમાં દેશ વીગેરે છોડયું જે કાંઇ છોડવુ જોઇતું હતું. અને જેઓએ અલ્લાહના માર્ગમાં કોશિશ કરી તેજ અલ્લાહની રહમતની આશા રાખે છે અલ્લાહ બખ્શવાવાળો અને રહમ કરનાર છે) જેમકે ઇમાન લાવવું દરેક પર ફર્ઝ છે એજ રીતે બે હિજરતો પણ દરેક વખતે દરેક પર ફર્ઝ છે. (૧) હિજરત ઇલલ્લાહ, (૨) હિજરત ઇલર્રસૂલ. પહેલી હિજરતથી મુરાદ એ કે માણસ બધાંની પુજાપાઠ છોડી માત્ર અલ્લાહનીજ પુજા કિંવા બંદગી કરે. બીજી હિજરતથી મુરાદ એ કે પેરવી, અકીદા અને ઇત્તેબા, ઇતાઅતની બધી બાતિલ સૂરતો છોડીને અને બધાં બીજા માર્ગો છોડીને માત્ર અલ્લાહ રસૂલ (સલ૦)ની પેરવી ઇતાઅત અને આપનીજ તાબેદારીને પોતાનો દસ્તુર બનાવી લે. અને આપના બતાવેલા માર્ગો પર ચાલવાનો ફેંસલો કરી લે. આપની દરેક વાતને સાચી માની લે. આખી દુન્યાના મુકાબલામાં આપના હુકમને આગળ અને વાજીબુલ ઇતાઅત જાણે આજ રૂહ છે નીચેની હદીસની જેમાં રસુલ (સલ૦) ફરમાવ્યું છે. "ફમન કાનત હિજરતોહુ ઇલલ્લાહે વ રસુલિહિ ફ હિજરતોહુ ઇલલ્લાહે વ રસૂલિહિ અલ્કમા કાલ."

હિજરત ઇલલ્લાહ અને હિજરત ઇલર્રસુલ ઇમાન પેરે દરેક પર "ફર્ઝે અૈન" છે એવીજ રીતે પોતાના નફ્સથી જિહાદ અને શયતાનથી જિહાદ દરેક માણસ પર ફર્ઝ છે. એમાં કોઇ કોઇનુ પ્રતિનિધિત્વ કરી શકતો નથી. બેશક કાફિરો અને મુનાફિકો સાથે જિહાદ "ફર્ઝે કિફાયા" છે. અર્થાત ઉમ્મતની અમુક પાર્ટીએ ફર્ઝને અદા કરી રહેલી હોય અને તેઓની કોશિશથી મકસદ હાસિલ થઇ રહેલો હોય તો બાકીની ઉમ્મત એ ફર્ઝથી છુટી શકે છે. અગર અલ્લાહને બોલબાલા કરવામાં અને બાતિલની તાકત મિટાવવામાં મુજાહિદોની કોશિશથી કામ પુરૂં થઇ રહેલું ન હોય અને તેઓની કોશિશમાં કમઝોરી હોય તો બાકીની ઉમ્મત પર પણ ફર્ઝ થશે. કે એ કોશીશમા ભાગ લે નહિતર બધાંને કિયામતના દિવસે પુછ થશે.

(ઝાદુલ મઆદ) ખાંમે.
બિ અવનિલ મલિકેલ અલ્લામ.

## ગમખારની વાતો

આ લોકને પરલોકનાં, રચનારની વાતો,
સંસારની વાતોમાં જીવનસારની વાતો,
છે, ભેદભરી કેટલી ગુલ-ખારની વાતો,
એવી તો, તરેહવાર તરેહવારની વાતો,

કુર્આનમાં પઢાથી મળે સારની વાતો,
મેહબૂબ, ને હક,માં થતી વિસ્તારની વાતો.

કુફ્ફાર જે મશ્ગૂલ હતા, ઐંશો તરબમાં,
કુકર્મનાં કરનાર પડ્યાં, કેહરો ગઝબમાં,
પ્રકાશ થયો ત્યાં બની હાશિમનાં નસબમાં,
અંધકાર ગયો રોશની ફૈલાઈ અરબમાં,

જ્યાં જ્યાં થઇ બસ આપના અન્વારની વાતો,
મેહબૂબ, ને હક,માં થતી વિસ્તારની વાતો.

તાજું થયું ઈસ્લામ, જીત સાંપડી સતને,
ગળતાં થયાં સૌ એહલે અરબ આપના મતને,
પ્રાચીન છતાં લાગે છે નૂતન એ જગતને.
દીદારની લાગી છે લગન કોઇ ભગતને,

જે સગયે સુણી સૈયદે અબસારની વાતો.
મેહબૂબ, ને હક,માં થતી વિસ્તારની વાતો.

હૂરોને જિન્નો આપને તસ્લીમ કરીને,
આલાપતા તૌહીદનાં નગ્મહ મળીને,
કુફ્ફાર હસદખોર થતાં રાખ બળીને,
જિબરીલે અમીં હકતણો પયગામ દઇને,

કર જોડી કહે આપને ફિરતારની વાતો,
મેહબૂબ, ને હકમાં થતી વિસ્તારની વાતો.

કહેતા'તા દમે નઝઅ શું ? દીનનાં રહબર,
ઉમ્મત છે ગુનાહગાર, સિયહકાર કરમ કર,
બખ્શિશનું વચન આપતુ અય દાવરે મેહશર,
મકબૂલ થઇ દસ્તે દુઆ સાકીયે કૌસર,

"મુશ્ફિક" સુણી ! ઉમ્મત તણાં ગમખારની વાતો,
મેહબૂબ, ને હકમાં થતી વિસ્તારની વાતો.

"મુશ્ફિક" જામનગરી

## મુહમ્મદ મુસ્તફા (સલ૦)

નામના માનવ રહ્યા'તા, જ્યારે અરબસ્તાનમાં,
દેશ પણ પલટી ગયો'તો જ્યારે કુફ્રસ્તાનમાં;
પુત્રીને પધરાવતાં જન્મી કે કબ્રસ્તાનમાં,
ને હતા મશહૂર અરબો વિશ્વે કારસ્તાનમાં.

ફર્ક નો'તો કાંઇ પણ માનવ અને હયવાનમાં,
માનવીરૂપે હતો શયતાન ખુદ ઈન્સાનમાં.

ખૂન કરતાં-લૂંટ કરતાં ના કદી ડરતા હતા,
નાની શી વાતો ઘણી વરસો સુધી લડતા હતા;
ન્યાયને નેવે મૂકી અન્યાય આચરતા હતા.
ને અનીતિમય જીવન જ્યારે બધા જીવતા હતા.

માનવો શુ ? માનવી નિંદુ દેવ પૂજતો હતો,
એક કરતાં પણ વધુ પૂજીને ફૂલતો હતો.

એક હસ્તી ત્યારે પરવરની, દયાની અવતરી,
જેને મળનારી હતી દુન્યા તણી પયગમ્બરી;
જન્મથી જેના ગયું જાણે જગત આખું ફરી,
વિશ્વમાં 'એકજ ખુદા'ની ઘોષણા જેણે કરી.

એ હતા પ્યારા નબી બેશક મુહમ્મદ મુસ્તફા.
જેમના હાથોથી ફેલાયો જગે દીને ખુદા.

આપનાથી આ જગત ઈસ્લામથી રૌશન થયું,
પાશવી જીવન બધાનું માનવી જીવન થયું;
જૂઠ બદલે બસ જગતમાં સત્યનું પાલન થયું,
પાપ પરચારી ગયું ને પુણ્યનું મંડન થયું.

ખૂન-ચોરી, લૂંટ-ફાટો; વિશ્વમાં અટકી ગઇ;
હક અને નાહકની વાતો દિલ વિશે ચિટકી ગઇ.

આજ પાછો એ સમય જેવો થયો સંસાર છે,
ચોતરફ વ્યાપી રહ્યો અંધકાર બસ અંધકાર છે,
ધર્મીને ત્યાં ધાડ, ને અધર્મીને કંસાર છે,
સત્યના 'ચમકાર' બદલે સત્યનો સંહાર છે.

યા મુહમ્મદ ! આપ આજે આ સમય પર હોત જો,
શું કદી પણ આ જગત એવી બદીઓ જોતતો ?

'ચમકાર'

# કર્તવ્યની કિંમત×

સૂર્ય અસ્તાચલ પર આવી ઊભો હતો. હળવે હળવે અંધકાર પૃથ્વીના પ્રદેશ કબજે કરી રહ્યો હતો. એવે સમયે બે મધ્યમ વયના મિત્ર નદીતીરે બેઠા હતા. તેમના મસ્તક પર થઇને અનેક જાતના પક્ષીઓ પાંખો ફફડાવતાં પોતાના માળા તરફ વિશ્રાન્તિનું સેવન કરવા માટે આનંદથી ઊડી જતાં હતાં.

હરિસીંગ બોલતાં બોલતાં બોલ્યો, "મોતીસીંગ, ભાઈ, તારી સંપત્તિ કેટલી વિશાળ, તારો અધિકાર કેટલો પ્રચંડ! તેજ પ્રમાણે સમાજમા તારો માનમર્તબો કેટલો વિલક્ષણ! પરંતુ મરણ પર્યંત અવિવાહિત રહેવાનો નિશ્ચય કરી તુ તારા સુખકર આયુષ્ની ધૂળધાણી કરી નાખે છે!

હરિસીંગ તરફ શૂન્ય દ્રષ્ટિએ જોઇ મોતીસીંગ એકવાર ખિન્નપણે હસ્યો. ઘણાં વર્ષ ગળેલા પોતાના મિત્રને તે ગંભીરપણે કહેવા લાગ્યો, આ તું બળતુંજ બોલી રહ્યો છે. હરિસીંગ! મને તો મારા આયુષ્યની ધૂળધાણી થયેલી જરા પણ દેખાતી નથી!"

"વળી એક બીજી વાત માટે પણ મને આશ્ચર્ય લાગે છે—"

"શા બદલ હરિસીંગ?"

"સ્ત્રી જાતિ વિષે તને આટલું વિલક્ષણ માન છે તે માટે. તેમને માટે તને આટલું માન અને પ્રેમ કેમ છે?"

મોતીસીંગ પુનઃ એક વાર હસ્યો અને હરિસીંગનો હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો, "તને તે માટે આશ્ચર્ય કેમ લાગે છે? સ્ત્રી જાતિ કોમળ હૃદયની, પરોપકારશીલ, પરદુ:ખે દુ:ખી થનારી, શાંત અને સહિષ્ણુ છે. સ્ત્રી જાતિ મૂર્તિમંત પવિત્રતા, અને મૂર્તિમંત સ્વર્ગીય પ્રેમ છે. આ પાપમય પૃથ્વીને જો કદાચ સ્વર્ગની ઉપમાં અપાઇ હોય, તો તે એક સ્ત્રી જાતિને લીધેજ. નારી પૂજાને યોગ્ય છે. હરિસીંગ, એ વાત તને સમજાતી નથી કે!"

"તું કહે છે તે વાત મને સમજાતી નથી એવું નથી. પરંતુ તું કહે છે તે સઘળુંજ મને માન્ય નથી. સ્ત્રી જાતિ પરમેશ્વરે ઉત્પન્ન કરી અને માત્ર પુરુષ જાતિ શૈતાને નિર્માણ કરી, એવું તો તારું કહેવું નથીને? ગુણ શું કે દોષ શું, પુરુષમાં જેટલા હોય છે, તેટલાજ સ્ત્રી વર્ગમાં પણ દેખાય છે. એક દીવાના કવિ પ્રમાણે અતિશયોક્તિમાં બહેકી જવુ એ મને ગમતું નથી. પણ જવા દે એ વદ્દવિવાદ તે વગર આપણું કાંઇ અટકી બેઠું નથી. હવે એક મુદ્દાનીજ વાત હું તને પૂછું છું. તેનો ઉત્તર આપવા માટે ગલ્લાંતલ્લાં કરતો નહિ પેલો સરદારસીંગ પોતાની પુત્રી સુંદરબાળાના તારી સાથે લગ્ન કરવા માટે કેટલી ખટપટ કરી રહ્યો છે, છતાં તું તે તરફ લક્ષ ચડવા દેતો નથી. તે સુંદરબાળામાં એવુ તે શું ન્યૂન જોયું? તે રૂપમાં, ગુણમાં અને વૈભવમાં કમી છે? તેથી તું તેનો સ્વીકાર કરતો નથી? મને તો લાગે છે કે ભાઇ, તું સુંદરબાળાનો એકદમ—"

મોતીસીંગ હરિસીંગને વચમાંથીજ બોલતો અટકાવી ખિન્ન સ્વરે બોલ્યો, "હરિસીંગ, આખા જન્મમાં મનુષ્યને પ્રેમ એકજવાર બંધાય છે અને તે પણ એકજ વ્યક્તિ પર. પ્રેમની આવૃત્તિઓ ન હોય! 'બીજો' એ શબ્દજ પ્રેમ જાણતો નથી."

મોતીસીંગના આ શબ્દોથી હરિસીંગને ઘણું આશ્ચર્ય થયું. આ ગંભીર દેખાતી મૂર્તિ પૂર્વે એક વાર પ્રેમના સકંજામાં સપડાઈ હશે, અને તેમાં તેના મનોરથ વિફલ થયા

× સૂચિત.

હશે તેથીજ આખો જન્મ અવિવાહિત રહેવાનો નિશ્ચય કર્યો હશે એવું હરિસીંગના સ્વપ્નામા પણ ન હતું.

પોતાના મિત્ર ના મુખમંડળ તરફ તીવ્ર દ્રષ્ટિથી કિંચિત હાસ્ય કરી ગંભીરપણે હરિસીંગ બોલ્યો, 'આ તું શું કહે છે મોતીસીંગ? તું પહેલાં એકાદવાર પ્રેમના સકંજામાં સપડાયો લાગે છે."

મોતીસીંગે એક દીર્ઘ નિશ્વાસ નાખી શૂન્ય દ્રષ્ટિથી એક વાર આકાશ તરફ નજર ફેરવી.

હરિસીંગ ગૂંચવાયો. તેણે પુનઃ પોતાના મિત્રને પૂછ્યું. "ભાઈ આમ એકાએક તું ખિન્ન કાં થઇ ગયો? તારો પ્રેમ-સંબંધ કોઇ સાથે જોડાયો હતો?"

"હા, હરિસીંગ, આ હતભાગીનો પ્રેમ એક કાળે એક વ્યક્તિ પર જોડાયો હતો—" બોલતાં બોલતાં મોતીસીંગનું હૈયું ભરાઈ આવ્યું. તેની આંખમાં અશ્રુબિંદુ આવી ઉભાં અને એક બે બિંદુ ટપ દઇને તેના ગાલ પરથી નીચે પડયાં.

હરિસીંગ એકદમ ચમકયો. પોતાના પ્રશ્નથી પોતાનો મિત્ર નાહક દુઃખી થયો, એવો વિચાર તેના મનમાં આવવાથી તેને બહુ-દુઃખ થયું. કિંચિત ભરાયલે હૈયે તે મોતીસીંગને કહેવા લાગ્યો, "તે હકીકત મને કહેવાને કંઈ હરકત છે?"

નદીનો પ્રવાહ શાંતપણે ચાલી રહ્યો હતો. મૃદુ વાયુ લહરી તે પર તરંગ ઉઠાડતી હતી. મોતીસીંગ તે શાંત પ્રવાહ તરફ નજર માંડી બેઠો હતો. હરિસીંગ પણ સ્તબ્ધ હતો.

થોડા વખત પછી અચાનક ચમકયા જેવો થઇ મોતીસીંગ બોલ્યો, "હરિસીંગ, તેં મને શું પૂછ્યું? તે હકીકત કહેવામાં હરકત છે એમ પૂછ્યું! હરકત કેવી? તેમાં વળી તારા જેવા સ્નેહી મિત્રને તે કહેવામાં હરકત હોય?"

સાયંકાળ ગઈ. રાત્રિ પડી રહી હતી. અંધકાર પણ ઝપાટાબેર પ્રસરી રહ્યો હતો. આકાશમાં ચંદ્ર ન હોવાને લીધે ચોતરફ ઉદાસીનતા પથરાઇ હતી. થોડા સમય પૂર્વે વાયુ શાંતપણે વાતો હતો, તે પણ આ વેળા તદ્દન પડી ગયો હતો! જાણે કે નિસર્ગ સુંદરી આ પ્રસંગે મોતીસીંગના ઉદાસ હૃદયનુંજ પ્રતિબિંબ બની ગઇ હતી.

દીર્ઘ નિશ્વાસ નાખી ખિન્ન હૃદયે મોતીસીંગ કહેવા લાગ્યો, "હરિસીંગ તે સઘળો પ્રકાર હમણા મને માત્ર એક સ્વપ્ના પ્રમાણે લાગે છે. તે વેળા યુદ્ધની શરૂઆત જ હતી. ચોતરફ—લડાઇના ભણકારા વાગી રહ્યા હતા. શત્રુ સાથે લડતાં પ્રત્યક્ષ રણમેદાન પર અથવા કોઇના કપટથી અન્ય સ્થળે ઓચિંતુ મનુષ્યને મૃત્યુ આવે તેનો કોઈ નિયમજ રહ્યો ન હતો. આવી ધમાચકડીને સમયે એક દિવસ એક ડોલરે નામે રજપૂત કન્યા મને અચાનક દેખાઇ તે સ્વર્ગની અપ્સરાસમી મને પહેલીજ વાર એક ઝરાને કાંઠે મળી.

તે સમયે હું અતિ શ્રમિત થઇ ગયો હતો. પાસેના એક ખજૂરીના ઝાડને મારો થાકેલો ઘોડો બાંધ્યો હતો અને પહાડની તળેટીમાંના એક સ્વચ્છ પથ્થર ઉપર હું અસ્તાવ્યસ્ત બેઠો હતો. સૂર્ય આથમવાની તૈયારીમાં હોવાથી તડકો જરા નરમ હતો. બે ચાર પક્ષીઓ કિલબિલાટ કરતાં હતાં. તે સાંભળતો હું મારા ત્રાસી ગયેલા મનનું રંજન કરતો હતો. મારા મનમાં જે જે દુર્ભાવના વસી રહી હતી, તે તે મેં તે વેળા મનમાંથી નિઃશેષ કરી નાખી. ઘોડાઓનો કર્કશ હણહણાટ તે વેળા કોઈ પણ સ્થળે સંભળાતો ન હતો. એકમેકનો જીવ લેવા ઇચ્છનારા ઉભય પક્ષના વીરોનો હુંકાર પણ હૃદયને થરકાવતો ન હતો. રણવાદ્યોના મસ્ત

સૂરોનું અસ્તિત્વ ન હતું. તે દિવસે યુદ્ધ બંધ હતું. ચોમેર શાંતિનું સામ્રાજ્ય હતું. આવા આ સ્મરણીય પ્રસંગે તે ઝરાની પાસે બેસી મનુષ્યની કઠોરતા અને ક્રૂરતાનો હું વિચાર કરતો હતો. સર્વ સૃષ્ટિન-તેમાં ખાસ મનુષ્યનેજ અત્યંત આવશ્યક શાંતિ સુખને નષ્ટ કરવાની મનુષ્યની આત્મઘાતકી હિંમત જોઇ મારૂં મન તે પ્રસગે અત્યત ખિન્ન થઈ ગયુ હતું-મારા મનમાં પરસ્પર વિરોધી વિચાર તરંગ કલ્લોલ કરી રહ્યા હતા.

આવે પ્રસંગે અને આવી મનની સ્થિતિમાં તે નિર્જન વનપ્રદેશમા ડોલરનું મને પ્રથમ દર્શન થયું! તે આ વખતે ત્યા ઝરાનુ પાણી લેવા આવી હતી. હુ વિચારમાં નિમગ્ન હોવાથી તેના પગલાંનો અવાજ સાભળી શકયો ન હતો. તે એકદમ મારી સામે આવી ઊભી રહી. તેને જોતા જ હુ આશ્ચર્યમાં તલ્લીન થઇ ગયો! તે આ વનની અધિષ્ઠાત્રી દેવી કે સ્વર્ગની પરી મને ચકિત કરવા માટે આકાશમાંથી ઊતરી મારી સામે ઊભી રહી છે, એવો મને ભાસ થયો-એટલુ સુંદર તેનું રૂપ હતુ!

ડોલર પણ પોતાના વિચારમાં તલ્લીન જણાતી હતી મને જોતાંજ તે પણ એકદમ ચમકી ગઇ હતી તેના શરીર પર ભયના રોમાંચ ઊભા થયાં. તેનુ કારણ હુ તરતજ સમજી ગયો. મારી બંદૂક જે મારી પાસે પડેલી હતી તેને જોઇને ડોલર ગભરાઈ હતી.

તે તાબડતોબ પાછી ફરતી હતી. પણ મેં પ્રેમાળ અને મૃદુ શબ્દોથી તેને ધીરજ આપી. મારો ભય રાખવા જેવું કંઈ નથી, એવી તેની ખાત્રી કરી આપી.

"ડોલર ઘણીજ ધૈર્યવાન જણાઈ. તે મને કહેવા લાગી, "તમે અહીં આવ્યા હશો, એવી મને કલ્પના પણ ન હતી. રોજના નિયમ પ્રમાણે હુ અહીં આવી. અમારી ઝૂંપડી અહીંથી પાસેજ છે—"

મેં તેને પૂછ્યું. "તારી ઝૂંપડીમાં બીજું કોણ છે?"

"મારી વૃદ્ધ આઈ છે. મારો એક ભાઇ છે, તે આ ચાલુ યુદ્ધમાં સૈનિક તરીકે ગયો છે."

"તું આ સમયે દરરોજ કેમ આવે છે?"

"હું ઘર માટે પાણી લેવા દરરોજ અહીં આવું છું. મને અહીં એકલી આવતાં જરા પણ ભય લાગતો નથી. આ સ્થળ રસ્તાથી ઘણુંજ દૂર છે. અહીં કોઇ વટેમાર્ગુ કે કોઈ સિપાઇ આવવાનો સંભવ બિલકુલ નથી. વળી મને આ સ્થળ ઘણુંજ ગમે છે-કેવી રમણીય જગા-કેવું સુંદર આ અરણ્ય!"

"ખરેખર! તે સ્થળ રમણીય હતું-પરંતુ તે વનસ્થળની અધિષ્ઠાત્રી દેવી ડોલર તે સ્થળ કરતાં પણ અતિ રમણીય હતી. પણ હાય! તેના માધુર્યનું હવે તો માત્ર સ્મરણજ રહ્યું છે!"

"તે દિવસથી દરરોજ સાયકાળે કેટલોક સમય હું તે સુંદર મનોરમ સ્થળે તે ઝરાને કાઠે કોઇને ન ખબર પડે એવી રીતે બેસતો હતો. મને ગમે તેટલું જરૂરી કામ હોય, તો પણ નિયમસર હું તે સ્થળે બેસતોજ! તે દિવસથી મારા હૃદય પર એક અવર્ણનીય જાદુનો અમલ બેઠો હતો. સંધ્યાકાળ થઇ કે તે જાદુના મોહનમંત્રથી હું બધ્ધ થઇ મારા પગલાં તે સ્થળ તરફજ માંડતો.

"અહાહા! કેવો તે રમણીય સમય-કેવું તે હૃદયંગમ સ્થળ! ચારે દિશામાં શાંતિદેવીનું સામ્રાજ્ય! સંધ્યાકાળે ઘેર ફરતાં અનેક પક્ષીઓના મધુ ગૂંજનથી જો કે તે પ્રદેશ ગૂંજી રહેતો હતો, છતાં હું તેને શાંતિદેવીનુ સામ્રાજ્ય ગણતો-પહાડના પથ્થરમાંથી શત-

ધારા થઇ નીચે પડતા પાણીયા જો કે શાંતિનો કિંચિત ભંગ થતો હતો—છતાં પણ તે સ્થળે શાંતિનોજ કડક અમલ ચાલુ હતો, એમ હું ગણતો.

આવા તે નિર્જન વનભાગમાં રજપૂત કન્યા ઉલ્લરનો પ્રેમ મેં આકર્ષી લીધો હતો, અને ઉલ્લર પણ મારા હૃદયની સ્વામિની થઇ ચૂકી હતી. અમને એકમેકના પવિત્ર સહવાસમાં અત્યંત સુખ લાગ્યું. મને કોઈ કોઇ વખતે તો એવું લાગી આવતુ કે માનવીની હિંસા, માનવી પર વેર, માનવીની ક્રૂરતા વગેરે છોડી દૂર–અતિ દૂર નિર્જન અરણ્યમાં જઇ એકાદી ઝૂંપડીમાં ઉલ્લર સાથે સ્વર્ગીય સુખમા શાંતપણે કાળ વ્યતીત કરવો.

એક દિવસ. મારો એ વિચાર મારી હૃદયવલ્લભાને કહી બતાવ્યો.

મારી માગણીની પ્રસ્તાવનાથી તેને અતિશય આનંદ થયો; પરંતુ મારા વિચાર પ્રમાણે વર્તવાને તે સંમત થઇ નહિ. તેણે કહ્યું, "જ્યાં સુધી મારી આજી જીવે છે ત્યાં સુધી તેને છોડીને હું પળભર પણ બીજે સ્થળે રહેવાને તૈયાર નથી. મારી આજીના સુખ આગળ મારા સુખની એટલુંજ નહિ પણ મારા પ્રાણની પણ મને જરા કિંમત લાગતી નથી."

"ઉલ્લરના મુખ તરફ દૃષ્ટિ માંડી પૂછ્યું." તું દરરોજ અહીં આવી મને મળે છે, એ તારી આજી જાણે છે?"

તે શરમાઇ જઇ મારા તરફ જોઇને બોલી નહિ. એની તેને જાણ કેવી રીતે થાય!

આ પ્રમાણે કેટલાક દિવસ દરરોજ સંધ્યાકાળે તે ઝરા પાસે અમે ઉભયનો મેળાપ થયા કરતો હતો. ઉલ્લર દરરોજ બદામ, ચારોળી, દ્રાક્ષ અને બીજા ફૂલો લાવતી હતી. મને પ્રાપ્ત થતાં નાના પ્રકારનાં ફૂલો લઇ હું ત્યાં જતો હતો અને તે વડે મારી હૃદયવલ્લભાને શણગારતો હતો.

× × ×

સમય જતાં યુદ્ધની ધમાલ વધવા લાગી. બન્ને પક્ષોમાં વારંવાર ચકમક ઝરતી હતી. બન્ને પક્ષો છેક પાસે પાસે આવી ગયા હતા તેથી એક મહિના સુધી અમે બન્ને વચ્ચે માત્ર એકમેકના દર્શનનો પણ લાભ થયો નહિ.

દરરોજ સાયંકાળે મારો જીવ અધીરો થયા કરતો હતો. તે ઝરા પાસે આનંદમાં જવાને મારું હૃદય વ્યાકૂળ થતું હતુ પરંતુ તેનો ઇલાજ ન હતો. કર્તવ્ય આગળ હું રોકાઇ ગયો હતો. પરમેશ્વરને હવાલે સોંપી હું એક એક દિવસ જેમ તેમ પસાર કરતો હતો.

એક દિવસ સંધ્યા સમયે હું વિશ્રાંતિ લેવા મારા તંબૂમાં સ્વસ્થ પડયો હતો. એટલામાં ચાર સિપાઇઓ એક તરુણ રજપૂતને પકડીને મારી પાસે લાવ્યા. તેની મુખકાંતિ અત્યંત સુંદર અને કોમળ હતી. તે શત્રુ પક્ષનો ગુપ્ત જાસૂસ હતો. અમારા સૈન્યમાંની ગુપ્ત બાતમી મેળવવા માટે તે આવેલો હોવાથી મારી સન્મુખ તેને આણવામાં આવ્યો હતો.

તે તરુણ તરફ જોતાંજ મારી ઉલ્લરનું મને સ્મરણ થયુ. તેની છાયા તે તરુણના મુખમંડળ પર દૂબેદૂબ જણાતી હતી. આ તરુણ ઉલ્લરનો ભાઇ તો ન હોય? એવો પ્રશ્ન તત્કાળ મારા મનમાં ઉપસ્થિત થયો. પણ તેના રમ્ય મુખની સાથે બરાબર સામ્ય હોનારૂં આ મુખ બીજા કોઇનુંજ નહિ હોય. એવી મને પાકી ખાતરી થઇ.

પરંતુ કર્તવ્ય આગળ સ્નેહ અથવા પ્રેમ સંબંધ તુચ્છ હોય છે! મારી ઉલ્લરને શું લાગશે, તે સંબંધી જરા પણ વિચાર ન કરતાં અવિચળ હૃદયે મેં તે ગુપ્ત જાસૂસને દેહાંત દંડની સજા ફરમાવી. આવા ગુનાહનો

નિકાલ કરવાનો અધિકાર મને મળ્યો હતો.

મારો હુકમ થતાંજ તે રજપૂત યુવકને લઈ સિપાઈઓ ચાલ્યા ગયા.

+ × +

મે તેને દેહાંત દંડની શિક્ષા ફરમાવી તો ખરી, પરંતુ ત્યારથી મારા મનમાં બેચેની લાગવા માંડી ! તે નિર્જન સ્થળે ઝરાને કાંઠે જઈ ડોલરને મળવા માટે મારું હૃદય અત્યંત વ્યાકુળ બન્યું. જો તે વેળા અનુકૂળ પરિસ્થિતિ હોત, તો મને કેટલો બધો આનંદ થાત ? પરંતુ તે સમયે ડોલરને મળવાની તદ્દન અશક્યતા હતી. સામી બાજુએ ઠેકઠેકાણે શત્રુઓના સૈન્યની છાવણીઓ પડેલી હતી. તેના કબજામાંથી પસાર થઇ ડોલરના દર્શન કરવા એ તદ્દન અશક્ય હતુ !

આવી દારૂણ મનોવ્યથા હું ભોગવતો હતો, એટલામાં એક સિપાઇ તંબુમાં દાખલ થઇ મને સલામ કરી કહેવા લાગ્યો. "જે કેદીને તમે દેહાંત દડની સજા ફરમાવી છે, તે કેદી તમારી સાથે એકાંતમાં કાંઇ કહેવા માંગે છે."

મે થોડો વિચાર કરી જવાબ દીધો "ઠીક છે-તેને આવવા દો."

સિપાઇ તે તરુણને લઇ મારી પાસે આવ્યો. મે સિપાઇને ત્યાંથી 'ચાલ્યા જવાનું' કહ્યું. પછી હું અને તે કેદી એ બે જણજ ત્યાં હતા.

"હં—કહી દે—તારી શી ઇચ્છા છે ?" મે તે યુવકને પૂછ્યું.

તે સલામ કરી ગદગદ કંઠે બોલ્યો. "કાંઈ નહિ સાહેબ-તમે ડોલરને ઓળખો છો ? હું તેનો ભાઈ—

મારા હૃદયમાં જાણે વજ્રઘાત થયો; પરંતુ મારા ચહેરાપર કંઇ પણ ચિન્હ ન બતાવતાં નિષ્કંપ સ્વરે મેં તેને કહ્યું. "હા, ડોલરને હું ઓળખું છું તેના હાલ શા સમાચાર છે ?

યુવકે કહ્યું, મારી પાસે એક પત્ર છે તે કોઈ પણ રીતે તમને પહોંચાડવા માટે ડોલરે મને આપ્યો હતો."

મેં આતુરતાપૂર્વક કહ્યું. "તે પત્ર મને ઝટ બતાવ.

કિંચિત હસી તે મને કહેવા લાગ્યો. "નહિ, તે આપને હમણા મળશે નહિ. મારા કમરપટામાંથી તે આપને મળશે. મારા મૃત્યુ પછી તે વાંચજો. બસ. એટલીજ મારી તમારી આગળ નમ્ર વિનંતી છે.

"ઠીક છે—"

પછી સિપાઇએ ઈશારત કરતાંની સાથે તે હતભાગી તરૂણને તે લઈ ગયો. તે દેખાતો બંધ થયો ત્યાં સુધી હું તેની તરફ શૂન્ય દ્રષ્ટિથી જોયા કરતો હતો !

સાર પછી મારી મનોદશા તદ્દન બેચેન રહી હું તરતજ તંબુની બહાર નીકળી આમ તેમ ફરવા લાગ્યો. આકાશમાં ધીમે ધીમે કાળાં વાદળાં એકત્ર થવા લાગ્યાં મારા હૃદયાકાશમાં પણ તેવાંજ વાદળાં ઘેરાવા લાગ્યાં.

અર્ધા કલાકમાં પાસેજ એક બંદૂકનો ધનનન કરતો અવાજ સંભળાયો. મારું હૃદય કંપી ઊઠયું ! મારા નેત્રો મિંચાઈ ગયાં. મારી સામે ડોલરનુ સુંદર મુખકમળ દેખાવા માંડયું ગમે તેમ હો, પણ એ વેળા તેનું મુખ ખિન્ન જણાતું હતું ! પણ હાય ! મારો એમાં શો ઇલાજ હતો ! કર્તવ્ય આગળ હું લાચાર હતો.

સિપાઇએ આવી તે યુવકને ઠાર કરવાની મને બાતમી આપી. હું ખિન્ન અંતઃકરણે અને ભારે પગે તેનું શબ જ્યાં પડયું હતું, ત્યાં ગયો. તેણે કહ્યા પ્રમાણે તેના કમ્મરપટામાંથી તે પત્ર કાઢયો. તેના અગ્નિસંસ્કારની સઘળી

વ્યવસ્થા કરી હું મારા તંબુ તરફ ગયો.

તંબુમાં પેસતાંજ આકાશમાં ભયંકર ગર્જના થઇ. વીજળી ચમકી. અંદર આવી દીવો સળગાવ્યો અને તે દીવા આગળ મેં તે પત્ર વાંચવાની શરૂઆત કરી મારી પ્રિયાએ –ડોલરે–પોતાના સુંદર હસ્તાક્ષરથી તે પત્ર લખ્યો હતો તે પત્ર આ રહ્યો! એમ કહી મોતીસીંગે સતત પોતાના હૃદય પાસે રાખેલા, જીવથી પણ વહાલા પત્રને કાઢીને હરિસીંગને આપ્યો. હરિસીંગ તે વાંચવા લાગ્યો:

પ્રિયતમ મોતીસીંગ,

પરમેશ્વરના ચરણના સોગન ખાઇ કહું છું કે તમેજ આ ડોલરના સ્વામી થઇ ચૂક્યા છો તમને ખબર છેજ કે મારો ભાઇ શૂરસીંગ શત્રુના સૈન્યમાં ગુપ્ત જાસુસ હતો. યુધ્ધ પ્રસંગે અથવા મહત્વના કામ પ્રસંગે પોતાની છાવણી છોડીને તે અમારી ઝૂપડીમાં આવીને બેસતો હતો. તેને મરણનો ભારે ભય લાગતો હતો. તેટલા માટેજ તે પોતાનું કર્તવ્ય છોડી અમારી પાસે નાશી આવતો હતો.

આ તેનો દોષ અક્ષમ્ય હતો. તે તમે પોતે પણ કબૂલ કરશોજ! અમે ગરીબ ખરાં, પરંતુ મારા પિતા અને મારા દાદા એમણે રાજાઓના કાર્ય માટે હસતે મોઢે યુધ્ધમાં પ્રાણ અર્પણ કર્યા હતા. પણ આ કુલાંગાર શૂરસીંગને તેમના ગૌરવની કિંમત શી હોય! તેના આવા કૃત્યથી અમારા કુળનુ ગૌરવ ધૂળમાં મળશે, એવું જાણી હું તેનો વેશ ધારણ કરી તેનાજ કામ પર હાજર થઇ અમારા ચહેરામાં સામ્ય હોવાને લીધે મારી ખરી ઓળખ કોઇનેજ સમજાઇ નહિ. મારી આજ્ઞને પોતાની સાથે લઇ શૂરસીંગ કોણ જાણે ક્યાં નાશી ગયો હતો. તે હતભાગી જો કદાચ તમારા પંજામાં સપડાય અથવા તેનો મેળાપ થાય તો આપ તેને છોડી દેજો. તેનો જીવ લેતા નહિ. આપના ચરણ આગળ મારી આ એકજ વિનંતી છે.

ગુપ્ત જાસુસ બની હું આપની છાવણીમાં આવી અને આપના સિપાઇના તાબામાં સપડાઇ. પછી શું થયું, તે આપને વિદીત છે. તે પ્રસંગે જો મેં તમને મારી ખરેખરી ઓળખ આપી હોત તો કદાચ આપ આપના કર્તવ્યમાંથી ભ્રષ્ટ થાત; એવી મને બીતિ હતી. મારા પ્રિયતમે એક માત્ર પ્રેમને ખાતર કર્તવ્યમાંથી ચુકવુ ન જોઇએ એવી મારી તીવ્ર ઇચ્છા હોવાને લીધે હું આપને મારી ઓળખ આપી શકી નહિ. હવે મને રજા આપો. તમારા ઉપર મારો કેટલો બધો પ્રેમ હતો તે તમને હું જણાવી શકી નહીં; એટલુંજ મને દુઃખ થાય છે. છતાં આપેજ મને મૃત્યુની શિક્ષા આપી છે અને તે હું હસતે મુખે ભોગવું છું, એ સુખ કાંઇ કમી છે!

હૃદયેશ્વર! જ્યાં સ્વર્ગ હશે ત્યાં આપણે ઉભય ગમે ત્યારે પણ મળીશુંજ.

આપના ચરણની દાસી,
ડોલર.

લેખકઃ–
ખંડેરાવ માનાજી પવાર

## પ્યારા નબી પધારો

પ્યારા નબી પધારો,
મુજ નાવનેય તારો,
આવી પડે ન ભયમાં, ડુબે ન જલ-પ્રલયમાં,
મૌલા રે ! એક ધારો,
છે મોજનો ધસારો,
હિમ્મત હરી જનારો,
પૂછો ન હાલ મારો,
દેખાય ના કિનારો,
તારી અનેક નૈયા, થઇને તમે ખેવૈયા,
મુજ નાવનેય તારો,
પ્યારા નબી પધારો

(૨)

પ્યારા નબી પધારો,
મુજ નાવનેય તારો.
વરસે અસીમ ધારા, દીસે ન ક્યાય તારા,
ધનઘોર અભ્ર ગરજે,
વિકરાળ વીજ ચમકે,
હદપારે હૈયુ ધડકે,
તૂફાન કાળ થઇને,
સાવજ સમાન ઘુરકે,
તારી અનેક નૈયા, થઇને તમે ખેવૈયા,
મુજ નાવનેય તારો,
પ્યારા નબી પધારો !

(૩)

પ્યારા નબી પધારો,
મુજ નાવનેય તારો.
આવી પડી ભંવરમાં, ચકરે ચઢી ભંવરમાં,
કોઇ નથી સહારો,
હે મુજમફન ! મારો,
બેબસ છું હું બિચારો,
ભય લેશ ના વધારો,
જલદી હવે પધારો,
તારી અનેક નૈયા, થઇને તમે ખેવૈયા.
મુજ નાવનેય તારો,
પ્યારા નબી પધારો.

'હઝીં' રાંદેરી

## આનેકો હૈ !

અઝ: અહમદ હાશિમ મુરાદ સાહબ 'મુરાદ'
(રાંદેર)

મુન્તખબ દોનોં જહાંકા ઝીનકાર આનેકો હૈ,
યાઅને દુન્યામેં રસૂલે કિરદિગાર આનેકો હૈ.

આજિઝોંકા, બેકસોંકા, સાઝગાર આનેકો હૈ,
મુઝદહ અય અસ્હાબ તેરા ગમ ગુસાર આનેકો હૈ.

ઝુલ્મતે કુફરો ગબ્બારીએ જહાં મિટ જાએગી,
આજ આલમમેં વો મેહરે નૂરબાર આનેકો હૈ.

સિરેં તકવીનિ દો આલમ જિસકી ઝાતેપાક હૈ,
શુક્ર હૈ અબ વો અઝલકા રાઝદાર આનેકો હૈ.

ઇસાયે મરયમને દી થી જિસકી આમદકી નવેદ,
દૂરને કુદરતકા વહી અબ શાહકાર આનેકો હૈ.

જબહએ આદમમે જિસકા નૂર થા જલ્વા ફિગન,
અબ જહાંમેં વો સરાપા જલ્વાઝાર આનેકો હૈ.

અબ બ તર્ઝે નવ મુરત્તબ હોગા આલમકા નિઝામ,
અબ નયા એક દોરએ લયલોં-ન હાર આનેકો હૈ.

અઝમતે કિસરાઓ જમશેદ જિસકે કદમોં પર નિસાર,
વો શાહે હર દો સરા વો તાજદાર આનેકો હૈ.

જિસકે આગે સર બ સજદહ હોગી સારી કાયનાત,
આજ વો અરદો સમાકા તાજદાર આનેકો હૈ.

પરચમે તોહીદે હક હોગા બલંદ અબ દેહરમેં,
અરસએ વહદતકા યકતા શેહસવાર આનેકો હૈ

અય મુરાદ અબ ક્યોં ન હો પુરકૈફ આલમકી ફિઝા,
ગુલશને તૌહીદમે ફસ્લે બહાર આનેકો હૈ.

પ્રણય—પંચકનાં હૃદયમંથનો આલેખતી હૃદયસ્પર્શી પંચ—કલમી વાર્તા

# જીવનની ખુશ્બૂ

| | | | |
|---|---|---|---|
| ૧ : નાદિર અને ઝફર | 'બેફામ' | ૩ : ઝરીનાની ના | 'ઝવીદ' |
| ૨ : સુલતાના કે ઝરીના ? | 'ચમકાર' | ૪ : ઝફરની હા | 'બેબસ' |

૫ : સ્વાર્પણ 'કિસ્મત'

## [૧] નાદિર અને ઝફર

લેખક
'બેફામ'

"હે ખુદા ! હે ગરીબ પરવર, તારેજ આશરે છીએ. તુંજ અમારો મદદગાર છે." રાત્રીના નવેક થયા હતા. એક વૃદ્ધાના મુખમાંથી અશ્રુ સતત ટપકતાં હતાં ફરી કરુણ વાણી સભળાઈ.

"ખુદા ..! તારા રસ્તે વળગી રખાવજે. તું તો બધું જાણે છે. હે ખુદા ! મારો ઝફર સાજો તાજો રહે એજ હું તારી પાસે માગુ છું. ખુદા ! એજ મારો દુન્યવી આધાર છે. મારા જીવનનો ચિરાગ છે." પાછા ખેચાતા નિશ્વાસ સાથે એક ધીમું ડૂસકું જાણે બહાર નીકળી પડતાં હૃદયને અટકાવવા શમી ગયું.

વૃધ્ધાએ નજર ફેરવી ઝફર પ્રતિ જોયું. ઝફરના વદન પર શુષ્કતા ફરી વળી હતી. પરંતુ સૌંદર્ય આછી ઝાખપ સાથે કળાઇ આવતું હતું. જાણે ચૌદમીનો ચાંદ આછા વાદળાં નીચે ઘેરાઇ ગયો ન હોય ! વૃદ્ધાએ પાસે સુતેલા કમર તરફ જોયું. પરાણે દબાતા ડુમકાનો અવાજ સાંભળી તેણે નજર ફેરવી.

"સુલતાના ! બેટા, રડ નહિ" વૃધ્ધાએ પુત્રીના વદને જતાં આંસૂ લૂછતાં કહ્યું

"મા...!" સુલતાનાના મુખમાંથી હૃદય કંપાવતો શબ્દ સરી પડ્યો. અવરોધેલો રુદનનાદ અનુકંપા ઉપજાવતો સંભળાવા લાગ્યો.

"બેટા ! સૌનો ખુદા છે. એ બધું જાણે છે. ઝફર સાજો તાજો રહે એમ આપણી દુઆથી એ કાઇ અજાણ્યો હશે ? બેટા ! એ તો આખી દુન્યાનો પાલક છે." એક યુવાન પુત્રની ભયંકર સ્થિતિ જોઇ માતાને કેવી વ્યથા થતી હશે તે અગમ્ય છે. પણ એટલી શ્રદ્ધા તો તેના હૃદયમા કોતરાઇજ જાય છેઃ મારો પુત્ર જીવશેજ. વૃદ્ધાએ એટલા માટેજ ઝફર સાજો તાજો રહે એમ કીધુ. માતાનું હૃદય અણુ ઓળખ્યુંજ રહેવાનું ?

ઝફર બેહોશ હાલતમા પડ્યો હતો તે અઠવાડિયાથી બીમાર હતો. સુલતાનાએ ઝફરની તરફ જોયુ. તે અભાનાવસ્થામાં મૂઢ દ્રષ્ટિથી જોઇ રહ્યો હતો. સુલતાનાને એક કંપારી આવી. તેણે 'મા...!' કહી તીણી ચીસ પાડી.

'બેટા ! ઝફર, શુ થાય છે ભાઇ ? આમ શું જોઇ રહ્યો છે ? બેટા ! મારા સામે જો." વૃધ્ધાએ તેના માથે હાથ ફેરવતા આર્દ્રતાથી કહ્યું.

ઝફરથી આ શબ્દો સંભળાયા નહિ—બેહોશીને લીધે, પણ જો સાંભળ્યા હોત તો માતાના શબ્દોથી—માતાનું વદન જોઇને પોતે સાવ સાજો છે—કાંઈજ નથી એમ બતાવી આપત. બેહોશી થોડીવાર સુધી રહી. તેણે ચકળ વકળ આંખો ફેરવવા માંડી. તે ભાનમાં આવતો જતો હતો.

"ઝફર !" માથે ભીનું કપડું મૂકતી માતાને સાંભળી ઝફરે તેની તરફ જોયું.

"મા...! તું... ?" રાતી બનેલી આંખ-

માંથી આંસુ ખરતાં જોઇ તેણે કહ્યું તેણે સુલતાના તરફ જોયું. તેની આંખો સૂજીને અશ્રુબિંદુ પાડતી હતી.

"બેન! તમે બધા કેમ રડો છો?...મને કાંઇ નથી...ફક્ત ચક્કર આવી ગયો? આસપાસ દ્રષ્ટિ દોડાવી તે બોલ્યો

"હા, બેટા!" વૃદ્ધાએ આંસુ લૂછતાં કહ્યું. સુલતાનાને શાંતિ વળી. કાંઇક આનંદ પણ ઉપજ્યો.

"પાણી લાવું, ભાઈ!" સુલતાના જ ઝફરને દવા પીવરાવતી, પણ તેણે દવા પી લીધી હતી. એટલે તેણે દવાનુ ન પૂછતા પાણીનુજ પૂછ્યું.

"હા." તેણે બેસવાની વ્યર્થ કોશિશ કરતાં કહ્યું. સુલતાના પાણી લેવા ઉઠી. દરવાજા પર ખટકાર થયો, તેથી તે ઉઘાડવા ગઇ.

"કેમ છે, ઝફરને!" કહેતો નાદિર દાખલ થયો. સુલતાનાએ આછો સંકોચ અનુભવ્યો અને 'ઠીક છે' કહી પાણી લેવા ચાલી ગઇ.

"આવ, ભાઇ" ઝફરની માએ આવકાર આપ્યો.

"કોણ છે, મા!" ઝફરે પૂછ્યું.

"એ તો હુ છું, ઝફર!" નાદિરે કહ્યું.

"નાદિર! આવ આવ. બહુ દિવસે દેખાયો!"

"શું ઠીક છે, મા? હજી તો પાંચ વાગ્યેજ આવ્યો હતો, તોય એ ભૂલી ગયો." ઝફર પ્રત્યે સ્મિત ફેંકી નાદિરે કહ્યું. ઝફરની માતાને તે મા કહેતો.

"હમણાં ભાઇને ભાન નહોતુ, એટલે ભૂલી ગયા હશે." સુલતાનાએ પોતે પાણીનો પ્યાલો લાવી ઊભી છે એમ જાહેર કરતાં કહ્યુ. નાદિરે પ્યાલો લઈ ઝફરને પાણી પીવરાવ્યું.

નાદિર અને ઝફર દિલોજાન દોસ્ત હતા. નાદિર એક શ્રીમંત બાપનો પુત્ર હતો. અત્યારે બનેના કાર્ય જુદા હતા ઝફર એક પેઢીમાં કારકુન હતો. માસિક પચાસ રૂપિયાના પગારથી ચાર માનવીનો જીવન-નિર્વાહ ચલાવતો હતો. નાદિરે ગરીબોની સેવા માટે ઝફરના મહોલ્લામાંજ વાસ કર્યો હતો.

એક દિવસ શાળામાંથી છૂટતાં નાદિરે ઝફરને કહ્યું. "આ મેટ્રિક પસાર કર્યા પછી હું કાંઇક નવીન પ્રવૃત્તિ તરફ વળીશ."

"કેમ?" ઝફરે પૂછ્યું

"હું આવા વૈભવથી કંટાળી ગયો છું. મારૂં જીવન સાવ શુષ્ક અને ધ્યેય રહિત બનતું લાગે છે." નાદિરે ઉત્તર આપ્યો.

"તો શું કરવાનો!" ઝફરે જિજ્ઞાસા દર્શાવી.

"હું ગરીબોની દુન્યામાં વસીશ. ત્યાંજ મને આનંદ મળશે."

"ત્યાં આનંદ જેવી વસ્તુજ નથી."

"પણ હું મેળવીશ. મારી જાત આપીને, સેવા કરીને."

"ત્યાં કદાચ સેવાથી નહિં મળે તો!" ઝફરે નાદિર તરફ નજર નાખી કહ્યું.

"કેમ નહિં મળે? તારી પાસેથી તો હું વગર સેવાએ મેળવી શકું છું."

"મારી પાસેથી તું મેળવી શકતો હો, તો હું તો એક વ્યકિત છું. ગરીબોનો સમાજ નહિ, સમજ્યો!"

"એમાં તારા જેવા નહિ મળે, એની ખાતરી શી?"

"મળશે, પણ બહુજ ઓછી-જૂજ."

"પણ મને ગરીબોની સેવા કરી આનંદ મળશે એમ વિશ્વાસ હોય તો!"

"તો જેવી તારી મરજી પસંદગી કરી જોજે." નાદિરનો બંગલો આવતાં બંને છૂટા પડયા.

ત્યાર પછી તો નાદિર કોલેજમાં જોડાયો ઝફર મેટ્રિક પસાર કરી તુરત નોકરીમાં જોડાયો. ઝફરને થયું કે નાદિરને મેટ્રિકમાં ઉત્તીર્ણ થયે બે વર્ષ વીતી ગયાં, તોય એ વાત ફરી ન ઉચ્ચારી. નાદિર પોતે સ્વતંત્ર હતો, સ્વછંદી નહીં. તેણે તેના પિતાને પોતાનો અભ્યાસ છોડી દેવા બાબત કહ્યું. અને ગરીબ વાસમાં રહી સેવા કરશે એમ પણ જણાવ્યું. નાદિર આખા ઘરમાં બધાને વહાલો લાગતો. તેના પિતા કદી તેનું વેણુ ઠેલતા નહિ. પરંતુ આ સાંભળીને તેમણે ના જ કહી દીધી. નાદિર એકનો બે ન થયો. ઘણી રકઝકને અંતે નાદિરનું ધ્યાન ધંધામાં બિલકુલ ચોંટવાનું જ નથી અને અખ્તર–નાદિરનો બે વર્ષે મોટોભાઈ ધંધામાં બહુ ઊંડો ઊતરી ગયો છે અને સારી મદદ કરતો જાય છે. એમ વિચારી–મન મનાવી તેમણે રજા આપી. નાદિરે ઝફરને વાત કરી. ઝફર આશ્ચર્યભરી–કંઇક આનંદભરી દૃષ્ટિએ જોઈ રહ્યો.

નાદિરે ગરીબોને પોતાની તરફ વાળી એક રાત્રિશાળા ખોલી દીધી–દુન્યવી શિક્ષણ આપવું શરૂ કર્યું. તે નાની એવી સભા ભરી બોધદાયી બે શબ્દો પણ કહેતો. ત્યાંના વાસીઓનો તે સંપૂર્ણ વિશ્વાસુ બની ગયો હતો. કોઇ બીમાર પડે તો તેને જ પ્રથમ બોલાવતા અને જાણ થતી તો તે વગર બોલાવ્યે દોડી જતો. કોઇકની આર્થિક મુશ્કેલી ટાળતો. તેણે એક 'માસિક' પણ શરૂ કર્યું હતું. તે અઠવાડિયાં પહેલાં કામ પ્રસંગે બહારગામ ગયો હતો. તે આવ્યો ત્યારે ઝફર બિમાર હોવાના સમાચાર તેને મળ્યા. તે તરત જ ઝફરને ઘરે આવ્યો. ઝફર જાહેર દવાખાનામાંથી દવા લેતો હતો. શરૂઆતમાં બે ત્રણ દિવસ દવા ન લીધી. પરંતુ તાવ વધતો ગયો એટલે દવા લેવાની તેને ફરજ પડી. કવચિત તાવ વધી જતો, તો તેની માતાની, સુલતાનાની કફરી સ્થિતિ થઇ પડતી. તેઓ મુંઝાતા, કમર પણ કંપી ઊઠતી. પરંતુ નાદિર નહતો, નહિ તો તેની સારી સહાય મળી હોત. ઝફરની માતાને નાદિર પ્રત્યે પુત્ર જેવો પ્રેમ હતો.

નાદિરે આવતાંજ પૂછયું.

"કેમ છે, ઝફરને? કેટલા દિવસથી બીમાર છે?"

"તું ગયો પછી બે દિવસે." ઝફરની માએ જવાબ આપ્યો.

એકાએક ઝફરની તબીઅત લથડી. આ ઓચિંતા ફેરફારથી બધા ગભરાઇ ગયા. નાદિર પણ મુઝાયો. થોડી વાર બધા મૌન બેઠા. ઝફરે પીઠ ફેરવતા કાંઇ કણતું હોય એવા ઉદગાર કાઢયાં.

"ઝફર!" નાદિરે તેને બોલાવ્યો. તેણે એક દૃષ્ટિ ફેંકી આંખો બંધ કરી દીધી.

"મા! હું મારા એક ઓળખીતા ડોકટરને બોલાવી લાવું કાંઈ ચિંતા કરશો નહિ. હું હમણાંજ પાછો આવુ છું." આટલુ કહી નાદિરે પગ ઉપાડયા.

"ફર્રૂખ! અત્યારે એક દર્દીની ગંભીર હાલત છે. ચાલ મારી સાથે," નાદિરે બંગલામાં પ્રવેશતાં જ કહ્યું.

'કપડાં બદલી આવું." કહી ડોકટર ફર્રૂખ અંદર ગયો.

નાદિર અને ફર્રૂખ કોલેજ જીવનમાં સાથી હતા, મિત્ર હતા. નાદિરે કોલેજમાં અઢી વર્ષ ગાળ્યા હતા. ફર્રૂખ આગળ વધી ડોકટર થયો હતો બંને સહૃદયી મિત્ર હતા.

થોડીવારમાં બંને મિત્રો ઝફરને ત્યાં આવી પહોચ્યા. ફર્રૂખે ઝફરને તપાસ્યો. સામે જોઇ રહેલી વૃદ્ધાને 'કાંઇ ફિકર જેવું નથી' કહી તે નાદિરને બહાર લઇ ગયો.

"નાદિર! ખુદાનો શુક્ર કે તુ વહેલો આવ્યો."

"પણ, હવે તો તે બચશે ને!"

"એનાં ચિન્હ જણાય છે, આશા બંધાય છે."

ફરીં બને અંદર ગયા. ઝફરની માતાને જરૂર પૂરતી સૂચના આપી બને ડિસ્પેન્સરીમાં ગયા.

"ફરી જરૂર પડે તો બોલાવજે, હો." ફરૂખે દવા આપતા કહ્યું

"જરૂર." કહી નાદિર જલદી રવાના થયો.

નાદિરે ઘરે આવી ઝફરને દવાનો એક ડોઝ પાયો. કલાકેક પછી ઝફરને શાંતિ વળતી લાગી, છતાંય નાદિર કલાક દોઢ કલાક વધારે બેઠો. મિત્ર ડૉકટરની સારી કાળજી હોવાથી ઝફર પંદર દહાડા પછી સાજો થઈ ગયો જો કે અશક્તિ રહી હતી. છતાં તે ચાલવાને શકિતમાન હતો. શકિતની દવા પણ ફરૂખે આપવી શરૂ કરી.

શ્રીમંત માબાપનો પુત્ર હોવા છતા ફરૂખના જીવનમાં કેટલાક એવા પ્રસંગો બની ગયેલા કે એને ગરીબો અને મધ્યમવર્ગના તરફ ખૂબજ લાગણી જન્મી હતી. પોતાના પુરૂષ ર્થથી એક નાનુ એવું કુટુંબ પોષતા ઝફર માટે તેને કોઇ અનોખીજ સહૃદયતા જન્મી ચૂકી હતી.

એક દિવસ નાદિરના આવાસમાં ઝફર અને તે બેઠા હતા. હવે તો ઝફરને શકિત પ્રાપ્ત થઇ ગઇ હતી ઘણું ખરું તેઓ—નાદિર, ઝફર અને ફરૂખ ફુરસત મળતાં અહીંજ ભેગા થતાં. ત્રણે વચ્ચે ગાઢ મૈત્રિ જામી હતી.

બને વાતો કરી રહ્યા હતા એટલામાં ફરૂખ આવ્યો.

"નાદિર! તારે 'ટી પાર્ટી'માં આવવાનું છે, હો. અને ઝફર પણ સાથે. આવીશ ને?" તેણે નાદિરને કહેતા ઝફર પ્રત્યે જોઇ તેને પણ પૂછી લીધું

"કેમ?" નાદિરે પ્રશ્ન કર્યો.

"મારા પુત્રનો જન્મ દિવસ છે."

"હું એવી પાર્ટીમાં ન આવનો હોઉં તો?"

"પાર્ટી જેવું છેજ કયાં? આ તો આપણે ત્રણ જણ અને ઘરના માણસ એટલાજ."

"છતાં 'પાર્ટી' તો ખરીજને!" નાદિરે હસતાં કહ્યું."

"મિત્રના ઘરે સ્વાભાવિક રીતે ચા પીવાય છે એમ તું માનજે."

બંને પાચ વાગે ફરૂખના બંગલે ગયા. દરવાજા પાસેજ ફરૂખની બહેન ઝરીના મળી. નાદિર અને ઝફરને જોઇ શરમાતી ચાલી ગઇ. બંને એક દીવાનખાના પાસે અટકયાં. ફરૂખે તેમને જોઇને સત્કાર્યા. બધા ટેબલ આસપાસ વર્તુલાકારે બેઠા. ટેબલ પર નાસ્તો અને બીજી સામગ્રી પડી હતી.

"કેમ? ઝરીના કયાં છે?" ફરૂખે એક ખુરસી ખાલી જોતાં ઝરીનાનું તેની પત્નીને પૂછ્યું.

"તેને નથી આવવું શરમાય છે." તેની પત્નીએ હસતાં હસતાં કહ્યું.

ઝરીના સોહામણા ઝફરને છૂપી રીતે નીરખતાં આ બધું સાંભળતી હતી. અચાનક સાંજ ઝફરની દૃષ્ટિ દોડી તેણે મધુર સ્મિત વેરતું અનુપમ સૌંદર્ય નીરખ્યું. ઝરીનાની દૃષ્ટિ પણ ઝફર તરફ ગઈ. તે લજવાઇ ગઇ, અને ત્યાંથી નાસી ગઇ શરમથી ગુલાબી બનેલું તેનું વદન ઝફરના હૃદય પટે રમી રહ્યું.

●

## [૨] સુલ્તાના કે ઝરીના?

લેખક
'ચમકાર'

શ્રીમંત માબાપના એ નબીરા નાદિરે જ્યારથી પોતાનુ જીવન ગરીબોની સેવામા ખર્ચવાનો નિર્ણય કર્યો હતો, ત્યારથી તે ગરીબોના મોહલ્લામાં આવીને વસ્યો હતો.

— ૫૦ —

નાના બાળકોથી માડીને યુવાન સ્ત્રી પુરુષો અને વૃધ્ધો સુધી બધી વ્યક્તિઓનો તે પ્રિયપાત્ર બન્યો હતો રાત્રિશાળા ચલાવવા ઉપરાત તે વખતોવખત નાનકડી સભાઓ ભેરવતો જેમા ગરીબો પ્રત્યેના ધનપતિઓના અન્યાય વર્ણવતો ઊંચ નીચના ભેદો તાની તાનીને જૂ કરતો સમાજવાદજ ગરીબોના મૂકિત માર્ગ છે એમ લોકોને દલીલોથી સમજાવતો

આ ઉપરાત તે 'નવુ જગત' નામનુ માસિક મજૂરો અને ગરીબોના મુખપત્ર તરીકે પ્રગટ કરતો જેની અદર ગરીબોની દુન્યાનો ભુમકુ રૂપમા ચીતરતો એઓની વેદના અને યાતનાઓના તદ્દશ ચિતાર આપતો ગરીબોની આહો અને આતનાદોજ એક દિવસ રગ લાવશે અને નવુ જગત વસાવશે એમ એ માનતો અને એના સમર્થનમા 'નવુ જગત'મા આકર્ષક રીતે અને દાખલા દલીલો સાથે લેખો લખતો

પૂર અસર રાખતા નાદિરના ભાષણો અને ગરમાગરમ લખાણોએ શહેરના મૂડીપતિઓના હૈયામા ભય પેદા કર્યો હતો કે જો આ સ્થિતિ વધુ સમય કાયમ રહી તો ગરીબો અને મજદૂરો બહેકી જશે મોઘવારી ભથ્થુ માગશે ગણત્રીના કલાકો સિવાય કામ કરવાની ના પાડશે એ સમય આવે તે પહેલા કઇ કરવુ જોઇએ પણ શુ કરવુ ? એજ કોઇને હજી સુધી સૂઝયુ ન હતું કેમ કે નાદિર પણ એક ધારન માબાપનો પુત્ર હતો

સદાય હસતા મુખવાળા નાદિરના મો પર હમણા હમણા ઉદાસીનતા રહેતી હતી કારણ શુ હશે એ કલ્પી શકાતુ નહોતુ છતા પ્રવૃત્તિમા કશો ફરક નહોતો પડયો અલબત્ત એમા અનિયમિતતા જરૂર આવી હતી પણ એ તો એના વાચાળપણુ હેઠળ ઢકાઇ જતી નાદિરની આ હાલત તેના દોસ્ત ડોકટર ફરૂખના ઘરે જ્યારે તે જમવા ગયો હતો અને પુત્રની જન્મતીથિ વખતે વતનમાથી તેડાવેલ ડો॰ ફર્રૂખની બહેન ઝરીનાને ઘરવા જમા દાખલ થતા જોઇ ત્યારે પહેલ વહેલો હ ય પરનો કબૂ એણે ગુમાવ્યો હતો ગાસી આખે જોતા એ વખતે ચાલી ગયેલ ઝરીના તેના દિલને પણ લેતી ગઇ હતી ડો॰ ફર્રૂખ ઘણીયે વાર ઝરીના માટે નાદિરને વાતો કરતો અને વખાણતો એજ ઝરીનાને નજરે નિહાળતા ફર્રૂખની વાતો તાદેશ બની કોલેજ જીવનમા તો એ માનતો હતો કે સેવાના ક્ષેત્રમા જેણે કામ કરવુ હોય એણે લગ્નની જજાળમા કદી પડવુ જોઈએ નહીં ઝરીનાને જોયા પછી એણે પોતાનો વિચાર ફેરવ્યો એને લાગ્યુ કે પોતાના કાયમા ઝરીના જેવી સ્ત્રી સાથીનિ હોય તો પ્રવૃતિને વેગ મળે અને જીવન સફળ બને

પરતુ જે ચિતાના કારણે એ ઉદાસ રહેતો હતો તે તો જુદુજ હતુ તેના એક બીજા શાળા વખતના મિત્ર ઝફરની માદગી વેળા એણે એના ઘરમા ભજવેલો અગ્રણી ભાગ, ઝફરની માતાને અન્ય લાગણી પ્રવાહમા ખેચી ગયો હતો એ માનતી કે જો સુલ્તાના, ઝફરની બહેનને સ્વીકારવાનુ નાદિરને કહેવામા આવે તો જરૂર અપનાવે આ ઇચ્છાની જાણ જ્યારે નાદિરને ઝફર હસ્તક થઇ ત્યારે તે ખૂબજ આશ્ચર્ય પમ્યો તે તો સુલ્તાનાને હમેશ એક બહેન તરીકે ગણતો આવ્યો હતો એને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે પોતાનું તે ઘરમા વધુ જવુ આવવુ આ રૂપ લેશે

આજે જ્યારે ઝફરના ઘર પાસેથી પસાર થતા સુલ્તાના સાથે દૃષ્ટિ મળી ત્યારે તેના ગાલ ઉપર શરમથી જે રતાશ આવી હતી તે આ પહેલા કયારેય નાદિરે અનુભવી કે જોઇ નહોતી સુદર સાડીઓમા શોભતી ઝરી

નાના મુકાબલે, થીંગડા દીધેલા, પણ સ્વચ્છ ફરાક પહેરી પહેરતી સુલ્તાના માટે એને માન ઉપજ્યું, ઝરીના અને 'સુલ્તાનામાં શ્રેષ્ઠ કોણ' એ તેનાથી નક્કી થઇ શક્યું નહિ. તેના અંતરમાં તુમુલ યુદ્ધ જાગ્યું. ઝફરની માંદગી વેળાએ સુલ્તાના સાથે થયેલ વાતચીતનો તેના સ્મરણ પટ પર ચડી આવી. જ્યારે બીજી બાજુ ઝરીનાની મૂર્તિ પણ તેનાથી નહોતી ભુલાતી. ફૈઈબાને ત્યાં જમવા દાખલ થતા સામી મળેલ ઝરીનાએ મન સૃષ્ટિનો કબજો લીધો હતો. લજ્જાના કારણે લાલચોળ બનેલા ગાલોથી ઝરીના એ વખતે ઔર દીપી નીકળી હતી. નાદિરને માથે ધર્મ-સંકટ આવી પડ્યુ. જો ઝરીનાને પરણે તો ઝફરનું કુટુંબ નારાજ થાય અને સુલ્તાનાને પરણી કોઈ રીતે સુખી ન થવાય એમ તેનુ માનવુ હતુ. કારણ કે તેને પ્રથમથી જ તેના તરફ એક બહેન જેવુંજ હેત હતુ. ત્યારે શું કરવું એ વિચાર કરતાં એક વાત સ્ફુરતા તે આનંદાવેશમાં આવી ગયો અને બોલ્યોઃ "આહ મને આ પ્રથમથી કેમ યાદ ન આવ્યુ ? સુલ્તાના માટે મારો ભાઈ અખ્તરજ લાયક છે. ચાલ માત-પિતાને સમજાવી સારૂ નક્કી કરૂં અને પછી ઝરીનાને મારી બનાવું."

મહિના માસે ઘરે પગ મૂકનારા નાદિરને આ અઠવાડિયામાં બીજી વાર દરવાજામાં પ્રવેશતો જોઇને સૌ રાજી થયા અને નાદિરનું મન હવે સેવાથી પાછુ ઘર તરફ વળ્યુ એમ સમજ્યાં. પણ જ્યારે નાદિરે બધાને પોતાના વિચારથી માહિતગાર કર્યા, ત્યારે તેના પિતા ગુસ્સે થઇ બોલી ઊઠયાઃ "નાદિર ! મેં તને કંઈ પણ ન કહેતાં તારા માર્ગે જવા દીધો. પણ તારૂં માનીને મારા બીજા પુત્રનુંય જીવતર હું ધૂળમાં હરગિઝ મેળવવા નહિ દઉં. ગરીબા-વસ્થામાં ઉછરેલ કન્યામાં લાખ ગુણો હોય તો પણ અખ્તર એવી રંક ભીખારણને પરણી શકે નહિ તે તો પોતે ગર્વ લઇ શકે એવા ધનવાન અને કુળવાન માબાપનો પુત્ર છે. તે પોતાના બરોબરિયા કુટુંબની કન્યાજ મેળવશે. શું સમજ્યો ? આવી વાતો કરવી હોય તો હવેથી અહિં આવીશ નહી"

જેટલા ઉત્સાહ સાથે નાદિરે ઘરમાં પગ મૂકયો હતો, એટલીજ નિરાશા સાથે પાછો વળ્યો. તેણે ધાર્યું હતું કે પોતાનું આ ઘરમાંથી વિદાય લેવાની સાથેસાથ માન પણ નહિ ગયુ હશે. ગયું હોય. હજુ તેનું માન સલામત હશે. પરંતુ આજે તેને ખાતરી થઇ કે તેના જવાની સાથેસાથ તેની આબરૂ પણ સિધાવી હતી

●

# [૩] ઝરીનાની ના

લેખક :
'જાવીદ'

જીવનમાં પહેલી મુલાકાતમાં જન્મેલી પ્રીત કોઇ અનોખા પ્રકારનીજ હોય છે. એનું વિસ્મરણ કયારેય થતું નથી. ઝરીના માટે પણ કંઇક એવુંજ થઇ ગયું જ્યારથી ઝફરને જોયો હતો ત્યારથી હરઘડી એનીજ યાદ એ કરતી હતી

અત્યારે એ કાંઇક લખતી લખતી ઝફરના વિચારમાં ચડી જતાં મૂળ વિષય ભૂલી કાગળમાં 'ઝફર, ઝફર' લખવા માંડી. અને એના વિચારમાં એ એવી ડુબી ગઇ કે એની ભાભી એની પાછળ આવી કચારે ઊભી રહી એની આ પ્રવૃત્તિ જોતી હતી તેનું પણ ભાન ન રહ્યું.

'અહ !' ફુઈબાએ આછો ખોંખારો ખાધો. ત્યાં તો એકદમ કાગળ સંતાડતી ઝરીના ઊભી થઇ હસવા લાગી.

"પકડાઈ ગયા ને નણદબા?" રુકૈયએ હસતા હસતા કહ્યુ

'જાવ જાવ, ભાની તમે તો મને ગભરાવી મૂકી" કહી ઝરીના શરમાતી નીચુ જોઇ ગઇ

"મોટા એય મોટા" એમ બૂમો પાડતા એક વૃદ્ધ ગૃહસ્થ ડૉ ફરૂખના મકાનમા ઘૂસ્યા સાજના પાચેક વાગ્યા છે

"ઓહો બાપુ! કઇ ખબર કહાવ્યા સિવાય અચાનક" બોલતા પોતાના ખડ માથી ફરૂખ બહાર આવી તે ગૃહસ્થ કે જે તેના પિતા હતા તેને માથી અંદર લઈ ગયો

"જો બહાર ડૅની પાસેથી બિસ્તરો લઇ ઊચો મુકાવી દે"

"એની ફિકર નહિ કરો, પિતાજી, આપ આરામ કરો હુ અદર ખબર કરી આવુ" કહેતા ડૉકટર ફરૂખે એમને બેસાડયા અને પછી અદરના ભાગમા ગયો તેણે અદર જઇ રુકૈયાને અને ઝરીનાને ખબર કરી અને પછી પોતે પિતા પાસે આવીને બેઠો

"જો મોટા તને નવાઇ તો લાગી હશે કે હુ અચાનક કેમ આવ્યો?' પોતાના માથા ઉપરની પાઘડીને બાજુ ઉપર મૂકી ખોખારો ખાતા મુહમ્મદઅલી શેઠે વાત શરૂ કરી મુહમ્મદઅલી શેઠને ત્રણ દીકરા અને એક દીકરી હતી તેમા ફરૂખ સૌથી મોટો હતો તેથી તેઓ તેને 'મોટા' કહેતા હતા "પણ જો આ કાગળ વાચી જો" કહેતા એમણે એક પત્ર તેના હાથમા મૂકયો

ડૉકટરે પત્ર વાચ્યો નાદિરના પિતાનો એ પત્ર હતો અને એમા પોતાના મોટા દીકરા અખ્તરનું ઝરીના સાથે સગપણ થાય એવી ઇચ્છા દર્શાવી હતી

"અખ્તર અને ઝરીના!' ફરૂખ બોલી ઊઠયો

"કેમ, એમા તને શુ નવાઇ લાગે છે?' પિતાએ પૂછયુ

"કઈ નહિ બાપુ, પણ."

"આપણે ઝરીનાને પૂછવુ જોઇએ ખરુ? એમજ કહેતો હતો ને?' મુહમ્મદઅલી શેઠે દાઢી ઉપર હાથ ફેરવતા કહ્યુ.

"મને ખાત્રીજ હતી કે તુ એમજ કહેશે–એટલા માટેજ હુ અહિ આવ્યો છુ જોને બેગ, આપણામા કહેવત છે કે 'દીકરી અને ગાય—દોરે ત્યા જાય' એમ ઝરીનાને આપણે પૂછી જોઇએ છતા એ હા પાડે યા ના પાડે, પણ આવુ સારૂ ઠેકાણુ બીજુ કયારે મળવાનુ?"

"પણ શેઠને બે દીકરાઓ છે અખ્તર અને નાદિર નાદિર નાનો છે પરતુ પણો ચાલાક છે."

'કોણ? પેલો 'ગરીબો, ગરીબો' એવી બૂમો પાડતો નાદિર! એવા દીવાનાને તું ચાલાક કહે છે! અખ્તરમા શુ ખોટ છે? ધધો તો એજ ચલાવે છે અને જતે દહાડે બધી મિલકત એના હાથમા જ આવશે વળી વાત પણ અખ્તરનીજ આવી છે હુ તો પાકે પાયે વાત નક્કી કરવા જ આવ્યો છુ વધુ કયા છે! જોઈએ તો એને કહી ઝરીનાને વાત કરી જુઓ." કહેતા મુહમ્મદઅલી શેઠ ઊભા થયા •

"કયા બહાર જાઓ છો?' ફરૂખે પૂછયુ

"હા જરા ગામમા જઇ આવુ વાળુ ટાણે આવીશ"

ડૉ૦ ફરૂખ ચિતાતુર થઇ પોતાની પત્નીને બોલાવી બધી વાત કહી ઝરીના એની લાડકી બહેન હતી અને એનુ સુખ એ પોતાનુ જ સુખ છે એમ માનતો હતો છતા એ પોતાના પિતાને શુ કહી શકે? પોતાના લગ્ન વખતે પણ એણે વાધો ઉઠાવ્યો હતો છતા એ પિતાએ પોતાનુ ધાર્યું કયુ હતુ તોય એક

વાત ચોકકસ હતી. એ લગ્નથી એ દુ:ખી તો નહોતોજ થયો.

રુકૈયાએ વાત સાંભળી અને ચમકી! તેણે પોતાને ઝરીના સાથે થએલી વાત કહી અને ઝરીનાને તો નાદિર પ્રત્યે નહિ પણ ઝફર પ્રત્યે જ આકર્ષણ છે. એ જાણી- એ વધુ ચિંતાતૂર થયો. તેણે ઝરીનાની સમક્ષ વાત કરી જોવા રુકૈયાને કહ્યું.

"માનશે?" રુકૈયાએ પ્રશ્ન કર્યો.

"આપણી ફરજ તો બજાવવી રહી?" ફર્રૂખના આ શબ્દો હતા.

ઝરીનાએ વાત સાંભળી અને જુવાનીની શીઘ્ર ખાતરીથી એ તુચ્છકારભર્યું હસી!

"બાપુ શું સમજે છે મને? કંઈ ગાંસડી? મન ફાવે ત્યાં સોદો કરે છે તે?" ઝરીના બોલી.

"ઝરીના, ગમે તેમ તોય એ તમારા પિતા છેને? એને હૈયે શું તમારું સુખ નહિ હોય?" રુકૈયાએ સમજાવટ શરૂ કરી.

"રહેવા દો, ભાભી! હજી બપોરનીજ વાત છે. તમે મને નાદિર માટે વાત કરતા હતા ત્યારે મે શું કહ્યું હતું તે યાદ હશે!" ઝરીના જરા ભેંશાયા બોલી "અને હા, 'ભાભી! આ તમે મને હમણા જે વાત કરી તે વાતની તમને શી રીતે ખબર પડી? બાપુ તો હજી સાંજના જ આવ્યા છે?'

"તમારા બાપુએ એને વાત કરી. અને એમણે મને કહ્યું સમજ્યાં?"

"ઠીક ત્યારે મને હવે બાપુને મળવા દો મરજી મુજબ સોદો કરવાનો જમાનો ગયો.

મુહમ્મદઅલી શેઠ રાતના વાળુ ટાણે પાછા ફર્યા ત્યારે ઘરના વાતાવરણમાં અજબ ફેરફાર થઈ ગયો હતો. એક બાજુ ડૉ. ફર્રૂખ વિચારી રહ્યો હતો કે જો પિતા હઠ પકડી ઝરીનાની મરજી વિરુધ્ધ તેનો અખ્તર સાથે સંબંધ બાંધશે તો પોતાની શી સ્થિતિ થશે. એને ઝરીના પ્રત્યે બહુ પ્રેમ હતો. એનાજ આગ્રહથી પિતાએ ઝરીનાને આગળ અભ્યાસ કરવા શહેરમાં મોકલી હતી અને એનાજ પ્રયાસથી ઝરીના અત્યારે મેટ્રિકનો અભ્યાસ કરી રહી હતી, અને આટલી કેળવણી લીધા પછી-સ્વતંત્ર સમાજમાં પિતાની ધાકથી દૂરના વાતાવરણમાં ઊછરેલી એ છોકરી શું કરશે એજ વિચાર એને કંપાવી રહ્યો હતો. એની પોતાની જવાબદારી પણ ઓછી નહોતી. પિતાની સામેના એ વિરોધમાં ઝરીના એની સહાયની આશા જરૂર રાખશેજ. અને તો પછી પોતે શું કરવું તે એ નક્કી કરી શકતો નહોતો.

રુકૈયા વિચારતી હતી. પોતાની બહેન કરતાં પણ પ્યારી નણંદ ઝરીનાનું શું થશે? લગભગ સરખી વયના એ નણંદ ભોજાઈ વચ્ચેનો પ્રેમ અખૂટ હતો. એક બીજાના દુ:ખ સુખની એ હરરોજ છૂટથી ચર્ચા કરતા અને દરેક પળને વસંતનોજ આનંદ અનુભવતા હતા શું એ વસંત જશે કે? સુખ પછી દુ:ખ એ કુદરતનો કાયદોજ છે ને!

ઝરીના—બીન અનુભવી, જુવાન અને શહેરના સ્વતંત્ર માનસમાં ઉછરેલી તરુણ યુવતિને પોતાની શકિતમાં અપાર શ્રદ્ધા હતી. એને ખાત્રી હતી કે એ ના પાડશે_એટલે એના પિતા જરૂર માની જશે. અને આવી બેહુદી વાત ફરી નહિ કરે.

મુહમ્મદઅલી શેઠ આવ્યા. હાથ મોં ધોઇ પિતા પુત્ર જમવા બેઠા. જમતાં જમતાં બન્નેએ કૌટુંબિક વાતોને બાજુએ મૂકી અને અરસપરસના પિછાનવાળાઓના ખબર અંતર પૂછી વખત પસાર કર્યો.

"હં, બેટા, પછી શો વિચાર કર્યો!"

પેટ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં મુહમ્મદઅલી શેઠે પૂછ્યું.

"આપ ઝરીનાનેજ પૂછી જુઓને ?" પુત્રે પિતાને જવાબ આપ્યો–અચકાતાં અચકાતાં બૂમ પાડી "ઝરીના."

"આવી, બાપ્ર." કહેતા અંદરથી ઝરીના આવી.

"આવ, બેટા. અભ્યાસ કેવો ચાલે છે ? સુખી તો છે ને ? પિતાએ વાત્સલ્યભાવથી પૂછ્યું.

'આપની દુઆથી સારી છું, પિતાજી. અને અભ્યાસ પણ ઠીક ચાલે છે. આ વર્ષે હું મેટ્રિકમાં બેસીશ !" ઝરીનાએ ઉમળકાથી કહ્યું.

"સારું, સારું. સદા એવીજ સુખી રહે બેટા." પિતાએ કહ્યું. "હાં બેટા, તો હું શું કહેતો હતો ?" દાઢી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં જરા વાર રહી "તો પછી શેઠને હા કહી દઉં છું."

"શાની હા, પિતાજી !" ઝરીનાએ જોરથી કહ્યું.

"તું એમાં ન સમજે બેટા."

"શું કામ ન સમજું ? મને ભાભીએ બધી વાત કહી છે. મારી સાફ ના છે." વચમાંજ ઝરીનાએ કહ્યું અને પછી નીચું જોઈ ગઈ.

"જો બેટા. અત્યારે તું ઉતાવળ ન કર. શાંતિથી વિચાર કરી જો." પિતાએ શાંતિ પૂર્વક કહ્યું. "અને એક વાત બીજી પણ સાંભળતી જા. પિતા કોઇ દિવસ જાણી બૂઝીને સંતાનનું દુઃખ ચાહે નહિ. શું હું તારો દુશ્મન છું, બેટા ? જાવ, સૂઇ જાવ, બેટા." વાત્સલ્ય અને અમી એ શબ્દોમાંથી વરસી રહ્યાં હતા.

"બેટા, હું તને પહેલાથીજ કહેતો હતો કે છોકરીઓને વધારે ભણાવવી નહિ. છતાં તેં ગાડું માન્યું નહિ હવે હૈતારેજ એને સમજાવવી પડશે. હું તો હા કહી દઉં છું. આવું સારું ઠેકાણું ક્યારે મળે." કહેતા શેઠે ઉઠવા માંડયું.

"પણ પિતાજી."

"પણ અને બણ કાંઈ નહિ. મે નિશ્ચય કરી લીધો છે જાવ, રાત ઘણી વીતી ગઇ છે. મારે સૂઇ જાવ." અને એ મકાનમાં અંધકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું.

●

## [૪] ઝફરની હા

લેખક
'બેબસ'

ડૉ. ઝફરે પોતાના શયનખંડમાં જઈ એક કોચ ઉપર શરીર લંબાવ્યું. ત્યાં ઘરનું કામકાજ પતાવી રઝિયા પણ આવી પહોંચી. પોતાના પતિને વિચારમગ્ન જોઇ તે સામેના કોચ ઉપર બેસી ગઈ. આમનેસામ અર્ધો કલાક વીતી જતાં આખરે રઝિયાએ મૌનનો ભંગ કરતાં કહ્યું. "ક્યાં સુધી વિચાર કર્યા કરશો ? વિચાર કરવાથી મગજ શ્રમિત થશે."

"શું કરવું એજ સમજણ પડતી નથી. પિતાશ્રીને કેવી રીતે સમજાવવા કે આ લગ્ન ન કરો તો સારું."

"ગમે તે થાય, પણ આ વેવિશાળ થતું અટકાવવું જ જોઇએ. તમે ઝરીનાને ભણાવી ગણાવી હુસ્યાર બનાવી સ્વતંત્રતાની પાંખે ઉડવા દીધી. અને તે પાંખો બંધાય જાય, કપાઈ જાય અને તમે ચૂપચાપ બેસી જોયા કરો, એ હરગિઝ થવા નહિં દઉં. તમે પિતાજીને સમજાવો. અગર ન સમજે તો તેમની સામે થઈને પણ આ સગપણ અટકાવો. બાકી મારી ગરીબ ગાય જેવી ઝરીનાને તેની

મરજી વિરુદ્ધ હું કશું નહિં કરવા દઉં. કદાચ તમો પિતાજીને કંઇ નહિ કહો અને તેમનાં કાર્યમાં સંમતિ આપશો તો હું તમારી સામે થઈશ "

- "ઝરીના તને જેટલી વહાલી છે, તેથી વિશેષ મને વહાલી છે. તે કેમ સુખી રહે એ જ મારો ધ્યેય છે. પરંતુ પિતાજીને કેમ સમજાવવા? આપણા લગ્ન વખતે પણ મારો કેટલો બધો વિરોધ હતો છતાં તેમણે લગ્ન કર્યાં. અત્યારે એ જ દાખલા દલીલો આપી મારી જિહવા બંધ કરશે."

"રાત્રિ ઘણી વીતી ગઇ છે. માટે જા આરામ કર. અલ્લાહ કરશે તો સારૂં જ થશે સવારે એ વિષે જોયું જશે "

રૂકૈયા તો સુઇ ગઇ પરંતુ ફરૂખને જરા પણ ઉંઘ ન આવી. પિતાજીને કેવી રીતે સમજાવવા, અગર ન સમજે તો તેમની વિરૂધ્ધ કેમ થવું? વગેરે વિચારોમાં આખી રાત્રિ પસાર થઈ ગઈ

સવારે મુહમ્મદઅલી શેઠ તથા ડૉ. ફરૂખ નાસ્તાને ઇન્સાફ આપતા હતા તેવામાં શેઠની નજર પોતાના પુત્રની આંખો પર પડી. આંખો લાલઘૂમ દેખાતી હતી; અને એ આંખો આજ આખી રાત્રી મીંચાણી નથી તે પણ દેખાઇ આવતું હતું. મુહમ્મદઅલી શેઠને હૃદયમાં ધ્રાસ્કો પડયો નક્કી કંઇ આડુઅવળુ થશેજ, છતાં દિલ કઠણ કરી પૂછયુ. "કેમ બેટા, પછી શું વિચાર કર્યો?"

"પિતાજી! મારા લગ્ન વખતે હું આપની આજ્ઞાને વશ થઇ કંઇ પણ બોલ્યો ન હતો. પરંતુ આ વખતે આપે અમારી ઇચ્છા મુજબ વર્તવું પડશે."

"મારા મનગમતા ઠેકાણે તારૂં લગ્ન કર્યું તેમાં તું શું દુઃખી થયો? ત્યારે ઝરીનાનુ પણ તેમજ થશે. અત્યારે ભલે ના પાડે, પણ પરણી સાસરે જશે અને સુખ સાહ્યબીમાં મહાલશે તે વખતે આ ગામડિયા પિતાને આશીર્વાદ દેતા તે થાકશે પણ નહિ"

"પિતાજી! ઝરીનાને તમે હજી પૂરી ઓળખીજ નથી. તે સુખ સાહ્યબીને નથી ચાહતી; તેને તો ગરીબીજ પ્યારી છે. મુરતિયો ભલે ગરીબ હોય, પણ સુશીલ ને સંસ્કારી હોવો જોઇએ.'

"હું મારા જેવા માલદાર અને ખાનદાન કુટુંબમાં ઝરીનાને વરાવીશ. નહીં કે ગરીબ સાથે. સમાજમાં મારે શરમાવા જેવું થાય કે મુહમ્મદઅલી જેવા પૈસાપાત્ર, પોતાની ભણેલી ગણેલી પુત્રીને સમોવડીઆ કુટુંબમાં ન પરણાવી શકયા? માટે મારો વિચાર જરાય નહી ફરે."

"પિતાજી! તમે તમારા વિચારને વળગી રહેશો તો તમો તમારાજ કુટુંબનું ભવિષ્ય તમારા હાથે બગાડશો."

"તું મોગમ કહે છે તેમાં હું જરા પણ ન સમજ્યો."

"તો સ્પષ્ટ સાંભળી લો. ઝરીનાની મરજી વિરુદ્ધ વેવિશાળ કરશો એટલે એ મારો આશરો ગોતશે. ત્યારે હું તેને નિરાશ નહિ કરી શકુ. બીજું રૂકૈયાને પણ તમારી વાત પસંદ નથી. તે છતાં ભર્યા સંસારમાં ઝગડો ઉપસ્થિત કરવા શું તમે તમારા વિચારને વળગી રહેશો? એ ઝગડાને પરિણામે મારો સંસાર, મારૂં જીવન સર્વેનું સત્યાનાશ નિકળી જશે. એ ઉપરાંત ઝરીના શું કરશે તે તો કોણ જાણે?"

"પૈસાને પાણી માફક ખર્ચી તને ભણાવ્યો ગણાવ્યો તે આ દિવસ માટે? બાપની આજ્ઞાનું ઉલંઘન કરવા સારૂં?"

"પિતાજી, તમે નકામા ગુસ્સે થાવ છો. સમોવડિયા કુટુંબમાંજ દીકરી આપવાની

તમારી આ ખોટી જીદ છે. સમજો કે તમોએ ઝરીનાને પૈસાપાત્ર કુટુંબમાં પરણાવી. લગ્ન થયાને છ માસ વીતતાં ને તે કુટુંબને વેપારમાં ખોટ જવાથી ગરીબ થઇ જાય તો !"

"જેવાં દીકરીનાં નસીબ."

"એવીજ રીતે ગરીબને ત્યાં લગ્ન કરો ને તે પૈસાપાત્ર બને તો !"

"તું તારી ચાલાકી બતાવી મને બાંધી લેવા માંગે છે. પણ એ બંનેમાં તફાવત એટલોજ કે પૈસાવાળાનું ખાનદાન ઊંચું હોય છે, તે ગરીબ થઈ જતાં ખાનદાની નથી છોડતાં, જ્યારે ગરીબમાંથી પૈસાપાત્ર થનાર પૈસાના મદમાં છકી જાય છે."

"ગરીબ હોવા છતાં ખાનદાન હોય તો !"

"તું ગમે તેટલા દાખલા-દલીલ આપીશ. પણ હું મારા વિચારમાં ફરવાનો નથી."

"અને તમે તમારું ધાર્યું કરો, અમે અમારું ધાર્યું કરશું. જે પિતાની એક પણ આજ્ઞાનો વિરોધ નથી કર્યો, તે પિતાની આજ્ઞાનો ભંગ કરીશ. બાકી મારું જીવન, મારો સંસાર ધૂળમાં મળવા નહિ દઉં."

"દુન્યાના લોકો તને નાફરમાન દીકરો કહી આંગળી ચીંધશે. તે પહેલાં તું વિચાર કરી જો. ફરી તને સમય આપું છું. બપોરે હું જમવા આવું કે ન આવું મારી રાહ જોશો નહિં. પરતુ સાંજે આવીશ ત્યારે તારો નીર્ણય કરી રાખજે"

મુહમ્મદઅલી શેઠના બહાર જવા બાદ રુકૈયા આવી પહોંચી. રુકૈયા બાજુના રૂમમાં ઊભી રહી પિતા પુત્રનો સંવાદ સાંભળતી હતી. રૂકૈયાએ કહ્યું. "પિતાજી બહુજ જીદી છે, તે તેમનું ધાર્યું જ કરશે."

"કહે બ્હેનઅે, આમાંથી ઝરીનાને શી રીતે બચાવવી !"

"મને એક વિચાર આવ્યો છે; આપણે ઝફરભાઇને બોલાવી તેને ઝરીના વિષે પૂછીએ. જો તે હા કહે તો આપણું કાર્ય ઘણુંજ સરળ થઇ જાય."

ડૉ. ફ્રૂર્ફખને તે વિચાર ગમ્યો એટલે એક ચીઠી લખી નોકરને આપી અને કહ્યું, "ઝફરભાઇને આ ચીઠી હમણાંજ આપી આવ અને કહેજે કે જે વખત હોય તો હમણાંજ આવી જાય."

નાદિરને હડધૂત કર્યા પછી પંદર દિવસ વીતી ગયા છતાં, તે એકવાર પણ ઘરે આવ્યો નહોતો આજે નાદિરની માતા તથા તેના પિતા મુહમ્મદઅલી શેઠની રાહ જોઇ બેઠા હતા. તેમના પત્ર મુજબ મુહમ્મદઅલી શેઠ ચાર કાલે આવી પહોંચ્યા હતા; પરંતુ ઘડીકવાર બેસી ચાલ્યા ગયા હતા. અખ્તર-ઝરીનાના વેવિશાળ માટે આજ ઉપર મુલતવી રહ્યું હતું

નાદિરના પિતા હૈદર શેઠ અને તેમની પત્ની આડી અવળી વાતો કરતાં હતાં ત્યાં જ મુહમ્મદઅલી શેઠ આવી પહોંચ્યા. હૈદર શેઠ દરવાજા સુધી સામા લેવા આવ્યા. જ્યારે નાદિરની માતા ઊભા થઇ બાજુના રૂમમાં ચાલ્યા ગયા.

હૈદર શેઠે મુહમ્મદઅલી ભાઇને પોતાની બાજુમાં બેસાડતાં આગતા સ્વાગતા શરૂ કરી દીધી. તરતજ તેમણે નોકરને નાસ્તો લાવવાનું કહ્યું.

બને જણાએ નાસ્તાને ઈન્સાફ આપી સિગારેટ સળગાવી ધૂમ્રપાન કરવા માંડયું. હૈદર શેઠે સમય વર્તી વાતની શરૂઆત કરી. "કહો, મુહમ્મદઅલી ભાઇ પછી આપે શું વિચાર કર્યો ?"

"જુઓ, હૈદરભાઈ! સમય પલટાયો છે. અત્યારના છોકરાંઓ વડિલોના કરેલા કાર્યમાં સંમત થતા નથી. તેમને તેમની મરજી મુજબ વર્તવું છે. મારે તેમની સંમતિની પણ જરૂરત

રહે છે. બાકી હું તો મારા વિચારમાં મક્કમ છું."

"આપની ઇચ્છા ચોક્કસ હોય તો ચિંતા નથી. છોકરાઓને યોગ્ય નહીં લાગે તો ઘડીવાર અબડીને રહી જશે."

"હું કાલે સવારે આવીશ ત્યારે નક્કી કરી નાખીશું. માત્ર ચોવીસ કલાક રાહ જુઓ." એમ કહી મુહમ્મદઅલી શેઠ ઊભા થવા જતા હતા, પરંતુ હૈદર શેઠે ન જવા દેતા બપોરનું ખાણું સાથે લેવાનો આગ્રહ કરી મુહમ્મદઅલી શેઠને રોકી લીધા.

"આવો ઝફરભાઇ! ડૉ ફર્રૂખે ઊભા થઇ ઝફરને આવકાર આપ્યો. અને તેને કોચ પર બેસાડી પોતે બરાબર સામે જગા લીધી.

"ડૉક્ટર સાહેબ, અત્યારે સવારના પહોરમાં મને કેમ યાદ કર્યો?"

"જુઓ ઝફરભાઇ! મારા માથે ધર્મસંકટ આવી પડયું છે. જેમાં તમારી સહાયની ખાસ જરૂર છે. માટેજ તમને તકલીફ આપી છે."

આપનું ગમે તે કાર્ય કરવા હું તૈયાર છું. આપે મને જીવતદાન આપ્યું છે એ ઉપકાર હું હજી ભૂલ્યો નથી. મારાથી આપની જો કંઇ પણ સેવા બની શકે તો હું મારા જીવનને સાર્થક માનીશ."

"વાત એમ છે કે પિતાજી ઝરીનાનું સગપણ નાદિરના મોટાભાઇ અખ્તર સાથે કરવા અહીં આવ્યા છે. હૈદર શેઠે તેમને પત્ર લખીને બોલાવ્યા છે. ઝરીનાને તથા રૂકૈયાને એ સગપણ પસંદ નથી. પરંતુ પિતાજી હઠીલા સ્વભાવના છે તે તેમનું ધાર્યું કરીનેજ રહેશે. ને જો તે પ્રમાણે થાય તો ઝરીનાનું જોખમ છે."

"ઠીક સમજ્યો. આપ કહો તો હું રૂકૈયા ભાભીને સમજાવું. ને તે ઝરીનાને સમજાવી દેશે. એટલે આપનું કાર્ય નિર્વિઘ્ને સરળ થઈ જશે."

'એ લોકોને સમજાવવા માટે મેં તમને નથી બોલાવ્યા. પરંતુ ઝરીનાને તમે અપનાવો એ માટે બોલાવ્યા છે."

"આપ આ શું કહો છો?"

"એજ કે ઝરીનાનો સ્વીકાર કરો."

"વિચાર કરો ડૉક્ટર સાહેબ, હું રહ્યો ગરીબ માણસ, આપ રહ્યા તવંગર. આપને ત્યા જે સુખ સાયબી હોય તે મોરે ત્યાં તો કયાંથી હોય? જેથી એ બનવું તદ્દન અશક્ય છે."

"ઝફરભાઇ! તવંગર, ગરીબ કયારે બની જાય તે કહેવાય નહી. બાકી અમારે તો મૂરતિયો આપની જેવો સુશીલ ને સદ્‌ગુણી જોઇએ છે."

"આપ સંસ્કારી અને સુધરેલ છો એટલે એમ માનો છો બાકી..."

"બાકીબાકી કાંઇ નહિ. ઝફરભાઇ, હાજ પાડી દો. જેથી તમારો ભાઇને હૃદયને શાંતિ થાય ને તેમના શીરેથી બોજો ઊતરે. રૂકૈયાએ પ્રવેશ કરી ઝફરને આગળ બોલતા અટકાવી કહયું.

"પરંતુ પિતાજી માનશે ખરા!" ઝફરે જિજ્ઞાસાપૂર્વક પૂછયું.

"તે અમારે જોવાનું છે. તમે હા પાડો એટલે બસ સાથોસાથ એક વધાઇ પણ આપુ છું કે ઝરીનાની આ વાતમાં સંમતિ છે."

ઝરીના સંમત છે એમ જાણી ઝફરનું હૃદય હર્ષથી પ્રફુલિત બન્યું. મોં પર આનંદની છાયા તરવરી રહી.

ઝફરના મૌનનો અર્થ રૂકૈયા અને ફર્રૂખ સમજી ગયા અને પોતાની વાત મંજૂર રહેલી જોઇ એક બીજા સામું ધીમું હસ્યા.

●

# [૫] સ્વાર્પણ

લેખક
'કિસ્મત'

"મા! નાદિર ઘણા વખતથી નથી દેખાતો?" વાતુ કરતાં કરતાં અખ્તરે એની માને પૂછ્યું.

નાદિર અને એના પિતા વચ્ચે થયેલી ટપાટપી વીશે વેપારમાં મગ્ન એવા અખ્તરને લેશપણ જાણ નહોતી. આખરે એની માતાએ એને પૂરી વાત કરી. એમાં ઝરીનાનો પણ ઉલ્લેખ કર્યો.

"ખરેખર મા! તેં મને આ વાતોથી અજાણ રાખી બહુજ ખોટું કર્યું છે." અખ્તરે ગંભીર થઈ કહ્યું.

"કેમ?" આશ્ચર્યથી એની માએ પૂછ્યું.

"નાદિરના વિચારને હું બરાબર મળતો છું. મને પૈસાદારના જમાઈ થવાનો મોહ નથી. નાદિરે જેની વાત કરી છે એ છોકરી સાચેજ આપણા ઘરને દીપાવે એવી છે." અખ્તરે નિસંકોચ પોતાનો વિચાર વ્યક્ત કર્યો. "મા! સાચું કહે, એ તને ગમે છે કે નહિ?"

"પણ બેટા! તારા બાપુ......"

"એ વાત પછી. એકવાર મને તું સંમતિ આપ પછી બધું થઈ રહેશે."

અને જિગરના ટુકડા જેવા બેટાને મા કેમ નારાજ કરી શકે?

"ચાલ મારા બાપુને સમજાવીએ." માની સંમતિ મળતાં અખ્તર બોલ્યો અને મા-દીકરો હૈદર શેઠ પાસે ચાલ્યા.

"હૈદર ભાઈ! બહુજ દિલગીર છું કે ઝરીના એકની બે નથીજ થતી. અને આવી બાબતમાં બચ્ચાંઓના દિલ દુભવવામાં હું પોતે તો સારાવાટ નથી જોતો." મુહમ્મદઅલીએ વળતા દિવસે સવારે આવવાનું વચન આપ્યું હતું પરંતુ સાંજરે ઘરે ગયા ત્યાંજ એમણે ઝરીનાનો આખરી નિર્ણય સાંભળ્યો અને વધારે લમણાઝીંક મૂકી દઈ રાતના જ એ નિર્ણય હૈદર શેઠને જણાવવા આવ્યા. એમનો એ નિર્ણય અખ્તરે અને એની માએ પણ સાંભળી લીધો. અને અખ્તરે તુરત એના પિતા પાસે આવી પોતાની વાત રજૂ કરી, "પિતાજી, હું પણ એ વાત જ કરવા આવ્યો છું કે તમે પણ ઝરીની બહેનને આપની પુત્રવધૂ તરીકે સ્વીકારો."

"હેં?" હૈદર શેઠ સ્તબ્ધ બની ગયા.

"હા, પિતાજી તમને એની ગરીબાઈનો વાંધો હશે પરંતુ બેઅદબી માફ કરશો-મારી મા પોતેજ ક્યાં માલદારની પુત્રી છે, છતાં એનામાં કેવી ખાનદાની અને સંસ્કાર છે? તમેજ કહેતા હતા કે એનાં પગલાં આ ઘરમાં આબાદી લઈ આવ્યા છે. તો પછી એ રીતે હું ચાલું એમાં શું ખોટું છે?"

અને હૈદર શેઠ પાસે એની વિરૂદ્ધ કોઈ દલીલ નહોતી. 'બેટા! તારા વિચારો જોઈ મને આનંદ થાય છે." એમણે અખ્તરને બાથમાં લીધો. એ દ્રશ્ય જોઈ અખ્તરની મા હર્ષનાં આંસુથી ભીંજાઈ ગઈ. મુહમ્મદઅલી શેઠ પણ મુબારકબાદી આપી વિદાય થયા અને અખ્તર નાદિરની શોધમાં નીકળી પડ્યો.

અંધારામાં અથડાતો કૂટાતો અખ્તર નાદિરના આવાસે આવી પહોંચ્યો. નાદિર કંઈ લખવામાં પ્રવૃત હતો. અખ્તરે એની છેક નજીકમાં જઈને ઊભો રહ્યો છતાં એનું ધ્યાન ન તૂટ્યું.

"નાદિર!"

"કોણ મોટાભાઈ?" નાદિર ઊંચું જોતાંજ બોલી ઊઠ્યો. "અત્યારે અહીં શું કામ આવ્યા?"

"તને ખુશખબર આપવા." અખ્તરે નીચે

બેસતાં કહયું.

"શેની ?"

અને અખ્તરે બધી વાત એને કરી.

"મોટાભાઇ! તમારી આવી ભાવનાથી આજ મારો આત્મા બહુજ આનંદ પામ્યો છે. તમેયે મને ખૂબ આભારી કર્યો છે."

"ઠીક લે ચાલ હવે ઘરે. મા તારી ખૂબ ચિંતા કરે છે."

"અત્યારે તો નહિ પણ સવારે જરૂર આવીશ. ચાલો તમને થોડે સુધી મૂકવા આવું." બન્ને ભાઇ ચાલી નીકળ્યા.

"આ દીવો બળે છે. કાગળ ને પેન્સિલ પડયાં છે ને નાદિર કયાં ગયો ?" નાદિર અખ્તરને મૂકવા ગયાને થોડીજ વાર થઇ હશે ત્યાં ઝફર નાદિરના આવાસમાં આવી ચડયો અને નાદિરને ન જોતાં વિચારવા લાગ્યો. પાએક કલાક એકલા બેસી ઝફર કંટાળી જવા આવ્યો હતો ત્યાં નાદિર આવ્યો. "લે, તું કયારે આવ્યો ?" એણે ઝફરને પૂછ્યુ.

"પાએક કલાક થઇ હશે. તુ કયાં ગયો હતો ?"

"મોટાભાઇને મૂકવા."

"શું અખ્તર અહીં આવ્યો હતો ?"

"હા."

"કેમ ?"

"આખર ભાઈની મમતા છે ને ? કોઈ વાર તો સ્નેહ ઊભરાય !" નાદિરે હસતાં હસતાં કહ્યું. એણે ખરી વાતને છુપાવી.

"તું કેમ આવ્યો અત્યારે ?"

"એક ખુશખબર આપવા."

"હે ?" થોડીવાર પહેલાંજ મોટાભાઈ પાસેથી ખુશખબર સાંભળી ચુકેલા નાદિરને આ ખુશ ખબરે ચોંકાવ્યો.

"મારી શાદી નક્કી થઈ ગઇ."

"ખરેખર મારા માટે આજનો દિવસ ખૂબજ આનંદનો છે."

"કેમ વારું ?"

"હમણાં મોટાભાઈ પણ એજ વાત કહેવા આવ્યાં હતાં."

"સાચેજ ?"

"હા, યાર હા." અને એ જવાબ મળતાં ઝફરે નાદિરને બાથ ભીડી ઉપાડયો અને આનંદમાં ને આનંદમાં ફેરફૂદડી ખવરાવી. આખર બંને નીચે બેઠાં.

"યાર એ તો કહે તેં કયાં નક્કી કર્યું ?" થોડીવારે નાદિરે પૂછયું.

"ડૉ. ફર્નાંખને ત્યાં."

"ઝરીના સાથે !" નાદિરે ચોંકી ઊઠી પૂછયું.

"એમાં આટલો ચમકે છે શાનો ?"

"ના ના, એ તો અમસ્તુ તને દિલી મુબારકબાદ–આવી જીવનસંગિની મળવા બદલ." નાદિરે પોતાની જાતને સંભાળી લેતા કહયું.

પછી થોડીવાર આડી અવળી વાતો કરી ઝફર રવાના થયો.

વેરાનમાં ખીલેલા ગુલાબ જેવી સુલ્તાનાએ જ્યારે જાણ્યું કે એનું ભાવિ અખ્તર સાથે જોડાઇ ગયુ છે, એક માલદારની જીવન ગુલદાનીમાં એની પુષ્પકૂલે સમાઇ જવાનુ છે ત્યારે એના ભાવનાદાર હદયને આઘાત થયો. નાદિરની હૃદયરાણી બની ખિદમતભરી ઝિંદગી વિતાવવાના એનાં મનોરમ સ્વપ્નાં લૂટાઇ ગયા જીવનમાં પહેલીવાર એણે નાદિરની એકાંતમાં મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો.

"કોણ ?" પોતાની વાંચનની એકાગ્રતાનો કોઇના પદસંચારથી ભંગ થતાં નાદિરે પ્રશ્ન કર્યો.

પ્રશ્નના પ્રત્યુત્તરમાં સુલ્તાના આવી નીચી નજરે ઊભી રહી પશ્ચિમમાં અત્યારે રેલાઇ રહેલી સંધ્યાની સુરખી જેવી સુરખી એના વદને પ્રસરી રહી હતી.

"સુલ્તાના! તુ અહીં?" નાદિર ઊભો થઇ ગયો.

"હા"

"કેમ કઇ કામ છે?"

"તમારી માફી માગવા" સુલ્તાનાએ ઉચું જોયુ.

"શેની માફી?" નાદિર આશ્ચર્ય પામ્યો.

"મે તમારા પ્રેમને અન્યાય કર્યો"

"ઓ હો, એ વાત મ્હેલા આવી છે?" નાદિર હસ્યો, એણે સુલ્તાનાને ચટાઇ પર બેસાડી પોતે પણ એની પાસે બેઠો અને એણે આખી વાત માંડીને કહી.

"પણ આમ કરવાનુ કારણ? શુ તમે મને નહોતા ચાહતા?"

"ચાહતો હતો, આજેય ચાહું છુ અને ભવિષ્યમા પણ ચાહતો રહીશ. પરતુ એ પ્રેમ બહેન પ્રત્યે ભાઇને હોય એવો છે."

સુલ્તાના સાભળી જ રહી.

'સુલ્તાના! અપરાધ તો મેં તારો કર્યો છે કે મારા પ્રત્યેની તારી સ્નેહ લાગણી એને ભાંગી નાખી. માફી ત્તો મારે તારી માગવાની છે."

"ઓહો, ત્યારે તો તમે બધુય ગુમાવ્યુ. ઝરીનાએ પણ તમારી કનેથી ઝુંટવાઇ ગઇ!"

"હા, સુલ્તાના રાત્રે મને એમજ લાગ્યુ હતુ કે મારૂં સર્વસ્વ લૂટાઇ જતુ હતુ—અખ્તર અને ઝફર બને નિર્દય બની મારી ગતાઓ લુટી જતા હતા ઝરીનાને ઉપાડી ભાગી જવાનો પણ નિશ્ચય મને કર્યો હતો. પરતુ સવારે વહેલો ઊઠયો ત્યારે મારા વિચારોમા પરિવર્તન થઇ ગયું હતુ મરૂં કઇ જ લૂટાયુ નથી. ઊલટું મને આજ જીવનને કંઇક કમાણી કરી હોય. કઈક સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવો અનુભવ થય છે. આજ મારા અંતરમાં કાઇ અજબ આનદ ઊભરાય છે. શુ કામ જાણે છે?"

"કંઇ સમજાતુ નથી" સુલ્તાના બોલી

"આજે મારા મેરામય જીવનમા સ્વાર્પણ બન્યુ-જીવનની પુરણ્ સમુ સ્વાર્પણ વિચાર કર સુલ્તાના, આજ તુ અને હુ જગતના મહાન ભાગ્યશાળી આત્માઓ છીએ તે નાદિર ગુમાવ્યો, નાદિરે ઝરીના ગુમાવી કેવાં સુંદર મૂંગા બલિદાન' સુલ્તાના, આથી વધારે જીવનની બીજી કઇ સાર્થકતા હોઈ શકે?"

"નાદિર!" સુલ્તાના વધારે ન બોલી શકી. એ તો નાદિરની આ કલ્પનાશીલ વાતમા ડૂબીજ ગઇ હતી. એણે ઊંચે જોયુ તો નાદિરના નયનોમા અશ્રુધારા વહી રહી હતી.

"ભાઈ રડો છો?"

"હા, બેન આ તો આનદના આંસૂ છે—જીવનની પુરણ્ સમા" અને નિ સકોચ સુલ્તાના એ આંસૂ લૂછવા લાગી. ત્યા એનાજ આંસૂ હાથ ન રહી શકયા

પદર દિવસ પછી નાદિર પોતાના આવાસમા "નવુ જગત"નો તાજો અક લઈ બેઠો હતો એ અકના મુખ પૃષ્ઠ પર બે નવદપતીની તસ્વીરો તથા તેની હાર્દિક શુભાશિષો સાથે છપાઇ હતી એક તસ્વીર હતી અખ્તર અને સુલ્તાનાની • બીજી હતી ઝફર અને ઝરીનાની. એ તસ્વીરોમાની આઠે આખો કોઇ અજબ લાગણીથી નાદિરને તાકી રહી હતી અને નાદિરની દૃષ્ટિ જીવનના પાર્થિવ પડદાને વીંધી કોઇ દિવ્યતાની આરે પહોંચી હતી.

દિવ્યતામા દિંદગી ડૂબી જશે,
દિવ્ય એવુ આત્મનું વર્તન થશે.

અચાનક એના મુખમાથી એ પંકિતઓ સરી પડી.

[મુસ્લિમ સાહિત્ય મડળ (ભાવનગર)ના હસ્તલિખિત વાર્ષિક 'સારખા માથી]

# જયોતિર્ધર !

સેંકડો વરસો થયા આ વાતને;
માનવી ધિક્કારતો સ્વજાતને.
વેર લેવાની તૃપ્તિમાં બધા;
પૂજતા હૈયા થકી જુલ્માતને !
ઉભતું કોઇ નહિં એક હારમાં;
સૌ હતા નિજ ગર્વ કેરા ભારમાં !

અજ્ઞાનતા પ્રસરી હતી માનવ-સરે;
શબ્દ કોઇનો ફરે, તો બવ ફરે !
હાય ! તે યુગની કથા હું શું કહું ?
પ્રાણીઓ સુદ્ધાંએ સાથે નવ ચરે !
નેગ જ્યાં ચમકી જતી ઘરબારમાં;
વા'ર ત્યાં ખૂની થતા ક્ષણવારમાં !

મૂર્તિઓ દિનરાત શણગારી જતી,
માનવતા જોઇને તે હારી જતી.
પણ વળી એની વધીને શું કહું ?
પુત્રીઓ તો જન્મતાં મારી જતી !
લોહીની તૃષ્ણા છુપી તલ્વારમાં;
દીસતી ખૂબી છૂપી ચમકારમાં !

ઝિંદગીથી મોતને શરમાવવા;
તેજને આ જગ મહીં પ્રસરાવવા.
આવ્યા કો' નૂરની જ્યોતિ ધરી;
ને બધા ઝુલ્મો સિતમ દફનાવવા.
કાઢયા ચાલીશ વરસો "ગાર"માં
વેર્યો પ્રકાશને સંસારમાં.

હો સલામો ઉમ્મતે ગમ્ખારને;
હો દરૂદો નબીયોના સરદારને.
આલ પર તેઓની હો લાખો સલામ;
હો દરૂદો અહમદે મુખ્તારને !
કર દુઆ "ખામોશ" તે દરબારમાં;
રાખ તું વિશ્વાસ પાલનહારમાં !

—ખામોશ કુતિયાણવી

# - ઉર્દૂ — સાહિત્યના હિંદુ

## મહાન — શાઈરે

'શાદ', 'સરશાર', 'પરવાના', 'દીવાના,

●

'શાદ' હૈદરાબાદી સાહેબ:-મહારાજા સર કૃષ્ણપ્રસાદ નામ—'શાદ' ઉપનામ—ઈ સ ૧૮૬૪ મા પૈદા થયા-પિતાનુ નામ રાજા હરીકૃષ્ણ-બાપદાદા દહેલીના એક મશહૂર ખાનદાનથી સબંધ ધરાવે છે તેમનો કોઇ સ્નેહી નિઝામ રાજ્યમા હેદ્દા પર હતા તેમની સાથે હૈદરાબાદ ગયા શાહરીમા હુઝૂર નિઝામ નવાબ મીર મહબૂબ અલીખા મર્હૂમના શાગિર્દ થયા તેઓ આપને પોતાના ખાસ શાગિર્દ કહીને બોલાવતા ઇ૦ સ૦ ૧૯૦૩મા વઝીરનો હોદ્દો અને રાજા રાજગાન મહારાજા બહાદૂરનો ખાનદાની ખિતાબ મળ્યો ઇ૦ સ૦ ૧૯૦૩મા કે મી આઇ ઈ અને ઇ૦ સ૦ ૧૯૧૦મા જી સી આઈ ઈ ના ખિતાબો નામદાર સરકાર તરફથી મળ્યા ઇ૦ સ૦ ૧૯૧૨ મા વઝીરપદેથી બરતરફ થયા પરન્તુ થોડીજ મુદ્દતમા પાછા વઝીરપદે આવ્યા ઇ૦ સ૦ ૧૯૪૦મા મરણ પામ્યા હઝરત 'શાદ' સાહેબ પોતે ફરમાવે છે કે —" મુજ જેવા અજ્ઞાને આલમ હઝરતના ચરણોમા હાઝર રહેવાની ઈજ્ઝત પ્રાપ્ત કરી છે હઝરતની ઉડી નજરી હતોથી હૃદય અને દિલ જ્ઞાનપણુથી ભરપુર રહ્યા હતા દીન અને દુન્યાના તજરૂબા આજ હજારથી પ્રાપ્ત થયા છે શાહી તજરૂબાનુ દર્પણ એ મિત્રતાથી મળ્યા છે "

શાદ ઉર્દૂ ભાષાના ચહાક હતા, અને હમેશ ઉર્દૂ ભાષાની સેવા અર્થે તલ્લીન રહેતા. ગાદના કલમોથી અને તેમના મહેફીલો વિચારોના પરિણામથી સાબિત થાય કે તેમણે સાહિત્યના અધ્યાય પુસ્તકોની સાથે તેમણે ખાસ રીતે મોટા મોટા શાઇરોના કલામેને ઊંડો અભ્યાસ કર્યો છે તેમના કલામો શાસ્ત્રના વિચારોથી ભરપૂર છે અને વધુ ભાગ તો તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે કહેવાય છે કે તેમના પુત્ર મહારાજા ચંદુલાલ 'શાદાં' અને પોતે પણ એક પ્રખ્યાત સૂફી હતા મહારાજા ચંદુલાલ 'શાદાં'ની જેમ તેમની સખાવતની પણ દૂર દૂર લગી ચર્ચા હતી ઘણા ખરા શાઇરોને આખી ઝિંદગી પગાર પણ આપતા હતા મનવમ કે મહૂમ વઝીર સાથ શુ અને હસમુખ હતા

જુઓ તેમની શાયરીના થોડાક નમુના —

" તવીમે કાવનાનમે પાગીન રાઝ હૈ
મે કયા બતાઉ તેરા પતા તુઝે હાર કિ "

× × ×

'તુઝે જલ્વએ હુસ્ને બઝલ આનામે કયા કહીએ
તરીકતકા ઈશારા હૈ, ખુદા કહીએ ખુદા કહીએ '

'હૈ ઈન્સા હાથ પરકારકા યા નુકતએ દુસ ન,
હસીએ ઈબ્તદા કહીએ, ઈસીકો ઈન્તિહા કહીએ '

× + ×

' બાદ ફના કિસીકો નહીં પુછતા કોઈ,
બસ શાદ' સચ હૈ જાન રહે તો જહાં રહે '

સીનપ હાથ રખકે તસલ્લી ન દે ચહ કૈદ,
કિસમે કિનારમે નહીં રહે તો કહાં રહે '

× × ×

'સરશાર' લખનવી સાહેબ:-પંડિત રતનનાથ નામ 'સરશાર' ઉપનામ—લખનૌના રહેવાસી, લગભગ ઇ૦ સ૦ ૧૮૪૬ કે ૧૮૪૭મા પૈદા થયા અરબી ફારસીનું શિક્ષણ ઘરમાંજ પ્રાપ્ત કર્યું અને અંગ્રેજી કેળવણી કીંગ કોલેજ લખનૌમા મેળવી પ્રથમ સ્કૂલમા શિક્ષક તરીકે રહ્યા પરંતુ એ ધંધામા તબીઅત ન લાગતા શિક્ષકની નોકરી છોડી સાહિત્યના મેદાનમા ઝંપલાવ્યું સાહિત્યની સેવા પ્રથમ 'ઔધ પંચ'થી થઇ ત્યારબાદ મુન્શી નવલકિશોરના પેપર 'ઔધ

# જ્યોતિર્ધર !

સેંકડો વરસો થયા આ વાતને;
માનવી ધિક્કારતો સ્વજાતને.
વેર લેવાની તૃપ્તિમાં બધા;
પૂજાતા હૈયા થકી જુલ્માતને !

ઉભતું કોઈ નહિં એક હારમાં;
સૌ હતા નિજ ગર્વ કેરા ભારમાં !

અજ્ઞાનતા પ્રસરી હતી માનવ-સરે;
શબ્દ કોઈનો ફરે, તો ભવ ફરે !
હાય ! તે યુગની કથા હું શું કહું ?
પ્રાણીઓ ચુદ્ધાએ સાથે નત્ર ચરે !

તેગ જ્યાં ચમકી જતી ધરબરમાં;
વા'ર ત્યાં ખૂની થતા ક્ષણવારમાં !

મૂર્તિઓ દિનરાત શણગારી જતી,
માનવતા જોઈને તે હારી જતી.
પણ વળી એની વધીને શું કહું ?
પુત્રીઓ તો જન્મતાં મારી જતી !

લોહીની તૃષ્ણા છુપી તલ્વારમાં;
દીસતી ખૂબી છબી ચમકારમાં !

ઝિંદગીથી મોતને શરમાવવા;
તેજને આ જગ મહીં પ્રસરાવવા.
આવ્યા કો' નૂરની જ્યોતિ ધરી;
ને બધા ઝુલ્મો સિતમ દફનાવવા.

કાઢ્યા ચાલીશ વરસો "ગાર"માં
વેર્યા પ્રકાશને સંસારમાં.

હો સલામો ઉમ્મતે ગમખારને;
હો દરૂદો નબીયોના સરદારને.
આલ પર તેઓની હો લાખો સલામ;
હો દરૂદો અહમદે મુખ્તારને !

કર દુઆ "ખામોશ" તે દરબારમાં;
રાખ તું વિશ્વાસ પાલનહારમાં !

—ખામોશ કુતિયાણવી

ઔરત ઉપર સોગ કરવો વાજિબ છે. એટલે ખુશ્બૂ ન લગાડે, ઝીનત, તેલ, સુરમાને તરક કરે, મહેંદી ન લગાડે અને જાફરાનથી રંગેલું કપડું ન પહેરે. ઈદ્દતની હાલતમાં નિકાહ કરવાની વાતચીત (મંગની) ન કરે, જે લોકો સાથે મજકુર ઔરતને નિકાહ કરવું જાએઝ છે તેમનાથી પરદો કરે અને જેમની સાથે નિકાહ જાઈઝ નથી તેમનાથી પરદો કરવો ઝરૂરી નથી એટલે પોતાના ખાવિંદના મોટા ભાઈના છોકરાથી તેમજ મામાના છોકરાથી પરદો કરવો વાજિબ છે. હાં પોતાના ભત્રીજાથી પરદો ન કરે. (હિદાયા)

**સવાલ**–કોઇ પણ નમાઝ યાને પાંચ વખતમાંથી કોઇ એ પણ નમાઝની અઝન થઇ ગએલી હોય તે વખતે કુરઆન શ૦ તિલાવત કરવી અગર મસ્જિદમાં બીજી ઇલમી કિતાબ પઢવી તે બાબત ત્યા, ખાસ કરીને મગરિબની એન વખતે જેમકે અઝાન થવાની તૈયારી છે તે વખતે કુર્આન શ૦ની તિલાવત કરવી તેમજ તઅવીઝ દોરા વિગેરે લખવા માટે શરઅ શું હુકમ આપે છે?

**જવાબ**–સૂર્ય ઉગતી વખતે માથા ઉપર સૂર્ય આવે, અને સૂર્ય આથમતી વખતે આ ત્રણ વખતમાં કોઈ નમાઝ સહીહ નથી. નમાઝ સિવાય બીજી કોઇ ઇબાદત કરવામા વાંધો નથી. કુર્આન શ૦ની તિલાવત કરી શકે છે. કાંઈ વાંધો નથી તેમજ અઝાન પછી પણ કુર્આન શરીફ પઢી શકે છે બલ્કે જ્યારે વખત મળે કુર્આન શ૦ પઢવું ઘણું સવાબનું કામ છે. એકએક હર્ફ પર દસ દસ નેકી મળે છે. (દુર્રે મુખ્તાર, બહર)

**સવાલ**–કેટલીક વખતે કામમાં અડચણ પડે છે કોઈ કામ કરવું હોય તો વહેમ થાય છે કે આ કામ કરવુ કે ન કરવું દિલને કરાર થતો નથી. એવા મોકા પર તસલ્લી માટે કંઈ પઢવાનું અથવા અમલ બતાવશો કે જેથી આ કામ કરવા કે ન કરવા ઇત્મિનાન થાય.

**જવાબ**–જ્યારે કોઈ અઘરું કામ માથે આવી પડે તો માણસને જોઇએ કે પોતાના ભલુ ઇચ્છનારાઓમાંથી જે અક્કલવાન હોય તેઓની સલાહ લે, કેમકે "વ શાવિરહુમ ફિલ અમરે" વારિદ છે અને સલાહ આપનારાઓને જોઇએ કે દિલથી બરાબર સલાહ લેનારને બતાવે કે જેથી તેના હકમાં બેહતરી થય. અગર જો સલાહ બતાવનાર એથી ઉલટું કરશે તો એટલે એવી સલાહ આપે કે જેથી પુછનારને નુકસાન પહોંચે અને એમજ સમજી બતાવે તો, અલ્લાહની નજીક "ખાઇન" એટલે અમાનતમા ખિયાનત કરવાવાળો ગણાશે કેમકે "અલ મુસ્તશારી મુઅતમન" વારિદ છે. અને એજ બાબતમાં "સલાતુલ ઇસ્તખારહ" પણ સહીહ હદીસથી સાબિત છે. જેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

હ૦ રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે "જ્યારે કોઇ કઠન કામ પડે અને દિલ ઘોડો દે અથવા નહિ દે તો બે રકઅત નમાઝ પઢે અને સલામ પછી આ દુઆ પઢે."

અલ્લાહુમ્મા ઇન્ની અસ્તખીરોકા બેઇલ્મેકા વસતકદેરોકા બેકુદરતેકા વઅસઅલોકા મિન ફઝલેકલ અઝીમ ફઇન્નકા તકદેરો વલા અકદેરો વ તઅલમો વલા અઅલમો વઅન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લા હુમ્મા ઇનકુન્તા તઅલમો અન્ના હાઝલ અમરા ખયરૂલ્લી ફી દીની વમઆશી વ આકેબતે અમરી વઆજિલેહી વ આજેલિહી ફ કદિરહુ લી વયસ્સિરહુ લી સુમ્મા બારિકલી ફીહે, અઇ I હુમ્મા ઇનકુન્તા તઅલમો અન્ના હાઝલ અમરા શર્રુલ્લી ફી દીની વમઆશી વઆકેબતે અમરી વ આજિલેહી વ આજેલિહી ફસરિફહુ વસરિફની અનહો ફદરિલીયલ ખૈરા હયસો કાના સુમ્મા અરદિની બિહી." (બુખારી શરીફ) જ્યારે આ દુઆ પઢે તો "હાઝલ અમરા" ઠેકાણે પોતાના મકસદનું નામ લે જેમકે ફલાણી ઔરત સાથે નિકાહ કરવું, ફલાણા ઠેકાણે સફર કરવી વિગેરે ખાસ નમાઝ અને દુઆ પછી જે હકમાં બહેતર હશે તે જાહેર થઇ જશે. આ નમાઝ આઝમાવેલી છે.

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...



**સાડીતેરસો વરસ પાછળ!**

જગતની સાથે સાથે મુસલમાનો પણ એટલા બધા આગળ વધી ગયા છે કે તેમને હવે પાછળ હટવાનો સંજોગ આવી ગયો છે. ઇસ્લામી કલ્ચર ને ઇસ્લામી સંસ્કૃતિના રક્ષણની તો આજે બડી બડી વાતો થાય છે; પણ થઇ રહ્યું છે ફિરંગીયતનું રક્ષણ! આપણી સામે હઝરત મોહંમદ મુસ્તુફા (સલ૦)નું જીવન દ્રષ્ટાંત મૌજુદ હોવા છતાં, આપણે મગરીબી ચળકાટથી મોહાંધ થયા છીએ! કરબલામાં ફક્ત ૭૨ મુસલમાનો હતા; ત્યારે ઇસ્લામ ભયમાં નહતો, અને આજે ૪૨ કરોડ મુસલમાનો છે, છતાં ઇસ્લામ ભયમાં છે! ઇસ્લામના દાવેદારોની સંખ્યા આજે છે એટલી બધી વિશાળ કયારેય ન હતી? એજ એક ખુદા, એજ એક કુરઆન, અને એજ એક નબીને માનનાર ઇસ્લામીઓ આજે છે; પણ 'ઇમાન'થી કહીએ તો ઇમાન કમજોર બની ગયું છે! દેહની ટાપટીપ વધી ગઇ છે પણ 'આત્મા', આત્મા વિનાનો જુનો અને જર્જરિત, નબળો અને કમજોર બની ગયો છે! મહમૂદ કાસિમ અને મહમૂદ ગઝનવી, ખાલિદ બિન વલીદ અને સુલ્તાન સલાહુદ્દીન જેવા વીર ગાઝીઓના વારસદારો લઘુમતી-બહુમતીની ગુંચવણમાં પડી ગયા છે!

જે દાઢી કાલ સુધી સુન્નત ગણાતી તે આજે કેટલીક નવી નજરો સમક્ષ બેવકુફીની નિશાની ગણાય છે, હરામ શરાબ ખાનગીમાં તો ઠીક જાહેરમાંય હલાલ ઠરી ગયો હોય તેમ, મુસ્લિમ લીડરો કોકટેઇલ પાર્ટીઓ દ્વારા, પેપર જગતમાં જાહેરાત કરી રહ્યા છે! કરઝનના વારસદારોએ ઇસ્લામનો ઠેકો લીધો હોય, દાઢીનું સાઇનબોર્ડ તો ભૂંસાઇ ગયું છે, સાથે વીરતાની નિશાનીરૂપ મૂછોનુંય નિકંદન થઇ ગયું છે! કુરઆનના હાફિઝો-કારીઓ, મૌલ્વીઓ અને મુબલ્લીગોની સંખ્યાનો આજે પાર નથી છતાં ઇમાનનો પારો નીચે ઉતરી રહ્યો છે! મસ્જીદો ઇલેકટ્રીક લાઇટ, અને રંગરોગાન તથા મખમલી ગાલીચાઓથી શણગારાઇ રહી છે, ગરમીમાં ઇલેકટ્રીકના પંખા, અને ઠંડીમાં ગરમ પાણીની વ્યવસ્થા છતાં નમાઝીઓની સંખ્યા ઘટી રહી છે! મુસલમાનો મસ્જીદો કરતાં સિનેમાને સારી રીતે વધાવી રહ્યા છે! હદીસો તરફ આંખ આડા કાન કરી, રેડીયો તરફ કાન રાખી, સિનેમાની એકટ્રેસો તરફ ધ્યાન લગાવી રહ્યા છે! અને કયાંક તો સિનેસર્કલમાં વધી રહેલા મુસ્લિમ સ્ટારોના આંકડાને જોઇને અભિમાન પણ લેવાઇ રહ્યુ છે! મુસલમાનોમાંય ધર્મ કરતાં નાટક ચેટકના ભાવ વધુ અંકાય, હાજી કરતાંય એમ. એલ. એ.ની ઇજ્જત વધુ અંકાય? એસેમ્બલીની ચુંટણીને 'જેહાદ' જેવું રૂપ અપાય, તે વિજય મેળવનાર 'ગાઝી' બની જાય ત્યાં શું કહેવાનું હોય? વધારે 'સીટ' અને વધારે 'નોકરી' મળે તો ઇસ્લામનું રક્ષણ થયું કહેવાય! ઇસ્લામ હવે ભાજી મૂળા જેવી વસ્તુ બની ગઇ છે! દરેક એના નામે ચરી ખાય છે! 'મઝહબ'નું દિલમાં ભલે સ્થાન હોય

રહ્યું છે, ત્યારે હિંદી કાળું લશ્કર ઈંડોનેશિયા–હિંદી-ચીન વગેરે દેશમાં હજી કેમ ગુંથાઇ રહ્યું છે ! એય એક ઉભેલો પ્રશ્ન છેને ? નોકરોનું માનસ તપાસવા માટે કેનેડાથી એક માનસ શાસ્ત્રી નિષ્ણાતની આયાત થઇ રહી છે ! એવા નિષ્ણાતોની આયાત હિંદમાં કયાં સુધી થતી રહેશે ? એના કરતાં નોકરોનાં માનસ માપવાનું થર્મોમિટરજ શોધાય તો કેમ ! બીજા બધા પ્રશ્નોનું તો ઠીક પણ પેલા બિચારાં ભૂખ્યા ટપાલીઓ અને ભૂખ્યા શિક્ષકોનુ શું ! જો જો કંઇ કાગળ અને વિદ્યાનેજ એ લોકો ભૂખમાં ચાવી ન જાય !

●

## મહા મુશાયરો

મહાગુજરાત ગઝલ મંડળનો બીજો વાર્ષિક મુશાયરો સુરત ખાતે તા. ૩-૨-૪૬ના રોજ શ્રી. ઝવેરચંદ મેઘાણીના પ્રમુખસ્થાને ઉજવાઇ ગયો. શ્રી. મેઘાણીના નામનું આકર્ષણ એવું હતું કે પ્રોફેસરો અને પ્રિન્સિપાલો, પત્રકારો અને વકીલો, શિક્ષકો અને કલાકારો, સાહિત્યકારો અને સાહિત્યરસિકો જથાબંધ જમા થઈ ગયા હતા. એમણે પ્રમુખસ્થાનેથી બાષણ કરતાં ઇરાનથી આવેલી આ ગુલાબતી કલમે (ગઝલ) ગુજરાતી કવિતાને નવી દિશા દેખાડી છે એ બતાવ્યું હતું. ગઝલની મિઠાશે આપણી કવિતાઓની કડવાસને ઓછી કરી છે. ઉદ્ઘાટનમાં પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કાવ્ય વિષે ઝીણવટથી ઉદ્ઘટન કર્યું હતું

હવે એ તો દીવા જેવી વાત છે કે 'મુશાયરા' એ સાહિત્યનું એવુ અંગ બની ગયું છે. કે સાહિત્ય રસિકોની સંખ્યાની 'મુશાયરા'ને કારણેજ સેંકડાબંધી વધી રહી છે ! 'મુશાયરા'ઓએજ 'કવિતા'ની સૂગ લોકોમાંથી ટાળી છે. કાવ્યો સાંભળવા માટેની આટલી બધી તાલાવેલી, આટલી બધી પડાપડી ગુજરાતે કદારેય જોઇ નથી ? 'ગઝલ' સારી રીતે લોકપ્રિયતા પ્રાપ્ત કરી રહી છે તેની સાથે ગઝલકારોય વધુ જવાબદાર થતા જાય છે, એના પ્રત્યક્ષ પુરાવારૂપ સુરતનો આ છેલ્લો મુશાયરો ગણાવી શકાય ! ગઝલથી ભડકનારાઓને પણ કાન પકડીને એ વાત કબુલ કરવી પડી છે કે 'આમ જનતાને કવિતામાં રસ લેતી કરવા માટે આના જેવું બીજું એક પણ સાધન નથી.'

'ગઝલ' એ ભલે ખાલી 'ચોકઠાં' ગણાતી હતી પણ આજે તો વિચારપ્રધાન, અને ભાવના કે-ઊર્મિપ્રધાન બનતી જાય છે. બની રહી છે ! એના પ્રત્યેની 'સૂગ' હવે ઉડી ગઇ છે, બલ્કે ગઝલ વિરોધીઓની ઉંઘ ઉડી ગઇ છે ! શાયરો જરા વધુ ફરેલ બને, જરા મુશાયરાના અતિરેક પર કાબુ રાખે તો કાલે એ અંગ સાહિત્યમાં સૌથી મોખરે હશે ! સાહિત્ય પરિષદો મુશાયરા વિના ફિક્કા-ફસ્ય લાગશે, અને આજના ગઝલવીરો શયદાઓ અને 'નિસારો', ગનીઓ ને અમીનો, રીરતીઓને હઝીઓ, મૂસાઓ ને સાબિરો, સૈફો ને આસીઓ કાલે સાહિત્ય આકાશના ચમકતા તારલા ગણાશે, પણ તે કયારે ? 'હું પણ કંઇક છું' એવી ભાવના પેદા નહિ થાય તોજ ! 'વાહવા'નો પવન એમને ફુટબોલ ન બનાવે એ અભ્યર્થના. બાકી એમણે પાડેલી નવિન કેડી પર નવિન ગઝલકારો ચાલતા થશે, અને ગઝલ સાહિત્યના ઇતિહાસમાં મહાગુજરાત ગઝલ મંડળનું નામ અમર થશે એ તો એનાં કાર્યોની પ્રગતિ જોતાં આજથીજ વર્તાઈ રહ્યું છે. અને ૧૯૪૫ની ઉત્તમ ગઝલો પ્રગટ થયા પછી એનું નામ વધુ ઉજ્વળ થશે, એવી આશા અત્યારથીજ વર્તાઇ રહી છે

●



તંત્રી 'વહશી' · પુસ્તક ૮ · અંક ૭ · માર્ચ ૧૯૪૭ · વ્યવસ્થાપક 'તાજ'

## રેહમતુલલ્લીલ આલેમીન આવ્યા

હતુ જે લોહે મેહફૂઝ પર રકમ લઈને અમીન આવ્યા,
કૃપા વર થઈને જગમા રેહમતુલ લીલ આલેમીન આવ્યા
હજારો વાર જેના આગણ રૂહુલ આલેમીન આવ્યા,
જગત ઉત્થાન કાજે તો શફીઉલ મુઝનબીન આવ્યા
ખુદાની જીભ પર જેના વિષે અઝમતનો હુકમ આવ્યુ,
મુકમ્મીલ દીન લઈને જ્યારે ત અયતુલ યકીન આવ્યા
થયુ ફરમાન પુરૂ તો ખુદાએ મોહર દઈ દીધી,
કે આ કુરઆન નારૂ લઈને ખતમુલ મુરસલીન આવ્યા
ખુદાના એક મહા ઉપકારનો દીન આજ છે 'સાબિર',
કે માનવ રૂપમા મહેબુબે રબ્બીલ આલેમીન આવ્યા

'સાબિર' [ વટવા ]

## ગોસે આઝમ—

'થઇ નબુવ્વત અસ્ત ખલકુલ્લાહથી,
એ વાત પુરી થઇ રસૂલ્લાહથી;
ના હતું એ ગુપ્ત કંઇ અલ્લાહથી,
એ જગા પુરી વલીઉલ્લાહથી.
જગ હતું એ નૂરને જોવાને અધીર,
આવ્યા જ્યારે જગે પીરાને પીર.

હિંદમાં આવી હતા જીલાનથી,
આવી ઝલક બગદાદના ઉદ્યાનથી,
દિલ થયા રોશન ખુદાની શાનથી,
ને સદા આવી, દિલે બેભાનથી,
શાહે જીલાં ગોસે આઝમ દસ્તગીર,
આવ્યા જ્યારે જગે પીરાને પીર,

નૂરની ફેલાઇ જગમાં રોશની,
ઉડી ગઇ નિંદ્રા ફરી મદહોશની,
એક ઝલક આવી જગતમાં જોશની,
અવતરી રહમત જગે ફિરદૌસની;
વાગ્યા આખા જગતને પ્રેમ તીર,
આવ્યા જ્યારે જગે પીરાને પીર.

ના કદી કિશ્તી ફંસે તૂફાનમાં,
વિશ્વાસ જેને છે જગે ઇમાનમાં,
ને નબીઓ, ને પછી કુર્આનમાં;
ને વલીઉલ્લાહ કેરી શાનમાં;
'બેદાર' છે એ પ્રેમથી તું પણ અસીર,
આવ્યા જ્યારે જગે પીરાને પીર.

'બેદાર' કુતિયાનવી

## ....આંધળાની આંખમાં છે એ કમાલ....

રૂબાઈ :

આશ દે દૈને બધી આશ પણ બાળી નાખી,
મીઠું બોલી જીવન મિઠાશ પણ બાળી નાખી.
વેર વ્હાલાતણું શયદા કહું કેવી રીતે !
હાય ! મરવા પછી મુજ લાશ પણ બાળી નાખી.

X

: ગઝલ :

ક્રોધથી છે આંખ એની લાલ,
ખેર કે આજે બચ્યો છું બાલ બાલ.
કરગરીને મેં કર્યો એને સવાલ,
ગર્વથી એણે કહ્યું કે ચાલ, ચાલ.
શાયરીમાં ચાહું છું એવો કમાલ,
કે જમાનો જોઇને આપે મિસાલ.
મારી આંખોમાં બળે છે હોળિઓ,
જોઉં છું હું એની આંખોમાં ગુલાલ.
સારૂં નરસું લેશ એ જોતી નથી,
આંધળાની આંખમાં છે એ કમાલ.
આપની એ ઝિન્દગી સલ્લેઅલ્લા,
અંબિયામાં પણ નથી જેની મિસાલ.
કોઇએ પુછયું કે કયારે ચાલશો,
મેં કહ્યું તૈયારી છે બસ આજકાલ.
બોલનારા કોઈ દિવસે બોલશે,
થૈ ગયો છે આજ 'શયદા'નો વિસાલ.

'શયદા'

# આ વાઝડી હુન્ચ

: સંભળાવનાર :
...બેકાર...



## હિંદની હાલત !

દિવસે દિવસે હિંદની હાલત સુધરવાને બદલે વધુ ને વધુ બગડતી જાય છે. લડાઇ પછી સુખ–શાંતિ સ્થપાશે એવી આશા રખાતી હતી લડાઇને બે વરસ વિતી ગયાં છતાં સુખ શાંતિ અને શાંતિનાં સ્વપ્ને પણ દર્શન થતાં નથી. ઉલ્ટી અનેક આસમાની સુલ્તાની જેવી આફતો લોકોને માથે વરસી રહી છે. વચગાળાની સરકાર, વચગાળાની કામચલાઉ શાંતિ પણ સ્થાપી શકી નથી ! શી રીતે સ્થાપે ! દેશના કમનસીબે દેશની બે આગેવાન સસ્થાઓ ટગ ઓફ–વૉર રમી રહી છે. વચગાળાની સરકારમાં ખુદ સભ્યો શિઆળ તાણે સામ ભણી ને કૂતરૂં તાણે ગામ ભણી જેવુ કરી રહ્યા છે. બધાયે જાણે સમતોલ બુદ્ધિનું દેવાળું કર્યું હોય પોતપોતાના પક્ષનું ઢોલ વગાડવામાંજ મશગુલ બની ગયા છે, અને એ ખેંચાતાણમા દેશનો દાટ વળી ગયો છે !

અખંડ હિંદુસ્તાન કે પાકિસ્તાન તો મળતુ મળશે પણ હાલ તો અચાનક ફુટી નીકળતાં હુલ્લડોને પ્રતાપે કબ્રસ્તાન કે મસાણના હકકો સુરક્ષિત થતા જોવાય છે ! આઝાદી તો મળતી મળશે પણ દીવાસળીયે મળતી નથી ! હા, દેશની એકતામાં ચાંપવા માટે, કોમોના સપમાં ચાપવા માટે તો જોઇએ તેટલી અવાસ્તવિક દીવાસળીઓ મળે છે અને એવી સળીઓ ચાંપનારાઓનો તો આપણા સદ્‌ભાગી દેશમાં તોટોજ નથીને ! રાજકારિ ધુરકા ધુરકીએ આપણને ધોબીના કૂતરાની જેમ ઘરના કે ઘાટનાય રહેવા દીધા નથી ! બીજું તો ઠીક પણ તેલ પણ મળતું નથી ! તેલને માટે લાઇનમાં ઉભાં રહેતાં અનેકનું તેલ નીકળી જાય છે; તોય અનેક ટેલ્લ ધકેલ પછીય તેલ મળતું નથી ને મળે છે તો નામનુ ! ઘઉં તો ગર્ધવનાં શિંગડાંની પેઠે અદૃશ્ય થાય છે. જો કે મેં મારી સગી આંખે હજારો એકરોમાં ઘઉંનાં લીલાંછમ ખેતરો લ્હેરાતા જોયાં છે. તો એ જાય છે કયાં ?

રેશનીંગમાં દિવસે દિવસે અનાજ ઘટીજ રહ્યું છે; એના કરતાં અનાજ બિલકુલ બંધ કરી વિટામીન્સની ટિકડીઓજ અપાય તો કેમ ! અને તેનોય બંદોબસ્ત ન થઇ શકે તો પછી કૂતરાને મારવાનું ઝેરજ માનવો ને માટે ઠીક છે ! ઘટતું રેશન અને વધતી વસ્તીને પહોંચી વળવાનો એ સિવાય બીજો શો ઇલાજ છે ? કાપડની પણ એની એજ હાલત છે ! મીલો ચોવીસે ચોવીસ કલાક ધૂમાડા કાઢતી જણાય છે છતાં કાપડની તંગી હજી કેમ દૂર થતી નથી ? આગળ ઉનાળો આવે છે એટલે પ્રધાનો, અમલદારો વગેરે લંગોટીની પહેલ કરે તો તેમનું જોઇને આમ જનતા પણ લંગોટી ધારણ કરતાં; ચોકકસ કાપડનો પ્રશ્ન હળવો બને ! લોકો તો ઘેટાં વરણુ હોઇ અનુકરણ કરવામાં એકકા છે તો ઓછામાં ઓછું લીડરોએ તો લંગોટી બાંધવાનું વિચારવુંજ જોઇએ !

અમને એ સમજ પડતી નથી કે સરકાર 'અમારે ઘેર આવશો નહિ ને તમારે ઘેર જમશો નહિ' જેવા કાયદા શા માટે પસાર કરે છે જે વસ્તુઓ બીજાઓના હાથમાં છે તે પોતાના કબજામાં લેતાં પહેલાં શાનો ભાવ બાંધી દે છે? ભાવ બંધાતાંજ તે વસ્તુ બજારમાંથી અટલાંટિક ચાર્ટરની જેમ અદૃષ્ય થતાં લોકોને વલખાં મારવાં પડે છે! જમલાના બળદની કીંમત ભગલો આંકે એનો અર્થ શો? કાં તો સરકાર બધીજ વસ્તુઓ પોતાના કબજામાં લઇ તેનો કંટ્રોલ ભાવ મુકરર કરી સરકારી દુકાનો મારફતે વેચે; કાં તો સદંતર કંટ્રોલ ઉઠાવીજ લે; નહિતર આવી બેઢંગી રફતારથી તો દેશ વધુ ને વધુ આફતમાં ધકેલાતો જશે ગરીબ જનતાની લીલી વાડીઓને કાળાં બજારના આખલાઓ ઉજ્જડ કરે તે પહેલા સરકાર ચેતે તો સારૂં નહિતર ગરીબની હાય ભારે પડશે! 'તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય!'

**ન છુટકે!**

હકીમ સાહેબની દવા લેવાતી હોય, અને તેનાથી કઇ ફાયદો ન થતો હોય તો દર્દી, હકીમ સાહબને ધીમા અવાજે કહે કે "કડવી હોવાથી ઘણીજ અઘરી પડે છે; માટે કોઇ મીઠી દવા હોય તો આપોને!" પેપર અનિયમિત થઇ ગયું હોય ને સંપાદક તરફથી જાહેર કરવામા આવે કે; "બજારમાં કોટાના કાગળ પણ મળતા નથી અને મળે છે તો મહામહેનતે મળે છે માટે જે પેપર એક બે અઠવાડિયાં લેટ થાય તો વાચકો એની માફી આપે!" કોઇને ત્યા સારૂં સારૂં જમવાનું હોય જેથી દિલખોલીને બ્હાયો ચઢાવીને ખાધું હોય, અને ઘેર ગયા પછી ઘરવાળીએ પણ મોમાં પાણી છુટે એવી કોઇ વસ્તુ બનાવી હોય જેથી તેનો આગ્રહ થતાં "પેટમાં જમા નથી છતાં હાથ પાછો ઠેલતો નથી!" એમ કહીને દસ પંદર કોળીયા મારી લે! પ્રેમમાં દેવાળું નીકળી ગયુ હોય છતાં કોઇ ઓળખીતા વહેપારીને ત્યાંથી સાડીઓ ઉધાર લાવીને પ્રેમિકાને રિઝવવા પેરવી કરે! યુનીયનિસ્ટ પાર્ટીનો કોઇ મેમ્બર, મુસ્લિમ લીગમાં જોડાઇ જાય, અને પાછો ખિઝર હયાત નેતાના દબાણથી પાછો યુનીયનિસ્ટ પાર્ટીમાં હોદ્દાની લાલચે જોડાતાં એમ કહે કે; "કેટલાક મિત્રોના દબાણથી હું યુનીયનિસ્ટ પાર્ટીથી અલગ થયો હતો; બાકી હું તો પહેલેથીજ યુનીયનિસ્ટ હોઇ, એ પાર્ટીનેજ ટેકો દેતો આવ્યો છું, અને ભવિષ્યમાં પણ એને વળગી રહીશ!" [રિયાસત]

રેશનના સમયને સંજોગને પિછાણ્યા વિના કોઇ પરોણાની પલટણ આવશે ત્યાં પધારો અને પધારતાંની સાથે કારણમાં જણાવે કે; 'આપની તબીયતના સમાચાર જાણીને કેટલુંય કામ હતું તે પડતું મુકીને દોડી આવવું પડયું! (જો કે આપની તબીયત ઘોડા જેવી હોય, અને તે પરોણા પલટણનો સેનાપતિ મારા જેવો બેઠો બેકાર હોય છતાં) મુશાયરામાં કોઇ શાએર ગઝલ વાંચતાં પહેલાં ગરજ કરતાં પાઘડી ભારે જેવી પ્રસ્તાવના રજુ કરે કે "મને તો આજેજ મુશાયરાની ખબર પડી, અને પ્રમુખ સાહેબના આગ્રહથી અત્યારેજ એચાર શે'ર લખી કાઢી છે, જે તમારી આગળ રજુ કરૂં છું!" અને પછી હનુમાનના પૂછડા જેવી લાંબી ગઝલ રજુ કરે તો માની લેજો કે એ બિચારાને ન છુટકે એટલી બધી તકલીફ ઉઠાવવી પડે છે! મૌલવીઓ ન છુટકેજ વાઆઝ કર્યા પછી તેની ફીસ નંદ પણ નજરાણું લે છે! પીરો પણ ન છુટકેજ મુરીદો પાસેથી કંઇક વસુલ કરે છે! અમલદારોને પણ ન છુટકેજ પોતાના મોટા પેટને ભરવા નજરાણું વસુલ કરે છે વકીલો પણ ઑફિસ ખર્ચ

નિભાવવા માટે ન છુટકેજ જૂઠું બોલીને મોટી ફીસ લે છે! ટી ટી ઓ પણ ટિકિટ વગરના પેસેંજરો પાસેથી ન છુટકેજ દંડિયાં ઓકાવે છે! અંગ્રેજોને પણ ન છુટકેજ હિંદ પર પરોપકાર કરવા અહીં બસો વરસથી અડ્ડો જમાવીને પડયા છે! અંગ્રેજોનું લશ્કર પણ ન છુટકેજ મિસરની ભલાઇને માટેજ હજી મિસરમાંથી હઠતું નથી! જ. સ્મટસે પણ ન છુટકેજ બિચારી ગોરી ચામડીનું રક્ષણ કરવાના હેતુથી દ. આફ્રિકાની પાર્લામેન્ટમાં 'પેગીંગ એકટ' અને 'ઘેટો બીલ' પાસ કરાવ્યું છે ને? ફ્રેન્ચોએ પણ ન છુટકેજ હિંદીચીનમાં લશ્કર ઉતારી વિએટનામ લશ્કરના જુલમથી ગરીબ બિચારા સામ્રાજ્યવાદને ઉગારવા મથી રહ્યા છે ને! ડચ લોકો પણ ન છુટકેજ ઇન્ડોનેશિઆનો ઉદ્ધાર કરવા ત્યાં પડી રહ્યા છે ને! અમેરિકન લશ્કર પણ ચીન પર પરોપકાર કરવાના હેતુથીજ, બૈરાં છોકરાંને દેશમાં મૂકીને પારકા પરઘર પડયું છે ને!

એડીટરો પણ ન છુટકે દેશને કે કોમને સુધારવા સારુજ પેપરો કાઢે છે ને! ફિલ્મવાળા પણ ન છુટકે સમાજને સુધારવાજ ફિલ્મો કાઢે છે ને! પાર્લામેન્ટે પણ ન છુટકેજ હિંદ તથા બરમાની હાલતથી, કંપી ઊઠીને હિંદ તથા બરમાના આગેવાનોને પોતાના ઘેર બોલાવીને આઝાદી આપી દીધી હતી ને! અમેરિકા બિચારું ન છુટકેજ જગતના વહેપારી બજારોમાં પોતાનાં નાણાં પરોપકારાર્થેજ વહેતરાવી રહ્યું છે ને? બધી બેંકો અને વિમા કંપનીઓ પરોપકારાર્થેજ ન છુટકેજ નીકળે છે ને? એ હાતમતાઇના દીકરાઓ પેદા થયા ન હોત તો આપણે મરી ગયા પછી આપણાં બાલબચ્ચાંનું આણીના વખતે રક્ષણ કોણ કરત (?) પીરો પણ કોઇના દિલનો ગમ દૂર કરવા ન છુટકેજ કલામોને ઉપાડવાં પડે છે ને! આમ આખુંય જગત લોકકલ્યાણાર્થે, પરોપકાર અર્થે ન છુટકે કરવાનાં કામો કરીને નભી રહયું છે તો? આજે તો લોકો ન છુટકેજ ધર્મને પણ માને છે ને!

**અમારા લીડર!**

અમારા લીડરનો ભપકો અને ઠાઠ, એકટીંગ અને અભીનય તે પ્લેટફોર્મ પર ચઢે છે; ત્યારે જોવા મળે છે, કેટલાક તો સરકસના રીંગમાસ્તરની ઢબે છાતી કાઢીને ભાષણ કરવા ઉભા રહે છે, તો કેટલાક સબ્જપરીની જેમ કમરે હાથ દઇને બંને બાજુએ નૃત્ય કરતા ચક્કર કરીને ભાષણ કરે છે, તો કેટલાક ટ્રેઇનના હકીમની ઢબે ઘાંટા પાડીને કોઇને બોલાવતા હોય અને શ્રોતાવર્ગ બ્હેરાઓનો હોય એમ બોલવા માંડે છે, તો કેટલાક સ્વ. હીટલરની જેમ ભવા ચઢાવીને તથા ડોળા ફાડીને બોલે છે!

એ લીડર પોતાની જાતને એટલી મહાન સમજે છે કે પોતાનાથી જરા હલકા કોટિના લીડરની સાથે વાત કરવામાંય જાણે પોતાની જાતનું અપમાન સમજે છે! બીજા નાના લીડરોની સામે આવી વર્તણૂક રાખે ત્યારે સામાન્ય જનતાની સાથે તો વાતજ શી કરે! લીડર ગમે તે પ્રકારે પ્લેટફોર્મ પર ચઢી બેસવાનીજ પેરવી કરે છે. જો આગળની જગ્યા હોય તે પ્લેટફોર્મ પર જગ્યા ન હોય તો તે આમ જનતામાં બેસી પોતાની લીડરીને કલંક લગાડતો નથી પણ આડાઅવડા ફરતો રહે છે, અને આવતા જતા લીડરોની સાથે જાણી જોઇને વર્તાલાપ કરતો રહે છે. જો કનનસામે કોઇ લીડર, વાતો કરનાર ન મળે; તો દૂરથી પ્લેટફોર્મ પર તો ચઢીજ બેસે છે. અને ચઢી બેઠા પછી મુખ્ય લીડર સાથે વાત કરવાનો એ ભોઠો ઉભો કરે છે. જો તે વાત ન કરે તોય તેની વાતમાં તાપસી પુરી હસવાનો ઢોંગ કરે છે!

મૂખ્ય લીડર તે કહેવાય કે જે વર્કીંગ કમિટિના સભ્ય હોય. કાઉન્સીલના મેમ્બર હોય કે પ્રધાન હોય. પેલો ઉમેદવાર લીડર એમની ગહેરબાની મેળવવાનો અને આમ જનતા પર છાપ પાડવાનો એક પણ પ્રસંગ હાથથી જવા દેતા નથી! મોકો મળતાં તે ભાષણ કરવા ઉભો થાય છે; અને ટાઇમની તો જાણે કશીજ કીંમત ન હોય તેમ ભાષણ દોરેજ રાખે છે પ્રમુખ તરફથી ઘંટી વાગે તો તે 'ફક્ત પાંચ મિનિટ' માગીને પચાસ મિનિટ સુધીય રેડિયો રોકાતો નથી! જાણે એ પાંચ મિનિટ ન બોલે તો આંતરરાષ્ટ્રીય જગત ચાલતું થભી જશે એવીજ એની ઉદાર માન્યતા હોય છે! તે વારંવાર કહે છે કે; "શું કરીએ હિંદુસ્તાન જેવા કમનસીબ દેશમાં, ગુલામ દેશમાં જન્મ્યો છું બાકી જો યુરોપમાં હું જન્મ્યો હોત તો તો........ (જગતને ઉધુચતુ કરી દેત!) લ્યુથર કે કાર્લમાર્કસ્, જ્યોર્જ વૅાશીંગ્ટન કે લેનીન કરતાં પણ વધુ પ્રખ્યાત થયો હોત!" એના ભાષણમાં અનેક લીડરોનો રંગ અને ઢંગ જોવામાં આવે છે અને આગને આગ ગાડુ ધપાવીએ થર્ડ કલાસમાંથી સેકન્ડ કલાસ, અને સેકન્ડ કલાસમાંથી ફર્સ્ટ કલાસ લીડર બની જાય છે! અને ફર્સ્ટ કલાસ લીડર બની ગયા પછી તો સ્વર્ગને અને એને પોતાને ચાર આગળનુંજ છેટું રહી જાય!

---

# ભણકારા!

અનુ : અ. સત્તાર એમ. ડરબાન

પશ્ચિમ તરફથી જંગલી પવન સુસવાટા મારે છે. હવાનાં જોર જોરથી વંટોળિયાં થાય છે. વાતાવરણમાં દૂર...દૂર સુધી આ સાદના પડઘા પડતા સંભળાય છે.

'મેરી, ઓ મેરી! જાઓ અને ઢોરોને ઘેર લાવો! જાઓ, ઓ મેરી. ડી' નદીની રેતી વટાવીને ઢોર ઘેર લઈ આવો."

પશ્ચિમના વાયુ-સુસવાટાને લીધે પાણીની છોળો ઉડી રહી છે. પાણીમાં ભરતી આવી રહી છે. જોરજોરથી પાણીનાં મોટાંને મોટાં થતાં મોજાં નદીના પટને-નદી પટની રેતીને -ઘેરી વળે છે-ઘેરતાં જાય છે-ઘેરીને આગળ આગળ વધતાં જાય છે-આગળ અને આગળ! આ એજ નદી-પટ છે, જ્યાં મેરીના સુંદર નાના પગો એક સમયે દ્રષ્ટિગોચર થતાં હતાં: આ એજ નદીનાં તટ છે, જેણે-આહ! મેરીને પોતાના ગર્ભમાં છૂપાવી-ઝૂંટવી લીધી-ત્યારે... ત્યારે-એ સમયે, જ્યારે ધુમ્મસના કારણે ભૂમિ અસ્પષ્ટ બની હતી આહ! તે પછી મેરીનું હસતું સ્નિગ્ધ મુખબિંબ કદી પણ, કોઇને પણ ક્યારેય પણ જોવામાં નથી આવ્યું. કદી પણ નહિ! કેટલું ક્રૂર!

"અરે! અરે! જુઓ, પણે કંઇક તણાય છે! શું એ હોડકું છે? ના, ના, કંઇ માછલી જેવું દેખાય છે અરે! આ તો કોઇના વાળો તરી રહ્યા છે!!"

ધુમ્મસથી છવાયેલા પટ પર ઉભેલાં લોકો ભાતભાતના અનુમાનો કરે છે. કોઇ કાંઇક કહે છે, કોઈ કંઇક. કોઇને તેની પડી નથી. કોઇને મેરીને બચાવવાનું સૂઝતું નથી. બધા દિગ્મુઢ બનીને ઉભા છે.

"આવા સોનેરી વાળો અને તે આ પૂરમાં! શું આ સુંદર વાળો સરિતપતિને ભેટ ચડશે! મોજાંઓ-ક્રૂર મોજાંઓ-ભૂખ્યાં મોજાંઓ-શું એને ભરખીનેજ જંપશે! આહ! ઓ ડી' નદી! આવું ક્રૂર દ્રશ્ય તારા કિનારા પર ક્યારેય જોવામાં નથી આવ્યું, ક્યારેય જોવામાં નહિ આવે."

પશ્ચિમ તરફથી જંગલી પવન સુસવાટા મારે છે. હવાના જોરજોરથી વંટોળિયા થાય છે. વાતાવરણમાં દૂર...દૂર સુધી આ સાદ સંભળાય છે: "મેરી, ઓ મેરી! જાઓ અને ઢોરોને ઘેર લાવો. ઓ મેરી! ડી' નદી વટાવીને ઢોરોને ઘેર લઇ આવો."

# તઝમીન

બર ગઝલ "માહિર"

જનાબ સાહેબઝાદા 'કમર' સા૦ [જુનાગઢ]

દેહર કે સોએ હુએ દિલને જગા દેતા હૂં મ
આહ કરકે અર્શ કે પરદે હિલા દેતા હૂં મેં
દાસ્તાને શૌક જબ અપની સુના દેતા હૂં મૈં
હુસ્નકી ખ્વાબીદા મેહફિલ કો જગા દેતા હૂં મૈં
કિસ બલંદીસે ખુદા જાને સદા દેતા હૂં મૈં

બર્ક કી માનિન્દ વો આએથે ઔર લેહરાગએ
હમ સંભલને ભી ન પાએથે કે વો તળપા ગએ
હાય વો કાફિર અદાઓંસે સિતમ કયા ઢાગએ
કયા ખબર હુઝ દીદા નઝરો સે વો કયા ફરમા ગએ
રોઝ એક ઉમ્મીદ કી મેહફિલ સજા દેતા હૂં મૈં

મુઝમેં યે તાકાત કહાં કરતા જો મૈં આહો ફુગાં
મેરે નાલોં કો જો સુનતા કાંપ જાતા આસ્માં
હાલેદિલ અપના મૈં : ય કરૂં હમદમ બયાં
મુબ્તિલાએ કશ્મકશ કબ સે હૈ કલ્બે નાતવાં
એક ચિંગારીકો મુદ્દતસે હવા દેતા હૂં મૈં

હસરતો અરમાંકા અપને એક બહાના છેળકર
દાસ્તાને ગમ જો અપની વાલેહાના છેળકર
બરબતે દિલ પર મહબ્બત કા તરાના છેળકર
ઇસ તેરે રૌશન તબ્બસ્સુમકા ફસાનો છેળકર
મેહફિલોંમેં હુસ્નકી શમ્આ જલા દેતા હૂં મૈં.

હાલ બતલા દેતા હું મૈં અપને કલ્બે ઝારકા
યા કભી લિખ દેતા હું શિકવા જફાએ યારકા
યે સહારા હૈ 'કમર' અપને દિલે બીમાર કા
ઔર કુચ્છ મસરફ નહિ 'માહિર' મેરે અશ્આરકા;
દર્દ સે લબરેઝ એક નગ્મા સુના દેતા હું મૈં



'પ્રેમી' નિઝામી મર્હૂમ.

"દીન" અને "નિઝામ"ના માલિક અને તંત્રી જનાબ નિઝામુદ્દીન એ. કુરેશી 'પ્રેમી'. શનિવાર તા. ૨૨-૨-૧૯૪૭ની સવારે હાર્ટ ફેઈલ થવાથી જન્નતનશીન થયા છે.

ખુદા મર્હૂમની મગફિરત કરે અને કુટુંબી-ઓને સબ્રે જમીલ અતા કરે. આમીન.

ગુજરાતના મુસ્લિમ પત્રકારો, લેખકો અને કવિઓમાં જ૦ 'પ્રેમી'નું સ્થાન મોખરે હતું. સને ૧૯૦૨માં ૧૮ વર્ષની વયે ફક્ત એક પાઈની કીમતનું રોજીંદુ પત્ર 'સીરાજ' નામે જનાબ વલીમુહમ્મદ સી. મોમિનના સહકારથી પ્રગટ કરવાનું સાહસ ખેડી જેમ બનાવ્યું હતું. આર્થિક નુકસાની ઉઠાવ્યા પછી તે પત્રને બંધ કરવાની તેમને ફરજ પડી હતી. સને ૧૯૦૩માં "બુધ્ધિ પ્રકાશ"માં હઝરત ઇમામ હુસૈન (અલૈ૦) વિરૂધ્ધ એક લેખ પ્રગટ થતા જ૦ મુન્શી ફતેહખાન, મોમિન અને મર્હૂમના પ્રયાસોથી લેખકને માફી માગવી પડી હતી સને ૧૯૦૭માં 'ખબરદાર' નામના મુસ્લિમ અઠવાડિકનું અને તે પછી રંગૂનમાં શેઠ મામસાણી ગાર્ડિકીના 'રંગૂન સમાચાર'ના તંત્રીપદને શોભાવ્યું હતુ. રંગૂનથી સને ૧૯૧૬માં દિલ્હી માર્ગે પાછા ફરતા દિલ્હીમાં રાજદ્વારી શક ઉપરથી તેમની ગિરફતારી થઇ હતી અને કેટલાયે મહીનાઓ પછી તેમના પીરો-મુર્શિદ હઝરત ખ્વાજા હસન નિઝામીના પ્રયાસોથી મુક્તિ મેળવી શક્યા હતા અને ૧૯૨૨માં "ખિલાફત" સાપ્તાહિક ચાલુ થતા પ્રથમ તંત્રી તેઓજ બન્યા હતા ૧૯૨૫માં 'ખિલાફત'થી છૂટા થઇ "દીન" સાપ્તાહિક અને સને ૧૯૩ મા 'નિઝામ' માસિક ચાલુ કર્યું કે જે બન્ને આજદિન સુધી ચાલુ છે અને હવે પછી તેના બોજ તેમના પુત્ર ફરઝંદ મિયાં નજમુદ્દીન ઉર્ફે પાશામિયાના શીરે આવી પડ્યો છે.

કાઇદે આઝમના આદેશને અનુસરી મુસ્લિમ લીગના ઝંડાધારી બની ઠેરઠેર લીગની પ્રવૃત્તિઓમાં તેમણે જીવન સમર્પી દીધું હતુ અને છેલ્લા વર્ષોથી અમદાવાદ જિલ્લા મુસ્લિમ લીગના નેતા સરનશીન હતા. ઇલાકા મુસ્લિમ લીગ પાર્લામેન્ટરી બોર્ડના પણ તેઓ સભ્ય હતા. તદુપરાંત મુસ્લિમ ગુજરાતી પત્રકાર મંડળના પ્રમુખ અને કેટલીયે સ્થનિક સંસ્થાઓના તેઓ સભ્ય હતા.

સ્વભાવે હસમુખા સાથે એટલાજ ગભીર અને મિલનસાર, નમાઝ-રોઝાના પાબંદ અને સૂફિયાએ કિરામ પ્રત્યે અત્યત અકીદતમંદ હતા મિત્રમંડળ બહોળું હોવા છતાં દરેક પ્રત્યે હંમેશા મુહબ્બતની નજરથી જોતા. એક વાર જો કોઇથી મળતા તો મુલાકાત બીજી વાર લેવાનુ ભાગ્યેજ ચૂકતા. વિસાલ સમયે તેમનું વય ૬૧ વર્ષનું હતુ. તેઓ તેમની પાછળ એક વિધવા ત્રણ ફરઝન્દો અને બે દીકરીઓનુ કુટુંબ છોડી ગયા છે ખુદા પાક તેમને સબ્રે જમીલ અતા કરે. આમીન.

એક ઉર-સ્પર્શી
...ભાવના...

# પરંતુ—હું ?

જ. 'અદીબ' કુરેશી

પરંતુ-હું ?...

ઉપવનમાં બહાર આવી, પાનખર ગઈ. વિવિધ પુષ્પો ખીલ્યા. અને-એ નાનું શુ જગત ઉલ્હાસ અને ઓજસ મય બની ગયું. જાણે દુન્યામાં જન્નત ! !

—બુલ્બુલ !

તને તારી ખોવાઇ ગએલી પ્રિયતમા પુનઃ મળી ગઇ ! અને તું હવે વિરહ ગીતો નહિ, કિન્તુ ફૂલોથી લચકતી વૃક્ષ-લટો પર-મીલન -ગીતો અલાપશે તારી શુષ્ક પાનખરમાં વસંત આવી. પરંતુ...પરંતુ-હું !—

× × ×

હા...ભ્રમર !

તારો એ કાળ સમ દિવસ વિતી ગયો. નિશા આવી, અને અનેરી સૌરભ સાથ લાવી ! અતિ મીઠી મધુરી ...

કમળ પુષ્પ...દિપી ઉઠયું અને...અને તું તારા સહુ દુઃખદર્દ વિસરી જઇ હવે તેની સુવાળી ગોદમાં લપાઇ જશે, અને . અને-તેના મિઇ-રસથી તારૂ જિગર સંતોષી લેશે; પરંતુ—પરંતુ-હું ?

× × +

તારી વહાલી શમ્આ દિપી ઉઠી અંધકાર દૂર સુદૂર નાશી ગયો—શિતળ અનિલ લ્હેરાતો રહ્યો, કિન્તુ તુજ મિલનની આશામાં એ હજુય બળતી રહી છે.

આવ.. આવ પતંગા !

સત્વર આવ !...અને તારી મુદતની વિરહાગ્નિ તૃપ્ત કર ! રે...તુજને તારી પ્રિયતમા મળી ગઇ, પરંતુ...

પરંતુ—હું ?

* * *

હે શરાબી !

પધારો...પધારો તૃષા તૃપ્ત કરો ! તમેય તડપી રહ્યા છો ને-સૂરાદેવીના વિરહમાં ? લ્યો એ તમારી સૂરા-સાધ્વી સાકીના મસ્ત હસ્તમાંની સુરાહિમાંથી તમને સાદ દે છે—

તમેય એકએ અમી-કુંપો ગટગટાવી ધરાઇ જશો, પરંતુ...

પરંતુ—હું ?.

* * *

જગત જનો !

તમારી સહુની કાંઇ ને કાંઇ મુરાદ કોક દિ' ને કોક દિ' ફળશે ખરી ! તમો ખુશખુશાલ થઇ જશો એ મદમાં, પરંતુ...

પરંતુ—હું ?...

× × +

પરંતુ-હું ?...

હું અભાગી હત્યારો અને ન જાણે કેવોય પાપી છું ?! કે મને-મારી પ્રિયતમા મળશેજ નહિ ! આ જન્મે તો કદાપી નહિજ !

મારી વહાલી...

આ જગમાં નથી; પણ મને તે હર જગે, હરપળે દેખાય છે. પરંતુ-હું ? હું એ પવિત્ર આત્મા ને આંબી શકતોજ નથી ! ? : રે ભાગ્ય !

હું બુલ્બુલનાં ગીતો સાંભળી અશ્રુવહન કરું છુ ! ભ્રમરનું ગુંજન સાંભળીને પણ અકથ્ય રૂદન કરું છું. પતંગા ને શમ્આની પ્રદક્ષિણા કરતો નિહાળી જિગરનું ખૂન અશ્રો માં ભરું છુ સૂરાલયમાં ખડ ખડતા જામ જોઇ હાયવરાળ કરતો એ વતન ફરું છું !

—અને ..

કદિ' કદિ' તો મનની નિરાશા શબ્દોમાં સરી પડે છે પણ ખરી;

એવી વિજળી ભલે પડી જાએ;
મારી ઉમ્મીદ ખડ ખડી જાએ,
જિવ્હા પરથી દિલ ઉડી જાએ,
મુજ કફન ! તન ભલે સડી જાએ !

પરંતુ-હું ? હજુય જિવિત છું. અને એ આશ પરજ જીવું છું કે કોઇ ન કો દિ મારી સનમ રાજી થઇ જાએ, અને મારી મુરાદ ફળી જાએ !

# ....ખુદા હાફિઝ....

લેખક : એમ. કે. મનિયાર, બી. એ.

બન્ને હાથો વડે બારીના સળીઆને પકડી ઝૈનબ ઉભી હતી. દૂર દૂર ક્ષિતિજમાંથી ઉડી આવતાં પખીઓ, આકાશ ઉપર રંગબેરંગી આકાર ધારણ કરતાં વાદળો અને લીમડાની ડાળ વચ્ચેથી ડોકીયાં કરી નમતાં જતાં સૂર્યને તે નિહાળી રહી હતી તે ઉભી હતી તેથી થોડે છેટે તેનો વૃધ્ધ પિતા એક ખાટ ઉપર સૂતો હતો. તેની આંખો ઉપર પટો બાંધ્યો હતો. વારે ઘડીએ તે હાથને પટા ઉપર ફેરવી બાજુએ સરકાવી દેતો હતો. "બેટા." વૃધ્ધે સહેજ મોઢુ પહોળું કર્યું અને અવાજ નીકળ્યો. સળીઆને બન્ને હાથો વડે પકડેલા રાખીનેજ ઝૈનબે ડોક ફેરવી "મને બોલાવી અબ્બા?" તે બોલી "હા બેટા." વૃધ્ધે જવાબ આપ્યો. ઝૈનબે સળીઆને છોડી દીધા અને વૃધ્ધ પાસે જઇ ઉભી રહી. 'પાણી પીવુ છે?" છેટે મૂકેલા પાણીના કુંજા તરફ જોતાં તેણે પૂછ્યુ.

"ના, બેટા તને પુછ્યુ હતુ." કહેતા વૃધ્ધે હળવેથી પટા ઉપર હાથ ફેરવ્યો.

"શુ?" સહેજ હસતા તેણે પૂછ્યુ.

"બેટા." કહેતા વૃધ્ધ જરા થંભી ગયો.

'સમજી ગઇ અબ્બા" કહેતા તે ખાટ ઉપર બેસી ગઇ તેણે પિતાના બન્ને હાથો પકડયા, ને પછી બોલી. "પાટો દાકતરે કાલે છોડવા કહ્યું છે ઝૈનબ સમજી ગઇ હતી, આખા દિવસમાં વૃધ્ધે એ પ્રશ્ન અનેક વાર પૂછ્યો હતો.

"કેટલા વાગે?" થોડી વાર થંભી જઇ વૃધ્ધ પાછો બોલ્યો

"સાંજ પડતાં. ધીરજ રાખો અબ્બા અલ્લાહ છે સઘળું ઠીક થઇ જશે" પિતાને ધીરજ આપતાં ઝૈનબ બોલી.

"બેટા પાટો ખોલ્યા પછી હું જોઇ શકીશ!" વૃધ્ધ અધીરાઇથી બોલ્યો.

'કેમ નહિ અબ્બા?"

"એક આંખ તો ગઇ બીજી પણ જાય તો હું છેક નકામો થઇ પડીશ " વૃધ્ધ બોલ્યો. અને એક હળવો નિશ્વાસ તેના હૈયામાંથી સરી પડ્યો.

"અબ્બા ધીરજ રાખો અલ્લાહ છે તમારી આંખ સુધરી જશે." પિતાને શાંત્વન આપતા બોલી

"શું કહયું બેટા હું જોઇ શકીશ!"

"હા. "હા. કેમ નહિ."

"તો હું પહેલાં કોને જોઇશ ખબર છે બેટા?"

"ડોકટર ને." સહેજ હસતાં ઝૈનબે જવાબ આપ્યો.

"નહિ મારી ઝૈનબને." કહેતાં વૃધ્ધે ઝૈનબના હાથો સ્નેહથી છાતી સાથે દબાવ્યા.

"બેટા તને યાદ ન હોય તુ છેક નાની હતી ત્યારે તારી મા ગુજરી ગઇ અને મારે માટે એક નિશાની મૂકતી ગઇ.

'નિશાની!" આશ્ચર્યથી ઝૈનબ બોલી.

"હા બેટા." ને વૃધ્ધે આગળ ચલાવ્યું "નિશાની! તારી મા તારા જેવીજ હતી.'

"શું કહ્યુ અબ્બા મારા જેવી?" અને ઝૈનબે સામે પડેલા અરીસા તરફ જોયું. અરીસામાં તે પોતાને નિહાળી રહી.

"હા તારા જેવી" વૃધ્ધે જવાબ આપ્યો.

"મારા જેવી!" ઘડીભર માટે તે પોતાને ભૂલી ગઇ અને તેને ભાસ થયો જાણે સામેના અરીસામાં તે પોતાને નહીં પોતાની માતાને જોઇ રહી હતી. "મા." અજાણ્યે તેનાથી બોલી જવાયું. સફેદ બે જળબિંદુઓ

તેની પાંપણો ઉપર ઝળકયા. અરીસામાં તેણે એ જોયુ તે ચમકી ને બિંદુઓ વૃધ્ધના હાથ ઉપર ખરી પડયા. 'બેટા" વૃધ્ધ બોલ્યો "અબ્બા" ઝૈનબે ધીમેથી જવાબ આપ્યો. બન્ને પિતા પુત્રી એકમેકના હાથને સ્નેહથી દબાવી રહ્યા.

એ વખતે ક્ષિતિજમાં કાળાશ વ્યાપી ગઇ હતી. અને રાત પડી ચૂકી હતી

× × ×

(૨)

આખરે વૃદ્ધની શંકા ખરી પડી આંખ ઉપરથી પાટો ખૂલ્યો પણ અંધકારપટ ન ખૂલ્યો. વૃદ્ધની આંખો નૂરહીન થઇ ગઇ એક આંખ તો વર્ષો ઉપર ગઈ હતી, બીજી જતા વૃધ્ધને ખુબ દુઃખ થયુ. તેના નૂરહીન નેત્રોમાથી અશ્રુબિંદુઓ વહયેજ ગયા તે દિવસે ઝૈનબ પણ ખુબ રડી. બન્ને પિતા પુત્રી એકમેક સાથે ખુબ રડયા

એમને એમ દુઃખના દિવસો વહયે ગયા ઝૈનબ પિતાને ખુબ મદદ કરતી કઇ પણ કાર્યમાં અડચણ ન પડે તેની તે પુરતી કાળજી રાખતી પિતાને તે હાથ પકડી દોરતી અને પોતાની આંખો વડે સઘળુ દેખાડતી વૃધ્ધ ઝૈનબની આંખો વડે જોતો અને વતતો. પછી તો વૃદ્ધ ખૂબ ટેવાઇ ગયો. દુઃખ જોઇ દુઃખને સહેતા શીખી ગયો. ઠોકરો ખાઇ ઠોકરો ખમતાં શીખી ગયો અને એમ દિવસો વહેતા સાથ તેની અંધતાનુ દુઃખ હળવુ થયુ

અંધતાનુ દુખ હળવું થતાંજ વૃધ્ધને ઝૈનબનો વિચાર આવ્યો. તે હવે મોટી થઇ ગઇ હતી બાળપણ તેને કયારનુય છોડી ગયું હતુ. ઝૈનબ જવાન થઇ ગઇ હતી જવાન ઝૈનબને ઠેકણે પાડવાની વૃધ્ધને ચિંતા થવા લગી પછી તેની આંખ આગળથી આંખ હતી તે વેળા જોએલ જવાનોની છબી એક પછી એક પસાર થવા લાગી. ઝૈનબને સુખી કરી શકે, ઝૈનબ સુખી થાય, ઝૈનબનું જીવન વાસ્તવમાં જીવન બને માટે તેણે સંભાળપૂર્વક એક એક જવાનને તપાસવા માંડયાં યુસુફની છબી તેની આંખ આગળ આવી અટકી ગઇ. ઝૈનબને સુખી કરી શકે એવા બધાજ ગુણો વૃધ્ધને યુસુફમા જણાયાં. ચાર પાચ વર્ષ પહેલા જોએલ યુસુફને તે અસ્પષ્ટ રીતે જોઇ રહયો પણ તે સુખી વૃધ્ધ માતાનો એકનો એક પુત્ર વૃધ્ધને ઝૈનબનો પતિ થવાને યોગ્ય લાગ્યો અનેક વિચારોને અંતે વૃધ્ધે ઝૈનબને યુસુફની સાથે પરણાવાને નક્કી કર્યું.

ને એક દિવસે વૃધ્ધે ઝૈનબને યુસુફના હાથમાં સોંપી દીધી

× × ×

(૩)

ઝૈનબને ઠેકાણે પાડયા પછી વૃધ્ધને કાંઇક શાંતિ વળી પરતુ વૃધ્ધની એ શાંતિમા એક વિચાર વારવાર આવી સતાવ્યા કરતો "શુ ઝૈનબ તેના પતિને ઘેર સુખી હશે?" આનો જવાબ વૃદ્ધને કદીક હા'મા તો કદીક 'ના'મા મળતો 'હા'મા મળતો ત્યારે તેને સતોષ વળતો અને 'ના'મા મળતા તે બેચેન થઇ જતો આખરે એ પ્રશ્નનો ઉકેલ પણ તેને મળી ગયો એક રાત વૃદ્ધના જીવનમા આવી અને તેને માટે એક સુખી સ્વપ્ન લેતી આવી વૃધ્ધે એ સ્વપ્નને દિવ્ય સ્વપ્ન કહયો. સ્વપ્નમાં વૃધ્ધ આશ્ચર્યથી જોઇ રહયો હતો તેને પોતાની આંખો ઉપર વિશ્વાસ નહોતો આવતો. બે ત્રણ વાર તેણે આંખો ઉપર હાથ ફેરવી જોયો, પરતુ સઘળુ સત્ય હતું તેની આંખો ખૂલી ગઈ હતી.

"શું વિચારો છો અબ્બા?" વૃદ્ધને આમ અવાક ઉભેલો જોતાં ઝૈનબ આગળ વધી. તેની પાછળ તેનો પતિ હતો. તેના હાથ ઉપર

એક સુંદર, તંદુરસ્ત બાળક ફૂટી રહ્યું હતું. "બેટા" હર્ષથી વૃદ્ધ આગળ વધ્યો. ઝૈનબના બન્ને હાથ સ્નેહથી પકડી છાતી સાથ દબાવ્યા. "તબીઅત તો મજામાં બેટા?" તે ઝૈનબના પતિ તરફ ફરતાં બોલ્યો. "દુઆ છે આપની." વિવેકથી યુસુફે જવાબ આપ્યો.

"ના...ના...ના." બાળક ઉછળી ઉછળી વૃદ્ધ પાસ જવાને મથી રહ્યો. વૃદ્ધે સ્મિત સાથ બાળકને હાથમાં લઈ લીધો. "ના...ના...ના" બોલતાં બાળક વૃદ્ધની દાઢી સાથ રમવા લાગ્યો.

"હા, બેટા એ તારા નાના છે." ઝૈનબ હસતાં હસતાં બોલી.

"શું નામ રાખ્યું ભાઈ યુસુફ!" વૃદ્ધે પૂછ્યું.

"મુહમ્મદ અસલમ, ચાચા." યુસુફે હસીને જવાબ આપ્યો.

"અસલમ, મુહમ્મદ અસલમ, કેટલુ પ્યારૂ નામ છે. જીવતો રહે બેટા, ને મારા જેવો ઘરડો થજે." વૃદ્ધે આશીર્વાદ આપી બાળકના ગાલ ચૂમ્યાં. બાળકે એ કાંટા ચુમનમાંથી છૂટવાને બન્ને હાથો વડે મોઢાને દૂર હટાવ્યુ ને બોલ્યુ "ના...ના...ના" બધા ખડખડાટ હસી પડ્યા.

"અબ્બા અસલમ બહુ તૂફાની છે." ઝૈનબ પિતા તરફ જોતાં હસતા હસતાં બોલી અને ઉમેર્યુ "એના અબ્બાને એ બહુ સતાવે છે."

"તૂફાની બચ્ચાએજ ચાલાક નીવડે છે બેટા." વૃદ્ધે અનુભવ સહ ફરમાવ્યું.

"ખરી વાત છે ચાચા." કહેતાં યુસુફે બાળકને વૃદ્ધના હાથમાંથી લઈ લીધો. ને એની મસ્તી તો મને બહુજ ગમે છે" કહેતાં બાળકના ગાલ ચુમી લીધા.

'અસલમ બેટા,' વૃદ્ધે બાળકને લેવાને માટે પાછા હાથ લંબાવ્યા.

"ના...ના...ના...." કહેતું હોય તેમ બાળક અંગુઠો ચુસતાં બોલ્યું એક વાર ફરીથી બધા ખડખડાટ હસી પડ્યા.

ઉઘાડી બારીમાંથી આવતા પ્રભાતના ઠંડા સમીરે વૃદ્ધને આ સુખી સ્વપ્નમાંથી જગાડી દીધો. બહાર પંખીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં વૃદ્ધ પંખીઓના અવાજ ઉપરથી પારખી ગયો, સવાર થઈ ગઈ હતી.

પછી તેને સ્વપ્નાના વિચારો આવવા લાગ્યાં. શું એ સ્વપ્ન સત્ય હશે! ઝૈનબના સંસાર સંબંધી જાણવાને તે કેટલો આતુર હતો! તેને સંસારમાં દુઃખ તો ન પડ્યું હોય એ વિચારે તેણે કેટલી રાત્રીઓ બેચેનીથી વિતાવી હતી. ઝૈનબના સુખી હોવાનો શું આ દૈવી સંકેત ન હતો! જુદા જુદા આવા વિચારો તેના મગજમાં આંટી ચક્કર લગાવવા લાગ્યા આખરે તે એક સત્ય તારવી શક્યો. યુસુફ પૈસે ટકે સુખી હતો. ઘરમાં વૃદ્ધ મા સિવાય બીજું કોઈ ન હતું. એવું યુસુફના સંબંધમાં વૃદ્ધે કશું સાંભળ્યું ન હતું જેથી ઝૈનબના સંસારમાં દુઃખ હોવાની જરીકે શંકા કરી શકાય વૃદ્ધને ખાતરી થઈ ગઈ; ઝૈનબ સુખી હતી સ્વપ્ન પછી વૃદ્ધની પહેલાની બેચેની ભાગી ગઈ. લાંબા સમયની ઝૈનબને સુખી જોવાની તેની તીવ્ર ઇચ્છા જાણે આ દૈવી સ્વપ્ને પુરી પાડી વૃદ્ધ ફરી બેઠો થયો. તેણે એક નિશ્ચય કર્યો, ઝૈનબને એક વાર મળી આવવાનો.

× + ×

ઝૈનબનો પતિ યુસુફ ગેહુંઓ જવાન હતો. જેવો એ મોજીલો હતો તેવોજ તેને મિત્રો પણ સાંપડી ગયાં હતાં રંગ સાથે તેવોજ

સંગ મળવાથી તે વધુ મોજશોખી બન્યો. ઝૈનબ પ્રત્યે તેને ખાસ પ્રેમ ન હતો. તે ભાગ્યેજ તેની દરકાર રાખતો. ઝૈનબ એ જોતી, સમજતી અને સમજીને અંદર અંદરજ બળતી. પતિ પાસે તેણે કદી મીઠો શબ્દ નહોતો સાંભળ્યો સાંભળવાની આશામાં તે દિવસો વિતાવ્યે જતી હતી.

વૃધ્ધ સસુરનું અસ્તીત્વ ઘરમાં નહી જેવુંજ હતું. પરંતુ પુત્રના ઉપર તેને અસીમ પ્રેમ હતો. યુસુફ કદી મીઠા શબ્દ બોલતો તો તે માતા આગળજ અને એ પ્રેમને લીધેજ તે ઘેર આવતો હતો નહિ તો ઘરની જરૂર તેને બહુજ ઓછી રહેતી હતી. ઝૈનબને, નહોતું સમજાતું કે તેણે શું કરવું? સાસુ તો પુત્રને એકેય શબ્દ નહોતી કહેતી કદી કહેતી તો તે માત્ર ઝૈનબનેજ. પુત્રની ભૂલ તેને કદી નહોતી જણાતી. રહ્યો યુસુફ તો તેને ઝૈનબની ઝાઝી દરકાર ન હતી. યુસુફની પ્રત્યેક દિલચાલની ઝૈનબને ખબર હતી તે જાણતી હતી કે તેનો પતિ નશો પણ કરતો હતો. તેની સઘળી મોજથી તે પરિચીત હતી. પરંતુ તેને એકેય શબ્દ કહેવાનો અધિકાર ન હતો. તે નહોતી સમજી શકતી કે તેણે શું કરવું? શું આ પ્રમાણે નિરસ જીવન જીવ્યે જવું? બહુ વિચારને અંતે આખરે તે એક નિર્ણય ઉપર આવી, સઘળી હિંમત ભેગી કરી તે યુસુફ સૂતો હતો ત્યાં જઇ ઉભી રહી યુસુફ આમ ઝૈનબને ઉભેલી જોતાં પહેલાં તો કશું ન સમજ્યો તે જરા સ્વસ્થ થયો અને મૂક ઉભેલી ઝૈનબને પૂછ્યું. "કેમ શું છે?" આવો બેદરકાર પ્રશ્ન સાંભળી ઝૈનબ પહેલાં તો જરા ડગમગી પરંતુ સ્વસ્થતા જાળવતાં તે બોલી, "તમારી માફી માગવા આવી છું!'

"માફી!" યુસુફ આશ્ચર્યથી બોલ્યો:

"શો ગુન્હો કર્યો તેં!"

"તેની મને ખબર નથી." પહેલાં જેટલીજ શાંતિથી તે બોલી

"ખબર નથી!" યુસુફનું આશ્ચર્ય વધતું જતું હતું.

"હા, જે ગુનાહને લીધે તમે મારાથી દૂર દૂર રહો છો તેની માફી ચાહું છું." આખરે ઝૈનબે સ્પષ્ટ કર્યું.

"જે ગુનાહથી હું દૂર રહું છું." ઝૈનબના શબ્દો યુસુફે પાછા ઉચ્ચાર્યા. "હું દૂર રહું છું" તે બબડ્યો. "કારણ ગુનોહ થયો છે." તે મનમાંજ બોલ્યો. "શું? કોણે?" એકાએક તેના મગજમાં પ્રશ્નો ઉપસ્થિત થયા ને તેને જવાબ પણ મળી ગયો. જવાબ મળતાંજ તેની આંખોમાં રતાશ આવી ગઇ સંધ્યાની ઘેરી રતાશ. "હા હું ગુનેહગાર છું તે બતાવવા આવી છે? નીચ?" ને બરાડી ઉઠ્યો. ઝૈનબે આવા પરિણામની આશા નહોતી રાખી ને મુંઝી ઉઠી "હું ગુનેહગાર છું તેથી તને શું પડી છે? કમીની!" તે ઉભો થયો. ઝૈનબની નજીક ધસી ગયો ઝૈનબ ધ્રુજતી ઉભી રહી હતી, તેની આંખોમાંથી દડદડ કરતા અશ્રુઓ સરકી પડ્યા પાછળ હાથમાં લઇ ગાલ ઉપર દબાવ્યો. તમ્મર આવ્યા હોય તેમ તેને લાગ્યું. એ પતિનો તમાચો હતો. દુઃખ ઉપર આહ ન કરવાનો તે આજ પાઠ શીખી. એ બનાવ પછી ઝૈનબની સ્થિતી વધુ ખરાબ થઇ ગઇ. યુસુફ તો દૂરનો દૂરજ રહ્યો અને તેને નજીક લાવવાના સ્વપ્નોના ભાંગીને ભુક્કા થઇ ગયાં. ઝૈનબ છાના અશ્રુ સારતી અને મનમાં મનમાં બળ્યે જતી. આજ આ ઘરમાં તેનું કોઇ ન હતું. દિલાભાર હલકો કરવાને અહીં તેને કોઇ સ્થાન ન મળ્યું સહાનુભુતીના બે શબ્દો કહેનાર અહીં તેને કોઈ ન જણાયું. એ વખતે તેને

વૃધ્ધ પિતા યાદ આવ્યો. સ્નેહથી તેના ખોળામાં માથું ઝુકાવી હૃદય વેદનાને હલકવવાનો તેને વિચાર થયો. પરંતુ તેઓ તેનાથી કેટલે દૂર હતો ?

+ × +

(૫)

પિતાને એકાએક આવેલ જોતાં પહેલાં તો ઝૈનબે ખૂબ શાંતિ અનુભવી. આજ એનુ કોઇક એની પાસ છે એ જાણતાં તેને ખુબ શાંતિ મળી. કેટલાય દિવસ થયા તે વેદનાનો ભાર હલકો કરવા કોઇ આશરો શોધી રહી હતી, તે આજ તેને ખુબ સતોષ થયો. એકાંત મળતાં વૃદ્ધ પિતાને એકે માથુ ઝુકાવી હૈયા-ભાર હલકો કરવાની વધતી જતી ઇચ્છાને એક દિવસ એકાંત પણ મળી ગયુ. બન્ને પિતા પુત્રી એક ઓરડામાં બેઠાં હતાં. રાત તદ્દન શાંત હતી યુસુફ હજી ઘેર નહોતો આવ્યો વૃદ્ધ સાસુ બહાર આરામ કરી રહી હતી ઝૈનબને આ તક ઠીક જણાઇ. તેણે પિતા તરફ જોયુ તે માથું નમાવી વિચાર ગ્રસ્ત સ્થિતિમાં બેઠો હતો. તેણે હિંમત ભેગી કરી ને ઉઠી ઉભી થઇ અને વૃદ્ધની છેક નજીક જઇ ઉભી રહી. પગરવ સાંભળતાજ વૃધ્ધે માથુ ઉચું કર્યું "બેટા" તે બોલ્યો "આવ બેસ અહીં" ઝૈનબ તેની પાસ બેસી ગઇ. વાત કેમ કરવી તે તેને સુઝતું નહતુ તેની આંખો ભીની થઇ ગઇ. આખરે તે સ્વસ્થ થઇ. ભીનાં પાંપણો લુછી નાખ્યાં પણ ને કાંઇ બોલે તે પહેલાંજ વૃદ્ધનો ધીમો કર્કશ અવાજ તેને કાને અથડાયો. 'બેટા, આજ તને મારે દિલની વાત કહેવી છે. ઝૈનબને આશ્ચર્ય થયું. દિલની વાત તો તે કહેવા માંગતી હતી ? પણ તે કશું વિચારે તે પહેલાંજ વૃધ્ધે આગળ કહેવા માંડયુ "જીવનનું દુઃખ તને નહિ કહું બેટા. તારો આ વૃદ્ધ બાપ જીવનમાં ખૂબ દુઃખ જોઇ ચૂક્યો છે. તારી માતા મરણ પામી ને દુઃખનો હું એકલો ભાગીદાર થયો. દુઃખ હળવુ કરવામાં ભાગ લેતી તારી મા મને એકલો મૂકી સુખી થઇ." કહેતાં વૃદ્ધનો સાદ ગળગળો થઇ ગયો. વૃધ્ધે ડોક ફેરવી લીધી. ઝૈનબ સમજી ગઇ. વૃદ્ધ આંસુને ખાળવા યત્ન કરી રહ્યો હતો થોડીવાર થંભી જઇ તેણે આગળ ચલાવ્યું "બેટા વધું શું કહું ? આ જગતમાં તારા સિવાય મારૂં કોઇ નથી. આંખ તો ગઇ હતી બીજી પણ ખોવાઇ અને હું સાવ નકામો થઇ ગયો છુ. એક આંખમાં તારી માતાની છબી જોતો હતો; આજ બીજીમાં તારી જોઇ રહ્યો છું. ઝૈનબની આંખો ભીની થઇ ગઇ. તેણે હળવેથી પાલવને આંખો ઉપર દબાવ્યો. "તું મોટી થતી જતી હતી અને તને સુખી કરવાની મારી ઇચ્છા વધતી જતી હતી."

વૃદ્ધ બોલી રહ્યો હતો. આખરે તને પરણાવી. છતા દિલને સંતોષ નહોતો થતો. તને સુખી જોવાને માટે મારૂં હૈયું તલસી રહયું હતુ. તકદીર લીધે તો હું જીવી રહ્યો છું બેટા." કહેતા વૃધ્ધની આંખોમાંથી અશ્રુ સરકી પડયાં. તેણે હળવેથી આંખ લુછીને આગળ ચલાવ્યુ.

"જીવતાની બાકી ઇચ્છાઓ તો બધી અધૂરીજ રહી ગઈ માત્ર આટલી ઇચ્છા હતી તે આજ પૂરી થઇ. તને સુખી જોઇ બેટા મારૂ હૈયુ ખૂબ ટાઢુ થયુ" પછી વૃધ્ધે સ્વપ્નાની વાત કહી દુખી ઝૈનમ સુખની એ વાત સાંભળી રહી તેની આંખોમાંથી શ્રવણની ધારા વહયે રહી પિતાને તેના રૂદનની ખબર ન પડે માટે તે ધ્રુસકાને પરાણે દબાવતી રહી વાત પુરી થતા વૃધ્ધે ગાવુ ઝુમતી દીધુ, ને કહ્યુ "બેટા તારા પહેલા પુત્રનુ નામ તુ મુહમ્મદ અસ્લમ રાખજે" ઝૈનબથી હવે નહિ રહેવાયુ ને ધ્રુસકે ધ્રુસકે રડી પડી વૃધ્ધે વહાલથી તેનુ માથુ છાતી સાથે દબાવી દીધુ થોડી વાર પછી ઝૈનમ શાંત થઈ તે ઘડીભર માટે પોતાનુ દુખ ભૂલી ગઈ દિલની વાત તેણે દિલમાંજ દબાવી દીધી દિલને ઉઘાડી વૃધ્ધના કલ્પનિક સુખને છીનવી લેવાનુ તેને યોગ્ય ન લાગ્યુ વૃદ્ધ પિતાની સુખની સૃષ્ટિ ભાગી નાખવાનુ તેના દિલને ન ગમ્યુ જીવનમા દુખ જોઈ ચુકેલ વૃધ્ધના દુખી છતા સુખી સ્વપ્નને અખંડ નાખવાનો ઝૈનબે નિશ્ચય કર્યો

જીવનમા તેણે એક વધુ સફરનો ઘૂંટડો તે ગમે પી લીધો

* * *

તે એક દિવસે દુખી ઝૈનબે વૃધ્ધ પિતાને સુખની વિદાય આપી ને એક દિવસે આશી ર્વાદ દેનો વૃધ્ધ પુત્રીને સુખી સ્વપ્નો દુખમા છોડી ચાલ્યો ગયો

—: વાર્ષિક લવાજમ :—

| | |
|---|---|
| હિંદ અને સીલોન | રૂ. ૫) |
| બર્મા | રૂ ૬) |
| પરદેશ શી. ૧૦, | રૂ ૬॥ |
| છુટક નકલ | આઠ આના |

## ....સંગઠન સમાનતા....

'ખુરશીદ' ધોરાજવી

મંઝિલ! હા ..આપણી મંઝિલ અતિ દૂર છે ઘણી દૂર હા ..આપણો પથ લાંબો છે...અને બોજ ભારી છે. અને. અને રસ્તો કંટકોથી ભરપૈનો છે..પણ મંઝિલે પહોંચતા પહેલાજ આપણે કાં કપાઇ મરીએ? .કારણ આપણામા દેશપ્રેમ નથી ..બંધુપ્રેમ નથી અને ઐક્ય નથી

જો દેશપ્રેમ હોત તો આપણે આપણા દેશની તરક્કી ચાહત ..અને જો બંધુપ્રેમ હોત તો બંધુનું ભલુ ચાહત પણ...આજે કંઈ નથી બંધુ બંધુનો વેરી છે. ભાઇ પોતાના ભાઇનો દુશ્મન છે. બંધુ બંધુનુ ગળુ રેસવા આતુર છે. ભાઇના લોહીના તરસ્યે એનો ભય છે ..અને એથીજ આપણી મંઝિલનો રસ્તો વધુ ભયંકર બન્યો છે

તો પછી આપણે આપણી મંઝિલે પહોંચવા માટે શું શું કરવુ જોઇએ?

સંગઠન..

સમાનતા.

આપણામા ઉચ્ચનીચના ભેદ શા માટે જોઇએ?...બંધુ બંધુનુ ભલુ કરે ભાઈ ભાઈને માટે જાન આપે. ગળે લગે....

પછી જુઓ કે મંઝિલનો રસ્તો આપણા માટે ફૂલનો રસ્તો થઈ જશે ..અને. અને. તે સમાનતા અને સંગઠન નકશાથી ઝગમગી ઉઠશે

## નવું સરનામું

'કારવાં' ઓફીસ નીચેના સરનામે ખસેડવામા આવી છે

વહશી સાહિત્ય કાર્યાલય,
એમ એમ પી લેન,
રાંદેર.

# સુન્ની વહોરા કોમે સાંધેલું સુંદર તાલીમી સંગઠન

કોસંબા મુકામે તા. ૨-૩-૪૭ને રવીવારનાં ઝોહરા બાદ નર્મદા નદીની દક્ષિણ હદથી સુરત જીલ્લાની અંતિમ દક્ષિણ હદ સુધી (જેમાં રાજપીપળા-વરોડા-સચીન સ્ટેટનો સમાવેશ થાય છે)મા વસતા સુન્ની વહોરા કોમના આગેવાન સદગૃહસ્થોની એક પ્રચંડ પ્રાથમિક સભા સુન્ની વહોરા કોમની તાઅલીમી પ્રવૃતી અને તે અંગેની કોમની જરૂરીયાતો પૂર્ણ કરવા, મસવેરો કરવા માટે ગજજઉલ અહબાબના આશ્રયે કેળવણી શુભેચ્છક અને દનવીર શેઠ-મી. હાજી અહમદ યુસફ બોટાવાલા સાહેબનાં પ્રમુખપણાં હેઠળ મળી હતી.

કલામે શરીફની તિલાવત બાદ બહારગામથી આવેલા શુભેચ્છક સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા. જ. ઇબ્રાહીમ પટેલ સાહેબે મેહમાનોનું ભાવભીનુ સ્વાગત કરતાં કહ્યું હતું કે: કોમની પ્રવૃતીનો નવજીવન અને નવચેતનનો પાયો કોસંબામાં નંખાઈ રહયો છે તેવા કોસંબાનુ નામ કોમનાં ઘડતરનાં ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે:

ત્યાર બાદ જ. મી મોહમ્મદ દાવજી દાદાભાઇ સાહેબે ભેગા થવાનો હેતુ રજુ કરતાં જણાવ્યું હતુ કે આ સસ્થાનો હેતુ કોમમાં ભાગલા પાડવાનો નથી પરંતુ તેને વ્યવસ્થિત કરી સુન્ની વહોરા કોમનાં તેમજ સુરત જીલ્લાનાં બીજા મુસ્લિમ બાળકોને સ્કોલરશીપો, બોર્ડિંગ હાઉસોનો બદોબસ્ત કરવાનો છે. સાથેજ સુન્ની વહોરા કોમની તાલીમી રૂપરેખાઓ દોરી કોમમાં કેળવણીનો શોખ ઉત્પન્ન કરવા કેળવણી વીનાની અંધકારમાં પડેલી કોમને ઉન્નતીએ લાવવા અને તે અંગેનાં યોગ્ય હેતુઓ તેમજ મુદ્દાઓ રજુ કરી કોમને એક આવશ્યક સોસાયટી સ્થાપનાં કરવા ભારપૂર્વક જણાવ્યુ હતુ. જે ઉપર શ્રોતાજનો તાલીમી નિષ્ણાતોએ લગભગ ત્રણ કલાક ખુલ્લા હૃદયે ચર્ચાઓ કરી મી. મોહમ્મદ દાવજી દાદાભાઈ સાહેબની વિનંતીને હર્ષનાદે વધાવી લીધી હતી અને સુન્ની વહોરા કોમની તાલીમ માટે **"સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટી"**ની સ્થાપના કરી તાલીમી નિષ્ણાતોની એક બંધારણ કમીટી નીમી ઉપરાંત ઉપરોકત વિસ્તારોના ગામોના ગ્રુપ વાર પ્રચાર કમીટીઓ નીમી તે ઉપર દેખરેખ રાખવા એક સુપરવાઇઝીંગ કમિટીની નીમણુંક કરવામાં આવી હતી.

સાઉથ આફ્રીકાનાં સદ્‌ગૃહસ્થોનાં અપુર્વ ઉત્સાહ સહીત એક સાઉથ આફ્રીકા ખાતેની નીચે મુજબની વગદાર અને સેવાભાવી ગૃહસ્થોની ચંદા કમીટી યોજવામાં આવી હતી

૧ શેઠ મી અહમદ યુસફ બોટાવાલા (રાંદેર) ૨ મી. મોહમ્મદ દાવજી દાદાભાઇ (સુરત) ૩ શેઠ અહમદ યુસુફ લેહેર (આલીપોર) ૪ શેઠ દાઉદ મોહમ્મદ લોખાત (કઠોર) ૫ શેઠ ઇબ્રાહીમ અહમદ વાવ્લીયા મુલ્લા (ખોલવડ) ૬ શેઠ સુલેમાન અહમદમીયાં (સીમલક)

અંતમાં હાલનાં કામોની વ્યવસ્થા કરવા હાલ તુર્ત માટે ઓ. સેક્રેટરી તરીકે ડો. એમ ઇ. કાઝી સાહેબની નીમણુંક કરી બંધારણ કમિટીને બંધારણ તૈયાર થતાંજ સંસ્થાનાં બંધારણ મુજબ આફ્રીકા જવા અને ચંદાનાં કાર્યને તાકીદે હાથ ધરવા તેમજ પ્રચાર કમીટીને પોતાનાં રિપોર્ટો વહેલાંમાં વહેલી તકે તૈયાર કરી તા. ૩૦-૪-૪૭ સુધી સભાના પ્રમુખ જનાબ અહમદ યુસુફ બોટાવાલા સાહેબ પર મોકલી દેવાની સુચનાઓ કરવામા આવી હતી. જે પછી સભાનું વિસર્જન થયુ હતુ.

# ....આંખોમાં....

[દરેક પંક્તિની પહેલી લીટીના પ્રયોજક 'શમીમ' અને બીજી લીટીના 'કાદિર' છે]

નથી કંઇ તેજનો ચમકાર હે દિલ્દાર આંખોમાં,
મજાવીને છુપાવી છે તમે તલ્વાર આંખોમાં.
બનુ છું મસ્ત ને નિર્ભાન બસ તુજને નિહાળીને,
છુપાયેલી મદિરા પીઠ છે હે! યાર આંખોમાં.
તમારી આંખના કાજલને હું કાજલ કહું શાને ?
દિસે છે શ્યામ વાદળનો કોઇ આકાર આંખોમાં.
તમે આવો ન આવો એની કંઈ પરવા નથી મુજને,
છુપાઇને કરૂં છું નિત્ય હું દીદાર આંખોમાં.
બની તલ્લીન તારા ધ્યાનમાં હું મસ્ત થાઉં છુ,
તમે વાસો કરો છો પણ ફકત પલ્વાર આંખોમાં.
ભયંકર આગ લાગે છે પડે છે જ્યાં નજર તારી,
સળગતા જીવતા ભર્યા છે શું અંગાર આંખોમાં
અમે તો પુષ્પ ધારી આંખથી આંખો મિલાવી પણ
હતા શુક્તિથી સખેલા હજારો ખાર આંખોમાં.
તમારા થૈ ગયા સર્વે તમોને દેખનારાઓ,
શું એવું ચિત્તહર જાદુ છે હે સરકાર આંખોમાં.
અમસ્થો જોઉં તમને હું કંઇ ગાંડો નથી કિન્તુ
મને મસ્તી મળે છે આપની રસદાર આંખોમાં.
સફળ જીવન થશે મારૂં ઉમીદો પૂર્ણ થૈ જાશે
સમાવી લો મને જો પ્યારથી પલ્વાર આંખોમાં
ઘટા કાળી વસંતી લહેર મુજને યાદ આવે છે
તમે કાજલ ન આંજો નિત્ય વારંવાર આંખોમાં.
ફિદા શાને ન થાઉં આપની ઉગતી જવાની પર
વળી છાનો છે મારી ઝિંદગીનો સાર આંખોમાં.
અમોલાં એ રતનનો હાર ના શાને બનાવી લઉં ?
મને આવે છે અશ્ર આજ પારાવાર આંખોમાં.
મહોબ્બતમાં જીગર, દિલ, જાન, ગર્દન શું કે મસ્તક શું
નિહાળું છું ફિદા મારો સકળ સંસાર આંખોમાં.
કમળના પુષ્પ સમ છે હે! "શમીમ" એના નયન કાળાં
નિહાળું છું હું "કાદિર" પુષ્પ શું ? ગુલ્ઝાર આંખોમાં.

'કાદિર'-'શમીમ' ધોરાજવી

# ઉર્દૂ લિપિ માટે એક આગેવાન-અભિપ્રાય.

[અમદાવાદ-લેખક મિલનના ઉપક્રમે થએલા વાર્તાલાપમાંથી.]

પ્રશ્ન:-ઉર્દૂ લિપિ મુસ્લિમ રાજકર્તાઓની સાથે આવી છે. અને તે માત્ર ૩૦૦ વર્ષ જૂની છે. જ્યારે દેવનાગરી ત્રણ હજાર વર્ષથી ચાલતી આવી છે. વળી તે શાસ્ત્રશુધ્ધ છે. આજે હવે ઉર્દૂ લિપિની હિમાયત કરવામાં આવે છે તે મુસલમાનોને જીતી લેવા માટેજ ને?

જવાબ:-હું દેવનાગરી લિપિનો ભક્ત છું દેવનાગરી-સંસ્કૃત ભાષાની વર્ણ વ્યવસ્થા શાસ્ત્રશુધ્ધ છે પણ લિપિમાં શાસ્ત્રીયતા નથી. જ્યાં વર્ણ ધ્વનિનું સામ્ય હોય ત્યાં આકૃતિ સામ્ય હોવુ જોઇએ એ તેમાં નથી બાળબોધ અને ગુજરાતી લિપિને મુકાબલે ઉર્દૂ જે ઝડપે લખાય છે તે ઝડપ દેવનાગરીમાં નથી. માટે દેવનાગરી લિપિ ભલે ૩ હજાર વર્ષની જૂની હોય તોયે એમાં સુધારો નહિ કરીએ તો એ ટકી શકવાની નથી. એટલુ ધ્યાનમાં લેવાવુ જોઇએ કે દેવનાગરી લિપિ લિપિની વ્યાખ્યા પ્રમાણે ઝડપથી લખવાની દ્રષ્ટિએ ઉર્દૂ અને રોમન લિપિની સરખામણીમાં હારી જાય છે. પછી ઉર્દૂ ભલે રાજકર્તાની સાથે આવી હોય. ઉર્દૂ ગમે તેમ તો અહીં આવીને સ્થિર થઈ છે. આપણા સાધુ સંતો પણ એ લિપિ વાપરે છે. હમણા સિંધમા પ્રવાસ કરતી વખતે રાજકારણ સાથે કોઇજ સબંધ નથી એવા સાધુઓને ઉર્દૂ વાપરતા મેં જોયા છે. લોકોએ એ લિપિને અપનાવી લીધી છે. પંજાબના તમામ લોકો એ લિપિમાં લખે છે. અને ત્યાં દેવનાગરી લિપિમાં સામયિકોને ટકવામાંય મુશ્કેલી પડે છે. સ્વામી શ્રધ્ધાનંદજીનું ઉર્દૂ સાપ્તાહિક દેવનાગરીમાં છપાતાં એકજ માસમાં એને બંધ કરી દેવું પડ્યું. પંજાબના સનાતનીઓ પણ ગાયત્રી મંત્ર ઉર્દૂમાં લખે છે. ભગવદ્ ગીતા તો એમાં છપાએલી મેં જોઇ છે. એટલે મુસલમાનોની ખુશામત કરવા ખાતર હું આ હિમાયત નથી કરતો. આ ઉપરાંત ઇરાન, અફઘાનિસ્તાન, અરબસ્તાન વગેરે દેશો સાથેના આપણા સંબંધો વિકસાવવાની શક્યતાને પણ ધ્યાનમાં લેવાવી જોઇએ. આજથી સો વર્ષ સુધીની આવશ્યકતાને લક્ષમાં લઇએ તો એ લિપિ અનિવાર્ય બને છે

## ઉર્દૂ લિપિ મુશ્કેલ છે?

પ્રશ્ન:-પણ દક્ષિણની દ્રાવિડી પ્રજાનું શું!

જવાબ:-યુ. પી માં આજે તમામ શાળાઓમાં બે લિપિ છે. દક્ષિણમાંના ૨૮ વર્ષના રાષ્ટ્રભાષાના પ્રચારથી ત્યાંના લોકો આ અંગે વિચારતા થયા છે એમને માથે આનો બોજો વધારે છે એ ખરૂં. હું તો હવે અનુભવથી કહી શકું તેમ છું કે લિપિનો અંતરાય ન હોય તો હિંદુસ્તાનની ૧૬ ભાષાઓ ત્રણ વર્ષમાં સારી રીતે આપણે સમજી શકીએ છીએ, પણ આપણે પ્રયાસજ કરતા નથી. કોલેજમાંથી બહાર નીકળતાં એવા થાકી જઇએ છીએ કે બીજી લિપિ શીખતાજ નથી માણસ ધારે તો ઘણું કરી શકે પ્રેમ હોય તો ગમે તેવી મહેનત પણ મીઠી લાગે છે.

પ્રશ્ન:-ઉર્દૂ શીખવી અતિશય મુશ્કેલ છે બે મહાન પુરૂષો પણ નિષ્ફળ ગયા છે બાળાસાહેબ ખેર ૭ વાર ઉર્દૂ શીખ્યા અને ભૂલી ગયા. બીજા આચાર્ય કૃપલાની. કૃપલાનીજીએ તો જણાવ્યું છે કે ઉર્દૂ લિપિ શીખવી એ એક ભ્રમજ છે. આવી લિપિને સરળ બનાવીને લોકો પાસે પહોંચાડી કેમ

શકાય ?

જવાબ–લિપિ શીખીને ભૂલી જવું એ ગુણ કાંઈ એકલી ઉર્દૂનેજ નથી એ કોઈ પાણીમાં તરવા જેવી કલા થોડીજ છે કે એક વાર શીખીએ એટલે ભૂલી ન જવાય! રૂપલાનીજીને ઉર્દૂ લિપિ નથી આવડતી એ વાત ખોટી છે ખેર સાહેબે મને કહેલું છે કે અરબી ફારસીના સ્પેલીંગ મને અઘરા લાગે છે મેં એમને જણાવ્યું હતું કે અરબી ફારસીના સ્પેલિંગોને અપણે આપણી રીતે લખીને આપણા મનની વેરા જોઈએ ખુદ ખેરસાહેબેજ મને કહેલું છે કે તેઓ મોરારજીભાઈ ઉર્દૂમાં કાગળો લખે છે

## રોમન લિપિનો વિરોધ શા માટે ?

પ્રશ્ન–તમે રોમન લિપિનો વિરોધ શા માટે કરો છો ? પરદેશી છે માટેજ ને ?

જવાબ–તેના ભૂણીઆ સારા દેશમાં તેજ સ્વદેશી કહેવાય રોમન લિપિના ભૂણીઆ અહીં નથી પણ એના કરતાંએ વધારે મોટી બાબત તો એ છે કે રોમન લિપિ નામદાયક છે ઢંગધડા વગરની છે એના કરતા તો ઉર્દૂ લિપિ સારી છે રાજ્યકર્તાની લિપિ હોવા ઉપરાંત એમાં કંઈ ગુણ નથી અને એનો કોઈ દોષ નથી પણ આપણે ત્યાં એ ચાલવાની નથી રૂ. ૩૦૦ વરસથી ફેલાઈ છે રોમન લિપિ ફેલાઈજ નથી શબ્દો તો ભાષાના પેઠે જાય છે એ તો એક બાજુ બાજુમાંથી આવેજ જાય ને ગુજરાતીમાં પણ અંગ્રેજી ભાષાના શબ્દો ક્યાં ઓછા છે ? એજ રીતે ઉર્દૂ આપણા સમાજના ઉત્તર પ્રાન્તમાં ફેલાયેલી છે કોઈ નહિ તો એને શીખવાનો હક તો કોઈ ને જ

—'કાકા કાલેલકર'

## દિવ્ય તરંગો !....

હતું ઘર બનેલું કોઈ વૃક્ષ-ડાળે,
થતા ધ્વનિઓ મીઠા કો' પક્ષિ-માળે
પરંતુ ન જોઈ શકી તે સૃષ્ટિ,
ક્યો નથી તેનો કોઈ વિશ્વ-માળે !

* *

જે દિલે છે પુષ્પની કોમળ કળી
જીંદગી હમણાંજ તેને છે મળી
પણ અરે ! કરમાય જાગે તે વળી ?
આભના ચમકી રહી છે વિજળી !

*

બાગનો માળી જુએ ગુલ-ખારને,
પરખી ખુનમુક્તની અશ્રુ-ધારને
એ છતાં સમજે ન કોઈ જગ મહીં
મોહથી ભરપૂર જીવન-સારને !

*

દુઃખ તણા દિનમાને કાપું છું
આત્મ-બળને સદા હું માપું છું
આશ-કિરણોને વેરી અંતરમાં
બાગ્યના ભાગ્યને ઉથાપું છું !

*

દિલનું એક એક પડ ઉથાપીને
વેદના દિન તણી હું માપીને
હર્ષ-આંસુ દઉં છું સદા,
પીડ દુઃખો તણી હું થાપીને !

*

આશને દિલ મહીં જે થાપી દઉં
વ્યથા-જીવનને હું ઉથાપી દઉં
માંગ ! શું જોઈએ છે હવે ?
શિર નો શું દિલ-જિગર હું કાપી દઉં

*

હા, ચમન પણ કદિ રંગ ખાય છે
વૃધ્ધાવસ્થા જોઈ તે શરમાય છે,
પણ જ્યાં 'ખામોશ' જો ઉપવન મહીં,
પુષ્પ દિલને પછી કરમાય છે !

—'ખામોશ'

## ....સફર કરૂં છું....

જોઇને ઝિંદગીનો હું ધ્વસ થરથરૂં છું,
શું યતનાઓ જોઇ જીવનથી હું ડરૂં છું?
રે! ઝિંદગીની ઉલ્ટી મૃત્યુ દરવાજ છે કે?
મૃત્યુને કલ્પતાં હું પરલોકમાં વિચરૂં છું,
આશા નિરાશા આવે જીવનમાં કેંઇ ભારી,
શું હું નિરાશા જોઇ આશાને ચરદરૂં છું?
તારીજ યાદ કરીને હળવા બને છે દુઃખો,
બેચેન ઝિંદગીમાં હુ ચેનથી ફરૂં છુ.
ઉત્સુક જીવનમાં તો યે શોધી શક્યો ન કિન્તુ,
મળવાને તુજને માલિક હાવાં હું તરવરૂં છું.
જંગલને ઝાડીઓમાં પહાડો અને ગુફામાં,
દર્શન થયું ન જેનું દિલમાં તે હુ રગરૂં છું.
બુઝી જઇને દિપક થાશે જીવનમાં અંધકર?
પ્રગટાવ કો અચળ દિપ એવું હું ઉચરૂં છું.
જોઇને પ્રેમ જ્યોતિ દિલમાં હું હર્ષ પામુ
દીવાનો થઇ પતગ સમ દિપક પર ચળભરૂં છુ.
અંધકાર મય જીવનમાં તું માત્ર છો પ્રકાશ,
તારા ભરોસે માલિક જીવન સફર કરૂં છુ.
વટોળ અનેક ઉઠે "મનસૂર" જીવન માંહી,
મુજને બચાવવાને હે તાત! કરગરૂં છું.

—'મનસૂર'



## ....ખાતો જાઉં છું....

ગીત મુકિતના સદા દિનરાત ગાતો જાઉં છું,
ને ખટકતા ખાર વચ્ચે પણ વિકસતો જાઉં છું.
ભાગ્ય કેવા છે અનેરા આહ મુજ બરબાદના,
એક કદમ આગળ ધપું છું ને ખપસતો જાઉં છું.
જ્યારે આવે છે મને ખારી ગુલામીના વિચાર,
તે ચમકતી શમશીરોને હું યદ કરતો જાઉં છું.
શું કરૂં ફરિયાદ! ફરિયાદને લયક નથી!
એટલે ગ્રીષ્મ સમી એક આહ ભરતો જાઉં છું.
પ્રગતિ ચૂમે છે આવીને સ્વયં મારા કદમ,
-ઠોકરો જગની હું જ્યારે જ્યારે ખાતો જાઉં છુ.
ખુશી હાથે જગથી જાવાનો નથી કંઇ ગમ મને.
મારી પાછળ એક અનોખું વિશ્વ રચતો જાઉં છું.
છે ભયાનક કાળથીએ મારી કથની કે 'અદીબ'
જે ઘડીભર યાદ ગણીને વીસરતો જાઉં છું.

—'અદીબ' કુરેશી



# ........મુ કિલ.......

અનુવાદક ' અહમદ મુહમ્મદ પટેલ

જમાલને મે પહેલી વાર જોયો, તો હુ ડરી ગઈ. તેની મોટી મોટી લાલ અને ભયંકર આંખો જોઇને હુ તો ભયથી વિહ્વળ બની ગઇ હવે તો એવુંજ ઇચ્છયું કે માને વિટળાઇ પડુ, કે તે બોલી. 'શીરીં' એમનાથી ગભરા, એ તમારા પિત્રાઈ ભાઇ જમાલ છે. એમ કહીને તેમણે અર્થસૂચક હળવુ સ્મિત કર્યું. તેમની સાથે વિનય, વિવેક અને શિષ્ટાચારપૂર્વક મળવાને બદલે મને ત્યાંથી નાસી જવાનું મન થયુ, પણ મારી માતા મારી સાથે હતી એટલે હું તેમ કરી શકી નહિ એમનો ક્રોધ અપમાન અલ્લાહરીઝ-ખુદા કોઇને એનો અનુભવ ન કરાવે મે બીતા બીતા અને અચકાતા અચકાતા અને કહીજ દીધુ: "ભાઇજાન આદાબ" અને મારી આંખો આકાશમા ઘેરાયેલા વાદળો પર સ્થિર થઈ ગઇ જમાલે કદાચ મને તિરસ્કૃત નયન નિહાળી હતી "શીરીંને મે જોઈ હતી ત્યા ઢીંગલી જેવી હતી, હવે તો માશાઅલ્લાહ તે મોટી થઈ ગઈ છે

મને ક્રોધ ચઢી આવ્યો. ઊફ! મારા માટે એવો અભિપ્રાય આપવાનો એને શો અધિકાર છે? મારા માથા પર ઠરચગીઓ પડી ગઇ અને આકાશમા વાદળો ગતિમાન થઇ ગયા. "ડિસેમ્બરમાં એ પૂરા અઢાર વર્ષની થશે" માએ કહ્યુ 'અઢાર વર્ષની!" જમાલે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું જાણે, કે એમને ઠચક વાગ્યો ન હોય! "હા હા, પૂરા અઢાર વર્ષની" માએ એમના વિશ્વાસ અપાવવા માંડયો મારી દ્રષ્ટિને વાદળો પરથી ખસેડીને સાંજે પાંખો પાંખીને અને સેલપેલ થઇને પોતાના માળામા જતા પખીઓ પર ખોડાઈ.

"અઢાર વર્ષની થઈ ગઇ છે અને હજી લગી તમે એને જેમજ—"

તે કહેતા કહેતા થભી ગયો હુ તેના અધૂરા ફકરાનો ભાવાર્થ સમજવાના પ્રયાસો કરવા લાગી હુ ગમગીન થઇ ગઇ, કોણ જાણે કેમ? "શુ કહુ જમાલ? કોઇ સરૂ ઠેકાણું દ્રષ્ટિગોચર થતુ નથી?" માએ કહ્યુ.

હવે હુ એ વાર્તાલાપનો આશય સમજી ગઇ, અને તો જમાલ પર વધુ ક્રોધ ચઢયો. જુઓ તો ભલા મારી સામેજ એવી વાત કરતી એ કયાંની સસ્કૃતિ છે! ઊફ!

મે મારા પગને ગરબે કરી દીધો, ને ચીસ પાડી "ઓહમા! હુ તો પડી ગઈ"

પછી તો મે મોટી મોટી ચીસો પાડવા માંડીને માને બીવડાવીજ દીધી

માએ મને ઉઠાવી તો મે રડતા રડતાજ કહ્યું "મા કદાચ પગ મચકાઇ ગયો હશે, સખ્ત દર્દ થઇ રહ્યુ છે'

જમાલ મારો પગ દબાવવાને નીચો નમ્યો

"સારૂ તો એજ છે, કે આપણે અહિંથીજ પાછા ફરી જઇએ" જમાલે કહ્યુ.

મે એક વધુ ચીસ પાડી "મા, મારાથી તો ચલારો પણ નહિ."

મા તો લાચાર થઇ ગઈ તે દિવસનું ફરવા હરવાનું તો અહિંથીજ અટકી ગયુ.

જ્યારે ઘરે પહોંચી તો ઘરની મામા દ્વારા જણાયુ કે આવતી કાલે જમાલની માતુશ્રી પણ પધારવાના છે, તેની મોઘમ વાતો પરથી જણાયુ કે મને જમાલ સાથે બાંધી દેવાની વેતરણો થઇ રહી છે.

મારા માનસની સપાટી પર જમાલની મોટી મોટી લાલ લાલ અને ભયકર આંખો નાચી ઉઠી અને એમ મારા પ્રારબ્ધની

સીડીઓને અદ્રશ્ય થતી જોઇને હું તો ભયથી ધ્રુજી ગઇ. હવે તો ઇચ્છયું કે રડીજ દઉં ને જમાલ સાથે લગ્ન કરવાની નાજ પાડી દઉં.

તે રાત્રિયે મને નિંદ્રાજ ન આવી. તારલાઓ ચમકતા હતા. ચંદ્રિકાના શીતળ કિરણો ધરતીને ઝળહળાવી રહ્યાં હતાં. પણ હું તો અનિંદ્રાના અજંપામાં પાસાં બદલી બદલીને એજ વિચારતી હતી કે એનાથી શી રીતે મુક્તિ મેળવવી. તે મારી માતાનો એકનો એક ભત્રીજો હતો. મોટી કાકીનો પ્રસ્તાવ મૂકાતાંજ તે માની જશે, એનો તો મને સંપૂર્ણપણે પાકી ખાત્રી હતી.

સવાર પડી ગઇ પણ મારૂં દિમાગ કોઇ યુક્તિ પ્રયુક્તિ શોધી શકવા પૂરતું સામર્થ્યવાન નજ નિવડયું. બપોરે મોટી કાકી પણ આવી પડયાં. તેમણે આગળ વધીને મારી બલાઓ લીધી જમાલ મારા તરફ જોઈ જોઇને અર્થસૂચક સ્મિત કરી રહયો હતો. ક્રોધથી મારાં અધરો કંપી રહયાં હતાં. મનને ઘણુ માર્યું તથાપિ હું કોઇ પણ કામમાં ભાગ લઈ શકીજ નહિ

સાંજે જમાલ મારા ઓરડામાં આવ્યો, ને પૂછવા લાગ્યો. "ચાલો, શીરીં ફરવા જઇએ."

"નહીં." મેં તેના તરફ જોયા વિનાજ રૂક્ષતાપૂર્વક જવાબ આપ્યો. તે સહમી ગયો. પછી ચૂપચાપ બહાર ચાલ્યો ગયો.

હું કુર્સી પર બેઠી બેઠી મારા ભાવિની કાળી રેખાઓ જોઇ રહી હતી, કે પાસેના ઓરડામાંથી મોટાં કાકી અને માતુશ્રીનો ધીમા સ્વરે થતો વાર્તાલાપ સાંભળીને મારા કાનો ચમકી ઉઠયાં. વાર્તાલાપ એવી રીતે થઇ રહયો હતો, કે જાણે બહુજ છુપી વાતો ન હોય ! ઉહ ! એ તો મારા વિષેજ વાતો થઇ રહી હતી.

"તૌબાહ આપા ! એ કામ તમારૂં ને મારૂં છે. આપણી વચ્ચે નક્કી થયું, કે વાત પતી ગઇ ! એમાં છોકરીને તે વળી શું પૂછવાનું હોય ! તમને છોકરો પસંદ છે, કે નહિ !" મોટાં કાકી કહી રહયાં હતાં.

"ઠીક છે એ-એમાં વાંધોજ શો છે ?" માએ જવાબમાં કહ્યું.

"જેવી તમારી ઇચ્છા. મને એમાં શું વાંધો હોઇ શકે છે !" મોટાં કાકીએ કહયું.

પછી એ વાર્તાલાપ બંધ થયે. મને આશાની હળવી ઝલક દ્રષ્ટિગોચર થઇ.

× × ×

ચાંદનીની અજવાળી રાત્રિમાં હું એક પુષ્પ છોડ કને ઉભી હતી. એટલામાં જમાલ ત્યાં આવ્યો. ધીમે ધીમે મારી નિકટ આવ્યો. તે એક ફૂલ તોડવાને નમ્યો.

"શીરીં" મને તેના સ્વરમાં લજ્જાનો ભાસ થયો.

"જી, ફર્માવો"

"કેવી મોહામણી રાત્રિ છે." તેણે રોમેન્ટિક બનતાં કહયું.

"જી, હાં" મેં મૃદુ સ્વરે કહયું. તે મારી વધુ નિકટ આવ્યો. "આ આકાશનો વિશાળ માર્ગ જોયો, શીરીં ?"

"જી, હાં." વધુ મૃદુતાપૂર્વક કહયુ. તેણે વધુ નિકટ આવીને મારા વાળોમાં પોતાની આંગળીઓ ફેરવવા લાગ્યો. મને એ ન ગમ્યુ. આમ છતાં હું તો એવી રીતે મૌનજ રહી, કે જાણે કશુંજ થઇ રહયું નથી. અને તે વાયુ મંડળનાં વગાળભવનો ગણી રહયો હતો

"અફસોસ, એ વિશાળ રાજમાર્ગમાં આપણે બન્ને એક બીજાનો હાથ પકડીને ચાલી શકવાની સ્થિતિમાં હોત તો કેવું સારૂં

થાત !" એણે કોઇ અજબ અન્દાજમાં કહ્યું ને એ ઠંડી આહ ભરી. આ ઠંડી આહો કેવી! મે હયરાન થઇને પૂછ્યું. "હું એજ વિચારી રહી છું, કે" મે નિરાશાપૂર્વક કહ્યું. 'હાશ! આપણું મિલન પહેલાં થયું હોત તો કેવું સારૂં થાત!"

'શીરીં તમારા કહેવાનો શો અર્થ છે!" તેણે આશ્ચર્યસહ પૂછયું.

"શું કહું જમાલ, કે મેં મારો જીવન-સાથી ઘણા સમયથી પસંદ કરી લીધો છે" "જીવનસાથી" તેણે માગ વચ્ચોમાંથી પોતાની આંગળીઓ ખસેડી લીધી. 'અમે બન્ને કોલેજમાં સાથેજ ભણતાં હતાં, બી. એ સુધીનાં ચાર વર્ષો લગી સાથે રહીને અમે એક બીજાના વિચારો, ભાવનાઓ અને ઊર્મિયોનું સારી પેઠે અવલોકન કર્યું—અને પછી અને પછી—" હું આગળ કશું ન કહી શકી. મારો સ્વર રૂંધઇ ઉઠયો. 'અફસોસ હું તમારી સાથે પહેલાંજ મળત તો કેવું સારૂં થાત!"

"શીરીં, એ વાતનો મને ઘણો અફસોસ છે."

"શાનો અફસોસ, ભાઈજાન!"

'એજ કે મારે કારણે તમારી ઉર્મિયોને ઠેસ વાગી."

હું નિરૂત્તરજ રહી; તેમણે એક સુંદર ફુલ તોડીને મારા વાળોમાં ખોસી દીધું.

એ વેળા મનને તો એવુંજ લાગ્યું, કે એ ફૂલને પીંખીને ફેંકી દઉં. પણ એનું હૃદય દુઃખવવાનું ને તોડવાનું ઉચિત માન્યું નહિ.

'શું એક નિષ્ફળ પ્રેમીની તુચ્છ ભેટને ઠોકરાવશો?"

મને એના એ કથન પર હસવું આવી ગયું. તેજ રાત્રિયે જમાલ પોતાની માને કહી રહયો હતો, કે: "હું શીરીંથી કદિય લગ્ન કરનાર નથી." તે પરેશાનીભરી પરિસ્થિતિમાં પૂછી રહી હતી કે: "તું એની સાથે લગ્ન કરવાની શીદને ના પાડે છે? એમાં એવી તો શી ખોડખાંપણ તેં જોઇ?" બીજી સવારે મોટાં કાકી અને જમાલ વિદાય થઇ ગયાં હતાં, હું મારા ઓરડામાં, મારા અભિનયની સફળતા પર સ્મિત વેરી રહી હતી કે: "જમાલમિયાંથી કેવી રીતે મુક્તિ મેળવી! જો મારાં લગ્ન એની સાથે થઇજ જાત તો!"

આખું એવું કાળું ભાવિ દેખાવા લાગ્યું બહારથી મોટરનું હોર્ન સંભળાયું. જમાલમિયાં જઈ રહયા હતા, ને મારા કાળા ભાવિની રેખાઓ અદ્દશ્ય થઇ રહી હતી!

## ...દિવ્ય તરંગો!...

થાપ દુઃખોને કદિ આપી નહિં;
આહ તેઓની મે ઉથાપી નહિં.
થાય દુઃખ દર્દ પણ કદિ "ખામોશ"
વેદના દિલ તણી મે કાપી નહિં!

×

અશ્રુ જેમ પળમહીં આંખેથી સરીને;
વૃક્ષોનાં પાંદડાની પેરે ક્ષણમાં ખરીને
નિતારે સદા માનવી જીવનને જગ મહીં;
વૈભવ-વિલાસના વાસના નિજ હૈયે ભરીને!

×

જીવનની મૃત્યુ-કાળે તે વાતોને કરૂં શું?
વિતેલા સમય કાજે હું નિશ્વાસો ભરૂં શું?
કાં' સુખની પળો આજે ફરીયાદ કરીને,
"ખામોશ" અંત-કાળે પણ એમોને મરૂં! શું!

'ખામોશ'

૦

## ટુકડા

### (૧) તોડીરના...

જિગરમાં સંઘરી બેઠો છું કયાં હું તીરના ટુકડા;
દિલાવર દઇ રૂપાળા થઇ ગયા જાગીરના ટુકડા.
કરે છે આપનો પર્દો પ્રણય-તૌકીરના ટુકડા;
મને ડર છે કે મારૂં દિલ કરે ના ધીરના ટુકડા.
ન સમજો કોઇ મારાં આંસુઓને નીરના ટુકડા;
વહન આંખો કરે છે હર્ષથી રૂધીરના ટુકડા.
નથી થાતા; નથી થાતા દિલે દિલગીરના ટુકડા;
નઝરવાળા! નઝરથી કર હવે તસ્વીરના ટુકડા.
પ્રથમ કરશો તમે શમશીરથી શમશીરના ટુકડા;
તો આપો આપ થઇ જાશે પછી ઝંજીરના ટુકડા.
ન માનો ખ્વાબમાં કે ખ્વાબની તાબીરમાં કોઈ;
કરો તદબીર ને તદબીરથી તકદીરના ટુકડા.
ન શરમાઓ, ન અચકાઓ, ન છણકો કે, ન છેડઓ;
મહબ્બતથી નિકટ આવો કરી તાબીરના ટુકડા.
હજુ જોનાર તો જોતા રહે છે નિત્ય હમરંતા;
કોઈની બેવફાઇ ને કોઇની ધીરના ટુકડા.
તમારૂં માન શું "મજબૂર" રાખે કોઈ દુન્યામાં;
તમે પોતે કરી બેઠા છો ખુદ તોડીરના ટુકડા.

—'મજબૂર' જેતપુરી



### (૨) મનોહર નીરના...

સમયના હાથમાં આવ્યા સદા તદબીરના ટુકડા,
થયા છે ના થવાના કોઇ દિવસ હીરના ટુકડા.
નયનથી એક પણ વેહવા ન દીધી પ્રેમની ગંગા!
અરે, નાદાન! તેં દીધા મનોહર નીરના ટુકડા.
બધી વસ્તુમાં જગની મેં સદા એકજ અદા દીઠી,
હકીકતમાં છે દુન્યા કોઇની તસ્વીરના ટુકડા.

જગતમાં કોઇ દિવસ દુષ્ટતા ફાવી નથી શકતી.
દુઃશાસન પણ કરી શકતો નથી સદ્ચીરના ટુકડા,
અરેરે ! એક પણ મ.શા ન મારી થઇ શકી પૂરી,
થયા અંતરના ટુકડા જોઇ તારા તીરના ટુકડા.
ભલે દેવી પડે મ.રે 'હસી' નિજ પ્રાણ આહુતિ,
હૃદયના લોહિથી સાંધીશ હું તકદીરના ટુકડા.

—'હસી' શંદેરી

૦

(૩) જાગીરના ..

ગુનાહે.એ કર્યા છે જ્યારથી તકદીરના ટુકડા;
કરૂં છું પગમાં પહેરી ત્યારથી ઝંજીરના ટુકડા.
નઝર સામે થયા છે આહની તાસીરના ટુકડા;
અજાણ્યા તો કહે છે. છે કોઇ તસ્વીરના ટુકડા.
મળી જાશે તને પણ જોઇ લેજે કોઇ માથાનો;
ઉડી જાશે સિતમગર તું અને શમશીરના ટુકડા.
નિસાસા; આહોઝારી; હાયકારા; દુઃખ; અલમ; દર્દો;
બને જો ક્રૂર તો થઇ જાઇ બસ ઝંજીરના ટુકડા.
કદી હું પારથી પર દોષ આરોપત્નુ નથી કરતો;
હૃદય ખુદ પ્યારથી સંઘરે છે એના તીરનાં ટુકડા
ટકી શકતો નથી ખુદ કાળ જેવો કાળ પણ સામે;
ગરીબો પાસ છે બે ચાર એ જાગીરના ટુકડા.
તમારા સમ એ પલ્ટે છે તો પલ્ટે છે જગત આખું;
પ્રચંડ તાકાત રાખે છે દિલે દિલગીરના ટુકડા.
તમે જેનો કહો છો શબ્દ મીઠા શબ્દ એ "શૌકિન"!
અસર દિલ પર કરે તો થઇ શકે છે તીરના ટુકડા.

—'શૌકિન' જેતપુરી

# સાહિત્ય અને સાહિત્યકારોનું જીવન

: લખનાર :
'અન્જાન' પોરબંદર.

આપણે અકસર સાંભળીએ છીએ કે સાહિત્યને રાજનીતિથી દૂર રાખવું આવશ્યક છે. સાહિત્ય સંમેલનોમાં રાજનીતિજ્ઞોને જોઇ આપણા સાહિત્યકારો નારાજ થઇ જાય છે અને તેમનો બહિષ્કાર કરવાનો પ્રયત્નો કરે છે અગર આ ભાવનાનો અર્થ એમ થતો હોય કે સાહિત્યમાં રાજનીતિની જેમ "વિટંબણાઓ ન હોય તો એ સર્વને માન્ય હશે. પણ જો એનો અર્થ એમ હોય કે અમારા સાહિત્ય સેવકો દેશની રાજનૈતિક હિલચાલ અને ઘર્ષણથી દૂર નાસી પોતાની એક નિરાલી કલ્પિત દુન્યામાં રહેવા ઇચ્છે છે તો એ એક અફસોસજનક વાત છે. આ જગ્યાએ હું રાજનીતિને વ્યાપક અર્થના ઉપયોગમાં લઉં છું. રાજનીતિથી મારી મતલબ રાજનૈતિક દળ અને ચુંટણીઓથી નથી; પરંતુ સામાન્ય લોક-જીવનથી છે. કેમકે લોક-જીવન અને રાજનીતિને જુદા પાડી શકતા નથી. એટલે કોઇ પણ સાહિત્ય-સેવક દેશની રાજનૈતિક પરિસ્થિતિની અવહેલના-ઉપેક્ષા કરી શકતો નથી.

સાહિત્યનો લોક-જીવનથી તો અતૂટ સંબંધ છેજ, પરંતુ સાહિત્યકારોના જીવનના સંબંધની મહત્વતા આપણામાંથી બહુજ થોડા લોકોએ વિચારી કે સમજી છે. 'કલા કલાના માટે', 'સાહિત્ય સાહિત્યના માટે'ના વિરોધમાં 'સાહિત્ય અને કલા જીવનના માટે'નો અવાજ ઘણા લોકોએ પોકાર્યો છે. પરંતુ આપણને હજુ એક પગલું આગળ વધવું પડશે; અને તે એ કે:-'જીવન, સાહિત્ય અને કલાના માટે!' સાહિત્ય તો જીવનનું એક અંગ છે-રૂપ છે-ઢંગ છે. આપણે આપણા જીવનને એટલું શુદ્ધ અને સુંદર બનાવવાનું છે કે એમાંજ આપણને સાહિત્ય અને કલાની ઝલક મળી શકે. સાહિત્ય અને કલાના નામને બહાને આપણે આપણું વ્યક્તિગત-જીવન, રહેણીકરણી અને શિષ્ટાચારને ઠુકરાવી શકતા, નથી. સાહિત્ય અને કલા તો જીવનની એક (Attitude Towards Life) છે. જો આપણું જીવન, કલા અને સાહિત્યમય નથી, તો આપણે સાહિત્યકાર કહેવડાવવાને કાબિલ બનીજ શકતા નથી.

પરંતુ સાહિત્ય શી વસ્તુ છે? એ તો આપણા જીવનની ચિણગારી છે. આપણી ચારે બાજુ સંસારમાં ઘર્ષણ અને કશમકશ છે આપણામાં પણ સુખ-દુઃખ, આશા-નિરાશા, પ્રેમ, દ્વેષ ભાવનો અને તર્કવિતર્કોનું સનાતન ઘર્ષણ છે. જેવી રીતે બે પથ્થરોને ખૂબ ઘસ્યા બાદ ચિણગારીઓ ઉત્પન્ન થાય છે; એવીજ રીતે આપણા આત્મચિંતન અને સાધના વડે આપણું આંતરિક ઘર્ષણ વધે છે અને ચિણગારીઓના રૂપમાં આપણા અંતઃકરણમાંથી કલા અને સાહિત્યનો જન્મ થાય છે એવાજ પ્રકારનું સાહિત્ય જીવંત અને જિન્દાદિલ સાહિત્ય બની શકે છે કશમકશ અને આત્મચિંતનની ચિણગારીઓ તો ઘણા મનુષ્યોના અંતઃકરણમાં જન્મ લે છે; પરંતુ જે વ્યક્તિ આ ચિણગારીઓના સુંદર અને સ્વભાવિક ઢંગ-પધ્ધતિથી વ્યક્ત કરી શકે છે અને પોતાના આત્મબળની શક્તિના લીધે બીજી શક્તિઓમાં પણ એવાજ પ્રકારની ચિણગારીઓને જન્મ આપી શકે છે તેજ કલાકાર કે સાહિત્યકાર કહેવાય છે પરંતુ જે વ્યક્તિમાં જીવન-સાધના અને આત્મ-નિરીક્ષણના અભાવને કારણે ચિણગારીઓજ ઉત્પન્ન થતી નથી એ સાહિત્યનું નિર્માણ કેમ કરી શકશે!

એક છોડવાને જુઓ! તે પોતાની જીવન-શક્તિના કારણે ખાદ્ય, પાણી અને સૂર્યના

# *કવિનું સ્થાન

ઓ સરસ્વતી-પુત્ર ! તેં તારે માટે કયું સ્થાન પસંદ કર્યું છે ?

વિશાળ-વનનું એકાંત કે શહેરનો શોર-બકોર ?

એક તરફ હરિયાળાં વૃક્ષોના વન છે જ્યાં તું પ્રકૃતિને તેના મસ્ત-મનોહર રૂપમાં જોઈ શકશે.

બીજી તરફ શહેરની સાંકડી અને અંધારી ગલીઓ છે. જ્યાં તું માનવીના દેહની એક એક ધડકન સાંભળી શકશે.

એક બાજુ કબૂતર, હરણ અને મોર છે.

બીજી બાજુ કુસુમ કપોલ બાળકો, લજ્જાશીલ બાળાઓ અને રૂપવાન યુવતીઓ છે.

નિસંદેહ પ્રકૃતિ સુંદર છે. એના સૌંદર્યમાં મનને લેવા-પકડી લેવા-વશ કરી લેવાની શક્તિ છે

પરંતુ એ બધું શું છે ? મનુષ્ય-જીવનના સજાવટના પાંદડાં ! જેનો મુખ્ય નટ માનવી છે.

નિઃશંક વાત છે કે પરમાત્માની તે દુન્યા ખૂબસૂરત છે, જે આપણી આસપાસ છે.

એથીય અધિક ખૂબસૂરત પરમાત્મની એ દુન્યા છે જે આપણા દિલમાં વસે છે.

માનવીનું દિલ પણ એ વસંત છે. જેમાં સંગીત નૃત્ય કરે છે. એ ચાંદની છે જ્યાં કવિતા મુસ્કેરાય છે. એ પર્વત છે જ્યાંથી જીવન અને દિપકનું ઝરણું વહે છે

દરેક માનવીનું દિલ એક દુન્યા છે. એ દુન્યા બને છે. સુધરે છે, બગડે છે અને બરબાદ થઈ જાય છે.

કવિનું મૂળ-ભૂત સ્થાન આ દુન્યાનું કેન્દ્ર છે. જો તે દુન્યા પોતે જોવા અને બીજાને બતાવવા ઈચ્છે છે. તો તેને આંખો ખોલી દુન્યાના કોલાહલ અને કોલાહલની દુન્યાની સાથે ઊભું રહેવું જોઈએ

કવિ દિલમાં જન્મે છે. દિલમાં જવાન બને છે. દિલમાં ખેલે છે. વિકસે છે. નાચે છે. ગાય છે અને આખરે દિલમાં ખોવાઈ જાય છે. પરંતુ જ્યાં સુધી દિલની દુન્યા જીવે છે ત્યાં સુધી ન તે મરે છે, ન તેને કોઈ મારી શકે છે.

—'નાચીઝ' (પોરબંદર)

*હિંદી ઉપરથી.

# દેશાભિમાન

અનુ:-
મો. 'અરશદ' લખનવી

[જાન્યુઆરી અંકથી ચાલુ]

રશીયન લશ્કર વિષે સંભળાય છે કે એ એક લાખથી વધુ છે. એ લશ્કરે મોસ્કોથી કૂચ પણ કરી દીધી છે. આપણું યે થોડું ઘણું લશ્કર ગિર્જિસ્તાન પહોંચી ગયું છે. આજે કમાન્ડર ઇન ચીફે તમામ ખાનદાનનાં સરદારોને હુકમ કર્યો છે કે પોતપોતાનું લશ્કર લઇ દરિયાએ ઉરસના કિનારે એકઠા થાય...તબ્રીઝમાં તો એવું બન્યુ છે કે જે માણસો તલવાર પણ પકડી જાણતા નથી તેઓ પણ યુધ્ધમાં જવા તૈયાર છે અને યુવાનોની વાતજ જુદી છે તેઓ તો મિત્રો અને સ્નેહીઓથી છેલ્લી મુલાકાત લેતા દોડી રહયા છે. બખ્તર, ઝીન અને યુધ્ધના સામાન બનાવની કંપનીઓમાં ભીડ જામી છે ધનવાનોએ પોતાના સારા અશ્વો પણ ફોજને અર્પણ કરી ચૂકયા છે. એટલુંજ નહિ પરંતુ જે ગરીબો પાસે જે કંઇ છે તે પણ તેઓ આપવા તૈયાર છે મારા મિત્રોમાંથી અત્યાર લગીમા ૧૯ યુવાનો ફોજમાં ભરતી થઇ ચૂકયા છે બાબાજાન! જેમાંના કેટલાક તો તમને પણ ઓળખે છે. આવતી કાલે તેઓ પણ કૂચ કરી જવાના છે જનાબ! મારાથી પણ યુધ્ધમાં ભાગ લઇ શકાતે...પરતુ હું..

યારબેગ:-જાને પિદર! તારી જવાની પરજા નથી?

શેરબેગઃ—નહિ તો.

યારબેગઃ-બેટા, કેમ જતો નથી કઇ વસ્તુ તને જતા રોકે છે

શેરબેગઃ-બાબાજાન! છેવટે મારી જવાબદારીઓ પ્રત્યે તો ધ્યાન આપો.

યારબેગ;-એ બધા કરતા પણ તમારા ઉપર સૌથી મહાન બીજી જવાબદારી છે તેનુયે તને ભાન છે?

શેરબેગ:-હું તમને અને ફૂલકનાઝને એકલા છોડવા ચાહતો નથી.

યારબેગઃ-અર્દશેર! શર્મ કર...શર્મ-તું મારા માટે અને પોતાની વહાલી પુત્રીની મહોબ્બત ખાતર આ ઇરાનને દગો આપવા માગે છે. અરે! એના માટે તો આપણા ત્રણેનું ખૂન વહી જાય તેમે ઓછું છે. શુ એટલા માટેજ ભૂમિએ તને ઉછેરીને મોટો કર્યો કે તું એને અણીના સમયે દગો આપે

શેરબેગઃ-બાબાજાન! તમે અશકત છો અને સાથે સાથે બીમાર પણ છો. તમારી સંભાળ લેવા તો એક માણસની જરૂર તો છે. ફૂલકનાઝ નાહાન છે. તમારા સિવાય બીજો કોઇ નથી કે જે તેની સભાળ લઇ શકે જો ખુદા ન ચાહે તમારા દુશ્મનો ન રહયા તો... મારી ભાગ્યહત ફૂલકનઝ! આ ઉજાડ અને વેરાન ઘરમા એકલી શું કરે? જ્યાં યુધ્ધ ફરી ફરીને થશે, દુન્યા નાશ થશે, દુકાળ પડશે!

યારબેગઃ-અર્દશેર, એ તું ભૂલી ગયો લાગે છે કે તુ અલ્લાહ યારબેગનો પુત્ર છે. સાથે સાથે તુ એ પણ ભૂલી જાય છે કે તુ તેનો પુત્ર છે કે જેણે નાદિર શાહ ..હાં.. નાદિરશાહની સાથે રહી ભયકર ખુનખાર યુધ્ધોમાં ભાગ લીધો છી...માનુકૂપ તુજ પર હરામ છો અદશેર! સાંભળ! હુ પંદર વર્ષ લગી આરામથી બેઠો નથી. કિરમાન, ખુરસાન, શિરાઝ, ઇસ્ફહાન, બગદાદ, ગિરજીસ્તાન, હિંદુસ્તાન મતલબ કે દરેક મેદાનમાં હું હાજર હતો...

ન તો ટડી, ગર્મી કે વર્ષાની જરાયે પરવા કરી, ન તો થાક કે બીમારીની, ન તો ઘા કે પીડાની, ન તો હારની કે નાસવાની મતલબ કે કોઇ પણ આફતથી હુ ડર્યો નથી...

અર્દશેર ! જરા આ વૃધ્ધના શરીરના ભાગો તરફ તો જો !

આ દિવસોમાં કોઇ રાતે પણ ઉંઘ અમારા નસીબમાં ન હતી. ઠંડા કલેજાએ એક ગ્લાસ પાણી પીવા મળ્યો નથી. ન તો ઠંડીના દિવસોમાં ગરમ બિસ્તરો મળ્યો કે જેથી આરામથી ઉંઘ લેવાતે. અમે તો વાઘની જેમ એક જગ્યાએથી બીજી જગ્યાએ...અને આ શહેરથી બીજા શહેરમાં દુશ્મનોનો પીછો કરતા રહ્યા !...અમે તો બલ્ખથી લઇ બગદાદ સુધી, સુલેમાનીયાથી લઈ મહમુદાબાદ લગી બાદશાહો અને અમીરોના આલિશાન મહેલોની દીવારોમા ખંજરની અણીઓથી મોટા અક્ષરોએ પોતાના નામ કોતરી દીધા છે !

ધિક્કાર છે તને. હે યુગના ઇન્કિલાબ ! હવે તો તે સમય આવી ગયો છે કે અમ જેવા બહાદુરોના પુત્રો પુત્રીની ગહબ્બતનું કારણ બતાવી એ ઇચ્છે છે કે એવા નાજુક સમયે પોતાની ભૂમિની સેવાથી મોઢુ ફેરવી લે અરે ! જ્યારે એ તમામ મદદની મોહતાજ છે ! એના કરતા તો સ્ત્રીઓની જેમ બંગડીઓ પહેરી ઘરના એક ખૂણામાં બેસી રહે અને દૂરથી તમાશો જોયા કરે, કે ભૂમિના બચાવ માટે ગમોના પોતાના દેશબંધુઓના ખૂનની નદીઓ વહેવા માંડે

અર્દશેર ! જો તુ યુધ્ધમા ખપી જશે તો હુ પણ ખપી ગયો છું એમ તારે સમજી લેવાનું. તારી વફાદારી પુત્રી ફલકનાઝને...કોઈ રશીયન ઓફિસરની દાસી બનાવવા કરતાં તો ઠીક છે કે આ ઘરમાં બળીને ભસ્મ થઇ જાય ! અથવા તો તારી એ ઇચ્છા છે કે ઘરના ખૂણામાં સતાઇ રહેવું અને કાલે કે પરમ દિવસે આ સફેદ ચામડીવાળા રશીયનોની સામે આંસુભીની આંખોની સાથે નમી જઈને સલામો ભરવી. અર્દશેર ! શર્મ કર ! શર્મ કર ! બસ હવે આગળ એક પણ શબ્દ બોલ્યો તો !

જો આજે નાદિરશાહ હોત તો તારું માથુ ક્યારનુંયે તનથી જુદુ થઇ ગયું હોત ! પરંતુ જો કે તે નથી...તો હું એના દરવાજાના કૂતરા જેટલી પણ હસ્તી ન રાખુ ! ખુદાનો લાખ શુક્ર છે કે હું જીવતો છું. હજુ પણ મારા હાથોમાં એટલી શક્તિ છે કે તારું ખૂન આ પાક જમીન પર વહાવી શકું છું !!!

ફલકનાઝઃ–(બેતાબ થઇને યારબેગના પગો પર માથું મૂકીને) દાદાજાન ! તમે તો કોઇ દિવસ એટલા પાષાણ હૃદયવાળા ન હતા. હંમેશા અમારી સાથે પ્રેમ અને મીઠાશથી વર્તતા અને આજે આ તમને શું થઇ ગયું છે ! અને એકાએક આમ અમારી સાથે વર્તણુંક કરી રહ્યા છો. દાદાજાન ! પોતાની વૃધ્ધાવસ્થા પર અને મારી માસૂમ બેકસી પર તો તરસ ખાઓ. ખેર મારી તરફ ન જુઓ તો ન ભલા પરંતુ તમારા બુઢાપા ઉપર. ખુદાને માટે તમારા બુઢાપા ઉપર રહમ કરો ! રહમ !

યારબેગઃ–બેટી ! તું ચૂપ રહે એ પ્રશ્ન એવો નથી કે જેમાં સ્ત્રીઓ વચ્ચે માથુ નાખે હમણાં તો તું બાળક છે, નાદાન છે. તને મા બનવાનો ચાન્સ મળ્યો નથી તો તું કેમ કરી સમજી શકે વતન માટે વતનના બાળકોની શી ફરજ છે ! અને ફિકર ! હું તેજ બેદરકાર અને હઠીલો મર્દ છું, જેવો કે પહેલાં હતો, પરંતુ આ વખતે ઇરાનનો નાજુક સમય જોઇને મારું દિલ અને મિજાજ કાબુમાંજ નથી. બેટી ! તું તારા ખોટા વિચારોને ત્યાગી દે અને તું મને મારા હાલ ઉપરજ છોડી દે હું તારા ના સમજ બાપને એના ખોટા વિચારો અને વહેમોથી

દૂર કરું...

તું જાણે છે કે અમારા ખાનદાનની શાન! ફક્ત એજ કારણથી છે કે મેં મારી જુવાનીના પંદર વર્ષ ઘણી મુસીબતોમાં પુરા કર્યા છે. એક એવા સાહેબે જમાલ બાદશાહની સાથે રહીને લડાઇઓ લડી છે કે જેના ડરથી પહાડીઓથી લઈ જમના નદીના કિનારા સુધીના લોકોને રાતે ઉંઘ આવતી ન હતી ..બેટી! તને શી ખબર કે મેં આ બધી ઇજ્જત, ફક્ત પોતાની શક્તિથી અને દુશ્મનોના ખુનથી પેદા કરી છે! આજે જમાનાએ ફરી સમય આપ્યો છે મારા જેવા સિપાઇનો એકનો એક પુત્ર કે જે દુન્યામાં મારી પાછળ નામને રોશન કરશે. મારી ઇજ્જત અને શક્તિનું અનુકરણ કરે ..હું એ નથી ઇચ્છતો કે આ સમય મારા હાથથી નીકળી જાય ..અને હવે તુ મને તારા બાપની એ વાતો કરવા દે! (અર્દશેર તરફ જોઇને) અર્દશેર! યાદ રાખ તારો વૃદ્ધ બાપ જે એકાદ રોજનો મેહમાન છે અને એકસો તીસ વર્ષમાં ફક્ત એજ વસ્તુ પોતાના માટે નક્કી કરી છે અને તે પણ ફક્ત આજના દિવસ માટેજ! બેરહમ ફરઝંદ! તુ એ ચાહે છે કે મારૂ બધું કરેલું કાય ખાકમાં મળી જાય! પહેલી વસ્તુ મારી શરાફત છે, જે પંદર વર્ષ સુધી તલવારોના પડછાયામાં ..મૌતના પંજામાં રહીને પ્રાપ્ત કરી છે અને તે પણ નાદિરશાહ અફશાર... હાં...નાદિરશાહ અફશારના કતેહમંદ પરચમની નીચે! અર્દશેર! ફક્ત તે નાદિરશાહનું નામજ સાંભળ્યુ છે. તારા સ્વપ્નમાં પણ એ બહાદુર શુરવીર મર્દ આવતો ન હશે, અને બહાદુરોની ફરજ શી હતી અને કઇ ..મારા વહાલ ફરઝંદ! નાદિર નામનો બાદશાહ હતો નહિ તે એવો નિડર અને શુરવીર હતો

# ....થઇ થઇને...

દરદ જળવાય છે દિલમાં હૃદય-ધબકાર થઇ થઇને,
મરણું પલટી ગયુ. જન્મ્યો ફરી સંસાર થઇ થઇને.
દવા શાની કરૂં હું! જ્યાં દરદ મુજ આ દવા દિલનું,
હૃદયમાં રોગ જારી થઇ ગયો ઉપચાર થઇ થઇને.
ખુદી ખુદ બેખુદીમાં ભાન પોતાનું ગઇ ભૂલી,
થઇ ગઇ ભાનમાં નિર્ભય એ હુશીઆર થઇ થઇને
હવે નિંદાનો ડર કેવો! મઝા બદનામ બનવામાં,
જીવન રૂસ્વા થઇ પંકાય છે, દુશ્વાર થઇ થઇને.
હવે આતુરતા મારી વધીને હદ વટાવે છે,
ગરજના ખ્યાલ ખ્વાબો થઇ ગયા સાક્ષાત્કાર થઇ થઇને;
તસલ્લી આપની વાદે હતી, દિલને હતો સહારે,
તડપ એ જાળવી રાખું, સદા એકતાર થઇ થઇને
મઝા જીવનમાં હું જોતો નથી, મૃત્યુની ઇચ્છા છે,
મરણુ મ્હેમાન થઇને આપ દૈવાદાર થઇ થઇને.
વહેતા વહી ગયા, અટકી ગયાં, સૂકી ગયા આંસુ,
'નયન'મા યાદ એ જળવાઇ ગઇ આધાર થઇ થઇને.

—'નયન'



કે હવે એના જેવો ઇરાનમાં પૈદા થવો દુશ્વાર છે. નાદિરશાહ તે હતો, ફક્ત જેના વિચારથીજ મારા જેવા એંસો વીસ વર્ષના વૃધ્ધમાં પણ જોરી જવાનીની લહેર દોડી જતી. આવા નીડર અને શુરવીર માણસના કારણેજ મેં આ બધું પ્રાપ્ત કર્યું છે! અર્દશેર, જાને પિદર! તારી જાન મને સૌ ગણી વહાલી હોય છે, પરંતુ હું તને આ ઇઝઝત અને માન પર નિસાર કરવાને તૈયાર છું!

બીજી વાત-અર્દશેર! તારી જાત મારા પ્રાણ સમી છે. તુંજ મારી ઝિંદગી છે. તારાજ કારણે હું જુવાનીના યુગથી આજ લગી જીવંત છું. અર્દશેર! આજ જ્યારે હું દેશની સેવા કરવા માટે અશક્ત છું, લાચાર છું ત્યારે તું આવી વાતો કરે છે? અરે! મને તો આશા હતી કે તું મારી જગ્યાએ દેશની ખિદમત અને સેવા કરશે.

હે બેરહમ પાષાણ હૃદયવાળા અર્દશેર! શું તું એ ચાહે છે કે મારી તમામ ઇચ્છાઓ ધૂળ ભેગી થઈ જાય? નહિ નહિ...

હું નથી માની શકતો! એક તો મારા આ હાથ ખૂનથી રંગાશે જે હાથોથી મેં તને રમાડયો છે. અથવા તો દુશ્મનોના હાથે શહીદ થશે!!!

એ સિવાય મને ત્રીજો માર્ગ દેખાતો નથી. તારી જાત એ મારી મિલ્કત છે, મેં તને બક્ષી છે, મને હક છે કે હું જ્યારે ચાહું ત્યારે જાને એને પાછો લઇ શકું છું. અથવા મારા દુશ્મનો એને પુરી કરી દે. હવે જેવી તારી ઇચ્છા! બોલ તને આ બન્ને માર્ગમાંથી કયો માર્ગ પસંદ છે?

અર્દશેરબેગઃ-પિદરેજાન! મારી દિલી ઇચ્છા તો એ છે કે ઝિંદગીની દૌલત પ્રાપ્ત કર્યા પછી તમારાજ હાથોથી મને મૌતના દર્શન જોવા મળે એજ યોગ્ય છે!

પારબેગઃ-અર્દશેર! મને બીજી એક વાત કહેવી છે કદાચ એ છેલ્લા વાક્યો હશે જેને પોતાના વૃદ્ધ બાપથી...હાં! શરીફ વિચારવાળા બાપથી...સાંભળશે! અર્દશેર! ધ્યાનથી સાંભળ મારા માટે દુન્યાની કોઇ એવી ચીજ એથી વધુ પ્યારી નથી કે આ અણીના સમયે જ્યારે વતન (ઇરાન) ભયમાં હોય અને હજારો અમારા દેશબંધુઓ જે વતનના માટે કે જેઓ તુજથી અને મારાથી શક્તિમાં ઓછા છે. વતનની સેવા માટે કમર બાંધીને તૈયાર થયા છે, તબ્રીઝી યુવાન...નહિ...મતલબકે બધા ઇરાનીઓ, બગ્દીઓથી લઇ દરિયાએ ફુરાત સુધીના જાનિસારો, શુરવીરો વતનના માટે નજરે પડે છે. આપણા બંને પર એમની નજર ચોંટી છે. અને તેઓ આજે એ જોવા ચહે છે કે જોઇએ તો ખરા આતિશે નદરીના આખરી તણખા કે જેઓએ પંદર વર્ષ લગી દુન્યાગાં આગ સળગાવી રાખી હતી વતનના માટે શું કરી દેખાડે છે! મેં એ પણ સાંભળ્યું છે કે કાલે તબ્રીઝથી ઓગણીસ યુવાનો ફોજમાં ભરતી થયા છે જેમાંના એક પણ નાદરી ફોજના સિપાઇઓની ઔલાદમાંના નથી. હવે લોકોને મ્હેણા મારવાનો સારો સમય છે કે બધા ગયા પરંતુ અહમદ પારબેગ-નાદિરશાહની ખાસ પલટનના વડા ઓફિસરનો પુત્ર અર્દશેરબેગ નથી ગયો અને ઘરમાં પોતાના વૃદ્ધ બાપ અને નવયુવાન પુત્રીની સાથે ઘરમાં બેઠો છે...યા અલ્લાહ... આજે મારા માટે મૌતનો સામનો છે! અર્દશેર, તારા આ બાયલાપણાથી નાદિરશાહ કબરમાં તડપી ઉઠશે.. હું...કયામતના દિને કયા મુખે તેની સામે જઇશ!! ઠીક, ઠીક! તું મારા આ ટુંકા ભાષણથી તારો શો વિચાર છે? યુદ્ધમાં જવું છે કે નહિ? —અપૂર્ણ.




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલ-વિલાયતનું બનેલું સેન્ટ લગાડી નમાઝ પડે તો નમાઝ થાય? તેમજ એવી લેપ લગાડવામાં આવે જેમા તાડી દારૂ નાખવામાં આવ્યો હોય તો નમાઝ થાય ?

જવાબ-વિલાયતી સેન્ટ અને તાડી, દારૂ નાખી બનાવેલી દવા લગાવવાથી નમાઝ થતી નથી. એવી નાજાઈઝ વસ્તુઓથી બચવું જોઈએ.

સવાલ-અહીં મેમણ જમાતે પોતાની રાજીખુશીથી એક કાનુન મંજુર કર્યો છે કે જમાતના કોઈ પણ સભ્યને ત્યાં શાદી, માંગણીના વખતે અને નેકાહના વખતે કંઈ રકમ વસુલ કરવી એ કાયદેસર માનવાળાઓની ખુશીથી મંજુર કરવામાં આવેલો હવે મજકુર વસુલ કરેલી રકમ ગરીબ, મદરેસા અથવા કોઈ પણ સારે ખેરમાં ખર્ચ કરવા જમાતની નિય્યત હતી તો હવે જમા રકમ ખર્ચી શકાય કે કેમ ?

જવાબ-અગર જમાતવાળાઓએ શાદી, મંગણી વગેરે ખુશીના પ્રસંગે દરેકની ખુશીથી રકમ લેવા પાસ કર્યું હતું અને લોકોએ પોતાની ખુશીથી રકમ આપી હોય તો તે રકમ બેશી પંખેલી ગરીબ કે મદરેસામાં વાપરવી જાઈઝ છે. ઝબરદસ્તી (જબરીવાન) રકમ વસુલ કરવી જાઈઝ નથી અગર કોઈ થોડી રકમ આપે અથવા કોઈ બીલકુલ ન આપે તો તેના ઉપર જબરીવાન કરવામાં આવે નહીં. કારણ કે એ તો ખુશીનો સોદો છે.

સવાલ-આજકાલ એક હદમાંથી બીજી હદમાં માલ લઇ જવાનો સરકારી કાનુન નથી. લાવનાર જો પકડાઈ જાય તો દંડ થાય છે. તો એવી સુરતમાં બીજી હદમાંથી સસ્તી આવેલી ચીજ નફો લઈ વેચવો જાઈઝ છે.

જવાબ-જાઇઝ છે, કાંઈ ગુનોહ નથી. પણ એવું કામ કરવું ઠીક નથી. જેમાં પોતાની બેઇજ્જતી થવાનો સંભવ હોય.

સવાલ-એક વેપારી પાસેથી અમુક રૂપિયા તેલ એક મહિના પછી લેવાના વાયદે તેલ ખરીદ્યું પેસા દિરમ પછી બીજો વેપારી મને કહે છે કે તમોએ જે તેલ ખરીદ કર્યું છે. થોડો નફો લઇ મને આપી દો તો શું નફો લઈ વેચી દેવું જાઇઝ છે ?

જવાબ-જાઇઝ નથી એ ખરખર સટ્ટો છે એનાથી બચવું જોઈએ હાં પોતાના કબજામાં આવ્યા પછી વેચી શકે છે

સવાલ-અમારે ત્યાં એક માલુમ ઝકાતના રૂપીયા બિહારના નિરાધાર મુસ્લિમોની મદદ માટે મોકલવા ચાહે છે. હાલાંકે અમારા ગામના ઘણા ગરીબ નિરાધાર મુસ્લિમો ઝકાત લેવાને પાત્ર છે અને આ ઝકાતના પૈસા બિહારમાં કાયમ કરેલી કમેટી પર મોકલવામા કશો વાંધો છે! અથવા અહિંના એક ગરીબ મિસ્કીનને શર્તની સાથે માલિક બનાવી મોકલવા જાઇઝ છે. અને તે માણસ ન મોકલે તો તે ગુનેહગાર થશે ?

જવાબ-બિહારના મઝલુમો જે નિસાબના માલિક ન હોય અને સંપદ ન હોય તો તેઓ માટે ઝકાતના પૈસા મોકલવા જાઇઝ છે. અગર ભરોસાપાત્ર સાધનોથી ત્યાંની જરૂરત સખત જણાય તો તે સમયે અવશ્ય તેઓ ઝકાતના વધારે મુસતહક છે. ઝકાતના પૈસા વસુલ કરવા જે કમેટી કાયમ થઈ છે તેના ઉપર મોકલી આપે એ શર્તે કે તેઓના પર ભરોસો હોય વચમાં કોઈ મિસ્કીનનો વાસ્તો

કરવાની ઝરૂરત નથી. અગર કોઈ ગિરફીનને ઝકાતની નિય્યતથી માલીક બનાવી બિહાર મોકલવાની શર્તે આપ્યાં અને તેણે મોકલ્યા નહિ તો તે માલિક થઇ જશે તેનાથી પાછા લઇ શકતા નથી.

**સવાલ**-કબ્રસ્તાનમાં એક સ્થાનિક અંગ્રેજી હાઇસ્કૂલના શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને ડ્રિલ કરાવે છે અને બોલ રમાડે છે ને નજીક મહોલ્લાના યુવાનો ક્રિકેટ રમે છે. કબ્રસ્તાનમાં આવી રમતો અને ડ્રિલ કરવી, કે કરાવવી દુરસ્ત છે? શું એથી રમત રમનાર કે રમાડનારા ગુન્હેગાર થાય છે? એનો જવાબ શરીઅતે ઇસ્લામીયાથી સ્પષ્ટ શબ્દોમાં આપવા કૃપા કરશો.

**જવાબ**-પૂછાએલી સુરતમાં જાહેર થાય કે કબ્રસ્તાનમાં એવાં કાર્યો દુરસ્ત નથી. એ વાત ગૈરતની પણ ખિલાફ છે કે કબ્રસ્તાન જેવી ઇબ્રતની જગ્યાએ રમતગમત થાય અને પ્રેડ કરાવવામાં આવે. કબ્રસ્તાનના મુતવલ્લીએ એ કાર્યો અટકાવવાં જોઇએ, નહિં તો સર્વે ગુન્હેગાર થશે. વલ્લાહો આલમ.

**સવાલ**-મુઅઝ્ઝીન અઝાન પડે છે તે વેળા કુતરાંઓ બરાડા મારે છે અને બધ પડતાં કુતરાંઓ પણ બધ પડે છે તો મજકૂર બાબતમા શુ ભેદ છે?

**જવાબ**-ખુદાતઆલા વધુ જાણનાર છે. એવી બારીક વાતોમાં પડવુ ન જોઇએ.

**સવાલ**-ઝવાલનો વખત ૧૨ વાગે થાય છે. એક માણસ મસ્જિદમાં ૧૧॥ વાગે જાય અને તહીય્યતુલ મસ્જિદના નવાફિલ પઢી શકે કે કેમ અથવા ઝવાલનો હાકમ થઇ જવા બાદ પઢે? સુરજની તૈયારી હોય તથા સુરજ ગુરૂબ થવાની તૈયારી હોય તથા ઝવાલનો વખત હોય ત્યારે તિલાવતનો સજદો કરી શકાય કે કેમ?

**જવાબ**-હદીસ શરીફમાં છે કે નબીએ કરીમ સૂર્ય નીકળતી વખતે ઠીક બપોરના વખતે અને સૂર્ય આથમતી વખતે દરેક નમાઝથી અમોને રોક્યા છે નફિલ નમાઝ હોય કે ફર્ઝ નમાઝ. એનાથી સીદ્ધ થાય છે કે મજકૂર વખતમાં કોઇ નમાઝ યા તિલાવતનો સજદો તેજ વખતે વાજિબ થયો હોય તો જાઇઝ છે અને ખાસ કરીને તહય્યતુલ વુઝુ જુમ્મના દીવસે ઝવાલના વખતે પણ પઢી શકે છે.

## ....શું ?....

છાંટો દયાનો તુજનાં આવ જીગરમાં નથી શું!
દર્દે જિગરની મારી કઇ પણ અસર નથી શું!
પેલી રહયો છે નિજની સૌદર્ય-વાસનાઓ;
તુજથી વિશેષ સુંદર શખ્સો કગર નથી શું!
દિલની અમી દ્રષ્ટિ મુજને બતાવે છે તું.
અમૃત-નયનમાં તારા હાસિલ નઝર નથી શું!
જીવી રહયો છું કેવું જીવન હું મારૂં આજે!
તેની ખબર છે તુજને કે બેખબર નથી શું!
નિરસ બનાવી દીધું તેં તો મારા જીવનને;
એથી ભટકતો આજે હું દરબદર નથી શું!
ઊષા-તરંગો જોઇ પૃથ્વી ને આભ વચ્ચે,
મનડે છે ઊર્મિઓ પણ આળસ ખબર નથી શું?
સંધ્યાના રંગ દીઠા જગના તરંગ વડે;
દ્રષ્ટિએ પડની છાયા દર્દે જિગર નથી શું!!

—બી. એ. કે.

# હઝરત ઈમામ હુસૈન બિન અલી (રદી.)

અનુવાદક : જ. ઈબ્રાહીમ જી. શેખ

(ગતાંકથી ચાલુ)

પરંતુ આપે આપનો નિર્ણય કાયમ રાખ્યો અને મક્કાહથી આપ ઇરાક માટે રવાના થઈ ગયા સફફાહ નામના મુકામ પર એટલે કૈતના અઝીઝ શાઇર ફર્ઝદકથી મુલાકાત થઇ આપે એને કુફાવાસીઓ વિષે પુછ્યું. જવાબમાં ફર્ઝદકે કહ્યું કે "એમની લાગણીઓ તમારી સાથે છે. પરંતુ એમની તલવારો બની ઉમૈયાની સહાય માટે છે."

આ સાંભળી આપે કહ્યું "સત્ય છે હવે સઘળો આધાર અલ્લાહ ઉપર છે. તે જે ઇચ્છે છે તેજ થાય છે. તેની આજ્ઞાપાલન માટે હુ દરેક પળે તૈયાર છુ અગર તેની આજ્ઞા અમારી ઇચ્છા મુજબ હશે તો તેનો ઉપકાર માનીશું અને જો અમારી આશાઓ વિરૂદ્ધ હશે તો પણ અમારા હેતુની પવિત્રતા અને તકવાનો સંતોષ મેળવીશુ" આટલુ કહી પોતાની સવારી આગળ વધાવી

## મુસ્લિમના સ્નેહીઓની જિદ

ઝરૂદ નામના સ્થળ ઉપર જ્યારે આપ પહોંચ્યા ત્યારે આપને ખબર મળી કે આપના નાયબ મુસ્લિમ બિન અકીલને કુફામા યઝીદના ગવર્નર ઉબૈદુલ્લાહ બિન ઝિયાદે ઝાહિર રીતે કત્લ કર્યો છે. અને કોઇએ એ બાબતની સહેજ પણ પરવા કરી નથી. આ આઘાતજનક સમાચારથી આપ વારંવાર "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન કહેવા લાગ્યા. કેટલાક સાથીદારોએ કહ્યું "હજી પણ સમય છે લિલ્લાહ આપ અહિંથીજ પાછા ફરો કુફામાં આપનો એક પણ તરફદાર કે મદદગાર નથી. બધા તમારી દુશ્મની માટે કટિબધ્ધ છે."

આપ શાંતિથી ઉભા થઇ રહ્યા અને પાછા ફરવા અંગે વિચારમગ્ન થઇ ગયા. મુસ્લિમ બિન અકીલના સ્નેહીઓ એકાએક આવેશથી ઉભા થઇ ગયા અને કહ્યું "વલ્લાહ! હવે કદી પણ પાછા હટશું નહિ"

આ શબ્દોથી આપ ફરી ઉત્સાહમાં આવી ગયા અને હિમ્મતથી કહ્યુ "અમારૂં ઇન્તિકામ અમે જરૂર લઇશું અથવા ભાઇની માફક જાન આપી અમારી ફર્ઝ અદા કરીશું." પછી આપના સાથીઓ તરફ દૃષ્ટી ફેરવી જોયું અને આર્દ્રતાભર્યા હૈયે કહ્યું ખરેખર, ભાઇની મૈયત પછી આ જીવન વ્યર્થ છે."

## કેટલાક સાથીદારોનું વિસર્જન

માર્ગમાં બદદુઓની એક જમાઅત આપની સાથે થઇ હતી. તેઓની ધારણા હતી કે કુફામાં તેમને બહુજ આરામ અને સન્માન મળશે આપ એમના હેતુથી વાકિફ હતા. તેથી બધાને ભેગા કરી આપે એક ખુત્બો આપ્યો. "ઓ બંધુઓ! હાલમાંજ અમને ઘણા ભયજનક અને ગમનાક સમાચારો મળ્યા છે. મુસ્લિમ બિન અકીલ, હાની બિન ઉરવાહ અને અબ્દુલ્લાહ બિન બાતર કત્લ થઇ ગયા છે. અમારા પક્ષકારો બેવફા સાબિત થયા છે. કુફામા કોઈ આપણો મદદગાર નથી આવા અસહ્ય સંજોગોમાં જે અમારાથી અલગ થવા ઇચ્છે તેઓ ખુશીથી જઈ શકે છે અમે એ લોકોથી સહેજ પણ નારાજ થઇશું નહિ"

આ સાંભળી કેટલાક સ્વાર્થી અને બોજરૂપ સાથીદારો ધીમે ધીમે વિખરાવા લાગ્યા, અને થોડીક વારમા આપની સાથે ફક્ત તેજ માણસો બાકી રહ્યા જેઓ મક્કાહથી રવાના થતી વખતે આપની સાથે હતા.

## હુર બિન યઝીદનું આગમન

કાદસીઆથી જેવા તેઓ આગળ વધ્યા કે તરતજ ઇરાકના ગવર્નર અબ્દુલ્લાહ બિન ઝિયાદ તરફથી હુર બિન યઝીદ એક હજારની

ફોજ સહિત આવી પહોંચ્યો અને આ કાફ-લાની સાથે થઇ ગયો હઝરત હુસૈન (રદી.)ની હીલચાલ ઉપર દેખરેખ રાખવા તેને આ કાફલાની સાથેજ રહેવાનું હતું અને જ્યાં સુધી તેઓ અબ્દુલ્લા બિન ઝિયાદ સુધી પહોંચી ન જાય ત્યાં સુધી કોઇપણ રીતે એમનો સાથ છોડવામાં ન આવે એવી આજ્ઞા મળી હતી ઝોહરની નમાઝનો સમય થઈ ગયો હતો. આપ તરતજ નમાઝ માટે તૈયાર થઇ ગયા. આ પ્રસંગે આપના સાથીદારો અને હુરના સિપા-ઇઓ સમક્ષ આપે એક ખુત્બો આપ્યો.

"ઓ બંધુઓ! ખુદા સમક્ષ અને તમારા રૂબરૂ હું આ સત્ય પરંતુ સ્થિતિ પેશ કરૂં છું અહીં હુ મારી ઇચ્છાથી આવ્યો નથી. મને આપના પત્રો મળ્યા, તમારા કાસિદો મારી પાસે આવ્યા અને વારંવાર મને આમંત્રણ આપ્યું કે અમારૂં સંગઠન કરે. જો હજી પણ આપના એજ વિચારો હોય તો હવે હુ આવી ગયો છું. મને સંતોષે એવી રીતે સમાધાન કરવાની ઇચ્છા હોય તો હું તમારા શહે-રમાં આવવા તૈયાર છું. પરંતુ મારા આગમનથી જો તમારૂ હૃદય ખિન્ન હોય તો હુ અહિંથી મારા સ્થાને પાછો જવા તૈયાર છું.

કોઇએ કઇ જવાબ ન આપ્યો. બધા ખામોશ રહ્યા. આથી લોકોએ મુઅઝ્ઝનને અકામત માટે આજ્ઞા કરી.

હઝરત હુસૈને (રદી.) હુર બિન યઝીદથી પુછ્યું "શું તમે અલગ નમાઝ પઢશો?"

તેણે જવાબ આપ્યો "નહિ, આપ ઇમામ બનો. અમે તમારી સાથેજ નમાઝ અદા કરીશું"

તેજ સ્થળે બધાએ અસરની નમાઝ પણ અદા કરી. દોસ્ત અને દુશ્મન બધાજ આપના મુક્તદી હતા નમાઝ પછી આપે એક બીજો ખુત્બો આપ્યો "ઓ ખુદાના બંદાઓ! જો તમારામાં ધર્મભાવનાઓ અને હકદારનો હક સમજવાની સદ્બુદ્ધિ હોય તો એ તમામ માટે ખુદાની ખુશ્નુદીનું કારણ બનશે અમે એહલેબૈત છીએ અને અસત્ય દાવેદારોથી હુકૂમતના વધુ હકદાર છીએ. તેઓને કોઇ હક નથી કે અમારા ઉપર ઝુલ્મ અને નિર્દય-તાથી હુકૂમત કરે. પરંતુ જો તમે અમારાથી નારાઝ હો, તમને અમારા હકની પરવા ન હોય, અને પત્રોમાં અને કાસિદો દ્વારા મને જણાવેલા આપના વિચારો હવે તમને અમાન્ય હોય તો હું ખુશીથી પાછો જવા તૈયાર છુ."

આ ઉપરથી હુર બોલી ઉઠ્યો "તમે કયા પત્રો સંબંધી કહો છો? અમને એવા કોઇ પત્રોની ખબર નથી"

આપે ઉકબા બિન સમઆનને કૂફાવાસીઓ તરફથી આવેલા પત્રના બન્ને કોથળાઓ લાવવાની આજ્ઞા કરી. ઉકબાએ કોથળાઓ ખાલી કરી પત્રોનો ઢગલો કરી મૂક્યો. આથી હુરે કહ્યુ પરંતુ અમે આ પત્રો લખ્યાં નથી. અમને અમીરની આજ્ઞા અનુસાર અમારૂં કર્તવ્ય એટલુંજ છે કે અમે તમને અબ્દુલ્લાહ બિન ઝિયાદ સુધી પહોંચાડીએ."

હઝરત ઇમામ હુસૈને જવાબ આપ્યો "પરંતુ એ મોતથી પહેલાં અશક્ય છે."

ત્યારબાદ આપે ઉપડવાની આજ્ઞા કરી પરંતુ દુશ્મનોએ રસ્તો રોકી લીધો. આપે ગુસ્સે થઇ હુરને કહ્યું "તારી મા તારો વિલાપ કરે તુ શુ ઇચ્છે છે?"

હુરે જવાબ આપ્યો "વલ્લાહ! જો આપના સિવાય બીજા કોઇએ મારી માતાનુ નામ લીધુ હોત તો હુ તેને ઈંટનો જવાબ પથ્થરથી આપતે પરંતુ હું કદી પણ બુરાઇ સાથે આપની માતાનુ નામ ઉચ્ચારવાનો નથી."

આપે કહ્યું 'તો પછી તું શું ઇચ્છે છે!"

તેણે જવાબ આપ્યો "હું આપને અબ્દુલ્લાહ બિન ઝિયાદ પાસે લઇ જવા માગું છું"

આપે જવાબ આપ્યો 'તો વલ્લાહ, હું કદી પણ તમારી સાથે આવવાનો નથી."

તે બોલ્યો "હું પણ આપનો પીછો છોડવાનો નથી"

આમ જ્યારે વાતચીત ઘણી આગળ વધી ગઇ ત્યારે હૂરે કહયું "મને આપથી લડવાની આજ્ઞા મળી નથી. મને ફક્ત એટલોજ હુકમ છે કે જ્યાંસુધી આપ કૂફા ન પહોંચી જાવ ત્યાંસુધી હું આપનો સાથ ન છોડું જો આપને એ વાત માન્ય ન હોય તો આપ એવો માર્ગ ધારણ કરો જે કૂફા કે મદીના તરફ જતો ન હોય. હુ એ વિષે ઇબ્ને ઝિયાદને લખી જણાવું છુ. આપની ઇચ્છા હોય તો આપ પણ યઝીદ અથવા અબ્દુલ્લાહને પત્ર લખી મોકલો. હુ પોતે ઇચ્છું છુ કે ખુદા મને આ ધર્મસંકટથી દૂર રાખે અને તમારા પ્રત્યેની મારી કસોટીથી હુ બચી જાઉં."

આપે આ વાત માન્ય રાખી અને આગળ કૂચ શરૂ કરી.

—અપૂર્ણ

•

## સાભાર સ્વીકાર

નિઝામ:-સીરતે નબવી અંક ફી; છુટક નકલ આના દશ. તંત્રી મર્હૂમ જ. નિઝામુદ્દીન એ. કુરૈશી. પાંચપટ્ટી અમદાવાદ.

સરકારે મદીનહ હ. મુહમ્મદ મુસ્તફા સલ૦નું જીવન વૃત્તાંત મુસન્નીફે ફ્રિનરત ખ્વાજા હસન નિઝામી કૃતનો અનુવાદ મર્હૂમ જહાંદરશાહ બિહારીએ કરેલ જેમાં આં હઝરત (સલ૦)ની પૈદાઇશથી વિસાલ સુધીનો સંપૂર્ણ અહેવાલ સમાઇ જાય છે, તે તથા ઉર્દૂને ગુજરાતી નાંત શરીફોથી ખાસ વાંચવા જેવો અંક છે. ૯૨ પૃષ્ઠોનો આ સાદો અંક બહારના કશાય ઠઠેરા વિનાનો ઉત્તમ માહિતી આપે છે મુસ્લિમો એ તો ખાસ વાંચી મનન કરવા લાયક સામગ્રી તેમાં સગ્રહિત છે. અન્ય ભાઇબંધ કોમ પણ આકાથે નામદાર (સલ૦) ના જીવન પ્રસંગોથી વાકિફિયત હાસિલ કરી શકે છે.

ઇન્સાફ—મિલાદુન્નબી અંક—ફી છુટક નકલ એક રૂપિયો-તંત્રી જ. મુન્શી ફતેહખાન એહમદખાન 'દિલકશ'-ઈસ્લામપુરા-મુંબઇ.

છેલ્લા પચ્ચીસ વર્ષથી 'ઇન્સાફ' પોતાની સેવા મુસ્લિમ સમાજને આપે છે. તેમાં ખાસ કરીને મિલાદુન્નબી અંકથી તેની શોભા વધુ વધે છે. આ અંકમાં હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ૦)ના જીવન પ્રસગોને સુંદર રીતે રજુ કરવામાં આવ્યા છે. જેવાં કે-ચાલિસ ફરમાનો, માર્ગદર્શક, કમલીવાલાની રવાદારી, હલીમાકા લાલ, હઝરતના એહસાનો, પેગમ્બરે અરબી ઉપરાંત ઉર્દૂ નાંતોથી અંક દીપી ઊઠે છે. આટલુ હોવા છતાં અંદરના ચિત્રો આકર્ષક હોઇ અંકની શોભામાં વૃદ્ધિ કરે છે. આ અંક મુસલમાનોને વાંચવા ભલામણ કરીએ છીએ. ૫૪ પૃષ્ઠો હોઇ કિંમત વધુ પડતી લાગે છે. આવું સુંદર અંક કાઢવા બદલ તંત્રી સાહબને અભિનંદન ઘટે છે.

—T



# ઉર્દૂ-સાહિત્યનાં હિન્દુ મહાન શાયરો

[જાન્યુઆરીથી ચાલુ]



'સલીમ':-ગૌરીશંકર નામ-જાતે કાયસ્થ મુહમ્મદ મિર્ઝા 'ઉન્સ'ના શાગિર્દ-ઈલ્મે ઉરૂઝ સૈયદ અહમદ મિર્ઝા 'સાબિર' એટલે કે 'રાશિદ'ના વાલિદથી પ્રાપ્ત કર્યું. ઠાકોર મહારાજસીંગને ત્યાં નાયબની નોકરી સ્વીકારી અને ત્યાંજ ઇ. સ. ૧૮૯૦માં મરણ પામ્યા.

"ક્યા ભલા હૈ આસમાં રૌશન દિલોંકે સામને,
કબ ભલા બિજલી જલા સકતી હૈ ખિરમન મહકો"



'સાકી':-ભોલાનાથ સહાય નામ-દુર્ગાસહાય પિતાનું નામ-જાતે કાયસ્થ-હિન્દુ-અંગ્રેજી ભાષા પર કાબુ ધરાવે છે. 'ખલિશ' ગયાવીના શાગિર્દ

"બદી કરતે હૈં ક્યૂ એહલે જહાં નેકી કે બદલે મેં;
સમજ ઇસકા યેહ હૈ શાયદ ઝમાના આખર આયા!"



'સુગ':-મહેશપ્રસાદ નામ-'નૂહ' નારવીના શાગિર્દ-સ્કૂલમાં શિક્ષક તરીકે નોકરી કરી છે.

"આંસૂ અગર બહે તો ઝમાના બી બેહ ગયા,
દરિયા ભરા હુઆ હૈ મેરી ચશ્મતર મેં ક્યા!"



'સિતમ':-દુર્ગાપ્રસાદ નામ-હીરાલાલના પુત્ર-જાતે કાયસ્થ-ગયાના રહેવાસી-'ફૈઝી' ગયાવીના શાગિર્દ-૭૫ વરસની ઉંમરે ઇ. સ. -૧૯૦૬માં મરણ પામ્યા.

"રગડ રગડ કે જબીં સંગે આસ્તાનપે યર,
મિટા દિયા નઃ હો તુઝકો તો મેરા નામ નહીં."

'સાબિર':-શિતળાપ્રસાદ નામ-પિતાનું નામ લક્ષ્મણ સહાય-જાતે કાયસ્થ-નાનપણથી શાહરીનો શોખ હતો-દીવાન પ્રગટ થઇ ચૂક્યું છે.

"જલતે લગા તાઝીમકો હરખોર મુગીમાં
દેખા જો કહીં દસ્તમેં મુજકો આબલે પાકો."



'સાબિર':-સત્યદેવ ઉર્ફે એસ. ડી. રાઠોડ. હાઇસ્કૂલમાં શિક્ષક છે. ઉર્દૂ-ફારસીના વિદ્વાન છે. ઉર્દૂ ભાષાની સેવા કરવાનો ઘણો શોખ છે. બી. એ.ની ડીગ્રી ધરાવે છે.

"સુના તો કરતે હૈ લોગોંસે એકલી ઉનકી,
બુલાકે ઇનકો મગર એકબાર દેખેંગે."



'સાદિક':-દેવીપ્રસાદ નામ-પંડિત હિરાલાલના પુત્ર-જાતે બ્રાહ્મણ-બરેલીમાં ઈ. સ. ૧૮૨૪માં પૈદા થયા. ચાર શાદી (લગ્ન) કરી ચૂક્યા છે ૨૪ બાળકો છે. જેમાંના ચારજ હયાત છે ત્રણ પુત્ર અને એક પુત્રી. ત્રણે પુત્રો યુવાન શાહરીમાંના એક શાયર છે. ઈ. સ. ૧૮૬૦થી શાહરીનો શોખ થયો. પ્રથમ 'કૃષ્ણ' ઉપનામથી લખતા-જલીલ 'મુનીર'ના શાગિર્દ-૩૧ ડિસેમ્બર ઇ. સ. ૧૯૨૧માં ૯૭ વર્ષની ઉંમરે મરણ પામ્યા.

"સભી દિલ સેઝસે ખાલી નહીં હોતે 'સાદિક',
દેખ સીનેમેં પત્થર કે શરર હોતા હૈ"



'સદર':-લક્ષ્મીપ્રસાદ નામ-પિતાનું નામ નોબતરાય-જાતે કાયસ્થ-લખનૌના રહેવાસી-'શકુન્તલા' લખનવી અને 'નસીમ' દહેલવીના શાગિર્દ-શહેનશાહ જ્યોર્જ પાંચમાના રાજ્યાભિષેક જે ઇ. સ. ૧૯૧૧માં દહેલીમાં થયો. તે વખતે તેઓએ એક કાસીદો લખી મોકલ્યો હતો એના પરિણામે આપને કોરોનેશન દરબારમાં બોલાવવામાં આવ્યા હતા. શહેનશાહ તરફથી મેરો મળી ફારસી અને અરબી પણ

સારી રીતે જાણે છે-આજકાલ મુંબઇમાં રહે છે,

"અદમસે આયે, જાયેંગે અદમકો;
હમારી ઇબ્તેદા ન ઇન્તેહા કયા."
"જહાં ગર્દિશમેં જામે બાદયે ગુલફામ આતા હૈ,
હમ જગશેકા ઇશ્રતસે યાદ અન્જામ આતા હૈ

'સહરાઈ':-લાલા બળદેવ સહાય નામ –ઘણા પેપરોના એડિટર બની ચૂકયા છે, કવેટામાં રહે છે પુરતુ ભાષાના વિદ્વાન છે.
ચર્ખ પર ફૈલા હુઆ હૈ એક આલમ નૂરકા,
હૈ ગુમાં હર એક તારે પર ચિરાગે તૂરકા."

'સફા':-લાલા મણીલાલ નામ-મીરતકી 'મીર'ના શાગિર્દ-ઇ. સ. ૧૮૭૦માં મરણ પામ્યા.
ચર્ખકા કમ યેહ સલીકા હૈ સિતમગારીમેં,
કોઇ મા'શૂક હૈ ઇસ પરદયે ઝંગારીમેં."

'સૂફી':-બશીરનાથ નામ-લાહોરના રહેવાસી. 'વહજત'ના શાગિર્દ.
"જલ્વા હૈ તેરે નૂરકા સારે જહાં પર,
હૈ ચાંદની ઝમી પે યેહ ચાંદ આસમા પર."

'સનમ':- અંબિકા સહાવ નામ-જગન્નાથ પિતાનું નામ- હરનામના રહેવાસી- 'રશીદ'ના શાગિર્દ.
"એ કાપલા કયું હાય ઉઠાતા હૈ દૂઆ કો
મા'લૂમ હૈ દિલકા તેરા એહવાલ ખુદા કો."

'સૈદ':- લાલાયકદેવ નામ- જાતે કાયસ્થ કલેકટરની ઓફિસમાં નોકરી કરે છે. ફારસીના જાણકાર છે. શાઇરીનો શોખ નાનપણથી છે. એ ઉપરાંત ફોટોગ્રાફનો પણ અનહદ શોખ છે. મ્યુનિ. કમિશ્નર પણ બની ચૂકયા છે. 'ખલિશ' ગયાવીના શાગિર્દ- દીવાન પ્રગટ થઇ ગયું છે.
"સઝા કિસકો-મિલી થા જુર્મ કિસકા,
લગી ઉન્સે નઝર દિલ પર લગી ચોટ."

'શાદ':-બાલમુકુંદરાય નામ-દહેલીના રહેવાસી ઇ. સ. ૧૯૧૨માં મરણ પામ્યા.
"યેહ શોખી રંગમેં પૈદા કભી હિના ન કરે,
હમારા ખૂને દિલ ઇસમેં અગર મિલા ન કરે."

'શાદ':-કાલીપ્રસાદ નામ-'અફઝલ' લખનવીના શાગિર્દ.
"ખાક લહદ નઃ હો કીસી ખાના ખરાબકી
છાયા હૈ કુચ્છ ગુબારસા આજ આસમાન પર."

'શાતિર':-કુંવર દરબારસીંગ નામ- પીલીભીતની ડિ. બોર્ડના મેમ્બર છે. 'નૂહ' નારવીના શાગિર્દ છે.
"હૈ દુન્યા વોહ યહાં પર્દેમેં છુપતે કો છુપે,
દેખના હૈ મુઝે મેહશરમેં કિધર જાતે હૈં"

'શાતિર':-બેલીરામ નામ-અમૃતસરના રહેવાસી-પેશાવરમાં વર્કસ ડિપાર્ટમેન્ટમાં સબ ઇન્સ્પેકટર તરીકે નોકરી કરતા હતા. ઉર્દૂ-ફારસીના જાણકાર હતા. ઇલ્મે અરૂઝ પણ જાણતા હતા. મુંબઇની અન્જુમને અદબે તેમને તાજુશશોરાનો ખિતાબ આપ્યો હતો. ૩૬ વરસની ઉંમરે ઈ સ. ૧૯૨૨માં મરણ પામ્યા.
"કિસ કદ્ર સખ્ત અદમકા સફર હોતા હૈ,
ચોલી મંઝિલમેં હરએક ખાર બહાર હોતા હૈ.
રોને લગતે હૈં સર શામસે સુનને વાલે,
મેરી આહોમેં જિગર દોઝ અસર હોતા હૈ."

'શાકિર':-પંડિત શીવનાથ નામ-બનારસના રાજના નાયબ દીવાન હતા.

"કુછ ઐસા ગુમ હુઆ હૈ અબ્તેર વક્ત
નઝરે આતા નહીં હૈ દુરબીન સે."

❂

'શાકિર':- ગોરધનદાસ નામ- લાલા ભગવાનદાસના પુત્ર- ૨૧ ઓકટોબર ૧૯૦૨માં પૈદા થયા. તેમના દાદા ઘણા સખી હતા. કૂવાઓ, ધર્મશાળાઓ વગેરે બનાવી હતી. છારા સ્કૂલમાં શિક્ષકની નોકરી કરે છે.

"કુછ મશક્કત કી કમાઇ મે જો મિલતા હૈ ગઝા,
ઇસકી લઝ્ઝત પુછીયે જાકર કિસી મઝદૂર સે.
ખાનયે દિલ જિસકા રૌશન હો ખુદાકે નૂર સે.
કામ ઇસકો હૈ નઃ પરીયોંસે નઃ મતલબ હૂરસે."

❂

'શરારહ':-દેબીદયાલ નામ-જાતે કાયસ્થ-ઇ. સ. ૧૮૮૫માં પૈદા થયા. ફારસી, અંગ્રેજી અને હિંદીના વિદ્વાન હતા. લખનૌના રહેવાસી-૨૨ વરસની ઉંમરે ઇ. સ. ૧૯૧૭માં મરણ પામ્યા.

"સીદા પર હુઆ ઝાહિર નઃ યા સહગર તુએ વાકિફ,
ઉઠાઇ જિસ કદ્ર તકલીફ મૈંને દર્દે પિન્હાની?"

❂

'શફ્ફ':-લલિતાપ્રસાદ નામ-પિતાનુ નામ બેનીલાલ-લખનૌના રહેવાસી-'ફુરકત' લખનવીના શાગિર્દ-જાતે કાયસ્થ-ફારસી અંગ્રેજીના જાણકાર હતા-૫૫ વરસની ઉંમરે મરણ પામ્યા.

"ઇસ લિએ ખાક પે બેઠા હૂં મેં,
કેઃ ઉઠા કર વોહ નઝર દેખે તો.
ક્યા ક્યું કરતે હૈ યેહ દુન્યા મે,
પહેલે અસલ અપની ખબર દેખે તો"

❂

'શાદાં':-મહારાજા ચંદુલાલ નામ-હિજરી સન ૧૧૭૫માં હૈદ્રાબાદ મુકામે પૈદા થયા-રાજા ટોડરમલના વંશજોમાંના છે-જાતે ખત્રી સૂર્યવંશી-૮૬ વરસની ઉંમરે હિજરી સન ૧૨૬૧માં મરણ પામ્યા.

"આતા નહીં જો સામને મારે હિજાબકે,
હમ દિલસે હૈં નિસાર ઇસી આફતાબકે."
દેખ અય આકિલ નહીં બેહરે ભરદાં ગયે કપાસ,
કાન રખકર સુન યેહ દેતા હૈ સદા કોસો હુબાબ.

❂

'શોક':-પૃથ્વીનાથ નામ-કાશ્મીરના રહેવાસી.

"આલમ પે બેસ બાતી દુન્યા હુઇ શિકાર,
વોહ અપને હી મિટાતા હૈ નકશે નિગાર કો"

—અપૂર્ણ



# નબીઓના રોઝગાર

હઝરત આદમ અલૈ૦ ખેતીવાડી
„ નૂહ „ સુથારકામ
„ ઇદ્રિસ „ પણાટ-નાકશા કામ
„ ઇબ્રાહીમ „ ખેતીવાડી
„ લુત „ ખેતીવાડી
„ સાલેહ „ બાપારકામ
„ શુએબ „ સૌદાગીરી
„ મુસા „ સૌદાગીરી
„ હૂદ „ બાપારકામ
„ ઝકરિયા „ સુથારકામ
„ યાહ્યા „ રંગકામ
„ ઇસા „ રંગકામ
„ ઝુલકિફલ „ ખેતીવાડી
„ મુહમ્મદ (સલ૦) સોદાગીરી

ખુદાના પાક નબીઓ પણ પોતાના જીવન-નિર્વાહ માટે કંઇને કંઇ કામ ધંધો કરતા હતા. બેકાર બની બેસી રહેવું તેમને પસંદ નહેતું. મુસ્લિમો પણ તેમના માર્ગે વળે અને પોતાના જીવનનિર્વાહના સાધનો ઝમાનાની રફતારે જોઇ શોધી લે તો સારીયે કોમની ઉન્નતિ થઇ શકે છે.



# ....અનુક્રમણિકા....


| | | |
|---|---|---|
| "દરબારે મદીનામાં ફર્યાદ" ... | 'બેદાર' ... | ૧ |
| આ.વાઝરી દુન્યા ... | "બેકર" ... | ૨ |
| કરકસરના ગેરફાયદા ... | મુ ઈસ્માઈલ ... | ૫ |
| "કાંઈ પણ ભાવે નહીં" ... | "અમીન" આઝાદ ... | ૮ |
| રંગુન (બર્મા)ના ગ્રાહકોને ... | ... | ૧૦ |
| કાવ્યવાડી ... | ખામોશ-મયખાર-બેદાર | ૧૧ |
| શુમારતો ... | ચાંદલીયા ... | ૧૨ |
| જમાલુદ્દીન યાકૂબ ... | "ખામોશ" ... | ૧૪ |
| મુસ્લિમ યુવકનું ફરિયાદનામુ ... | "નૂર" ... | ૧૭ |
| ફકીર ... | મનીઆર ... | ૧૮ |
| "તો સારૂં" ... | શમીમ ... | ૨૩ |
| "ઈન્સાન છે" ... | એયાશ ... | ૨૪ |
| જીવનના જ્વલન ... | સહર ... | ૨૪ |
| પોતાનુંજ પ્રતિબિંબ ... | "ઇજન" ... | ૨૫ |
| પોતાનું પ્રતિબિંબ ... | "મોઇઝ" ... | ૨૬ |
| કત્આત ... | "બેબસ" ... | ૨૭ |
| મુર્દાઓની વસ્તીમાં ... | "ટી" ... | ૨૮ |
| મુજરિમ ... | ઇબ. નવીવાલા ... | ૨૯ |
| હ૦ ઇમામ હુસૈન (રદી૦) ... | ઇમ. શેખ ... | ૩૦ |
| ફતાવા ... | મો૦ અશરફ ... | ૩૩ |
| ઉર્દૂ સાહિત્યના હિન્દુ શાયરો ... | ... | ૩૫ |
| "આમ ખબર" ... | "હઝી" ... | ૩૬ |
| "દેશાભિમાન" ... | ... | ૩૭ |
| "વાહ વાહ" ... | "ફાની" ... | ૩૮ |
| રાંદેર મુસ્લિમ શાદી-જન્મ-મરણ ... | ... ... | ૪૦ |
| ધી સુરતી સુન્ની વહોરા એજ્યુ. સોસાયટી... | ... ... | ટાઇટલ ૩જું |



Printed by:-Maganlal Mangaldas Patel, at the 'Gangotri' Printing Press Kanpith, Khand Bazar, SURAT.

Published by:-Azum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya. M. M. P. Lane, RANDER.

# ....દરબારે મદીનામાં ફર્યાદ....

ચારે તરફ અંધકાર જ્યારે જગમાં છાવાયો હતો,
માનવી જ્યારે જગતમાં કાળ પડછાયો હતો;
ને જગતના ખુણે ખુણે કુફ્ર ફેલાયો હતો,
ત્યારે જગને આપનો ઉપદેશ સમઝાયો હતો.
એ યાદથી તો આજતક મારૂં હ્રદય આબાદ છે,
તે છતાં પણ યા રસૂલુલ્લાહ હ્રદય નાશાદ છે.
આજ મારા દિલમહીં તૂફાન છે તૂફાન છે,
આહ મુસ્લમાનો થયા અજ્ઞાન છે અજ્ઞાન છે;
ભૂલી ગયા નિજ જાતને ભૂલી ગયા ઇમાન છે,
જ્યાં હતી આઝાદી ત્યાં આજે ગુલામીસ્તાન છે.
પ્યારા આકા સાંભળો દુખ્યોના અંતર નાદ છે,
આહ અમારી ઝિંદગી બર્બાદ છે બર્બાદ છે.
છે ભરી અહો હ્રદયમાં આંખડી ગમગીન છે,
હાથ પગની બેડીઓ આજે બની સંગીન છે;
ને કયામતના બધા દેખાય અમને સીન છે,
આહ અમારા હાથથી વેચાઇ આજે દીન છે.
ના રહી અમ દિલ મહીં આકા ખુદાની યાદ છે,
યા હબીબે કિબ્રિયા ફર્યાદ છે ફર્યાદ છે.
શું હતા કાલે અમે, શું આજની છે ઝિંદગી?
જે ગુલામીમાં સડે શા કામની છે ઝિંદગી?
ક્યાં રહી આજે અરે આરામની છે ઝિંદગી?
ને રહી ક્યાં મુન્તઝિર અંજામની છે ઝિંદગી?
ના નથી વાતો કવનની મારા ઉરના સાદ છે,
આપનો 'બેદાર' માંગે-આપથી ઇમદાદ છે.

'બેદાર' કુતિયાણવી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...બેકાર...



**હિંદની હાલત !**

જેમ જેમ આઝાદીની તારીખ નજીક આવતી જાય છે; તેમ તેમ હિંદની હાલત વધુ ને વધુ બગડતી જાય છે, "મરઝ બઢતા ગયા જ્યું જ્યું દવા કી !" જેવી આજે હિંદની હાલત છે, જેમ જેમ એકતાની વધુ વાતો થઇ રહી છે, એકતાનાં ભાષણો, એકતાનાં નાટક-સિનેમાઓ, એકતાના પ્રયોગો થતા જાય છે; તેમ તેમ વધુ ને વધુ...અંતર પડતું જાય છે. હિંદમાં ફુટના વેલા વધતાજ જાય છે. "ફુટફાટ થકી થઇ ગઇ હર ઘરની હજામત." જેવું થઇ ગયું છે; છતાં કોઇને ભાવિનો જાણે વિચારજ આવતો નથી.

હિંદુ અને મુસ્લિમ કોમવાદીઓ જાણે છેક છેદલે પાટલે બેઠા છે અને આ પાર કે તે પારની વાતો કરે છે. હજારોનાં ખૂન થાય છે, પારાવાર ઘાયલ થાય છે, કરોડોની મીલ્કતોને આગ લાગે છે, લાખોની મીલ્કતો લૂટાય છે; અને તે બધું રાજદ્વારિ કકો ખરો કરવા માટે ! અને છાપાં તો પોતપોતાના પક્ષનાં ઢોલ વગાડવામાંથી ઉચાં આવતાંજ નથી ! જનતા લીડરોના કાબુમાં રહી નથી, અને એ બે કાબુ થએલી બેલગામ જનતાને 'અફવા'ના આંદોલનોથી શરારતી લોકો ભડકાવી રહ્યા છે. આજે હિંદમાં એવું કોઇ શહેર નથી કે જે કોમીવાદની આગમાં ન ઝડપાયું હોય ? હજી દુરદુરનાં થોડાંક ગામો કે કસ્બા શહેરની ઝેરી હવાથી બચેલા રહ્યા છે શહેરમાં રહેવું જાણે સલામતજ દેખાતું નથી. આડકતરી રીતે જાણે શહેરો ભાંગીને ગામડાં વસાવવાની યોજના થતી હોય એમ દેખાય છે ! જ્યાં હોય ત્યાં ગરમ વાતાવરણમાં અફવાઓએ બળતામાં પેટ્રોલ છાંટવાનું કાર્ય કર્યું છે ! અફવાઓને દાબવાનો કોઇ ઇલાજ નથી દેખાતો.

ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ એવા ફુટપાથ પર સુનારા મવાલીઓ કે જેમનો હુલ્લડોમાં લૂટવાને ચાન્સ મળે છે; તેવાઓ તો કમર કસીને તૈયાર બેઠા હોય છે કે ક્યારે હુલ્લડ જાગે અને અમને તડાકો પડે !' ખોટી અફવાઓને ફેલાવવાનું કામ એવાઓજ બજાવે છે. કારણ કે હુલ્લડથી જો જરાતરા ફાયદો હોય તો તે એવા ગુંડા કે મવાલીઓનેજ હોય છે ! કેટલાક લીડરોના બેફામ લવારાથી અને કેટલાક બેભાન એડીટરોના લખાણોથી આમ જનતાની તંગદિલી, સંગદિલીમાં રૂપાંતર થઇ ઝનૂને ચઢે છે. અને ઝનૂનનું કોમીવાદી ભૂત એવું મસ્તકે ચઢી બેસે છે કે સ્ત્રીઓ, અને બાળકોને પણ બક્ષી મૂકતા નથી ! ખરે હિંદની કમનસીબી છાપરે ચઢીને પોકારી રહી છે કે "આઝાદીના આગમનને ટાણે કોમી કંકાસ નહિ મટે તો "કાળ કહેણી રહી જશે પસ્તાવો પાછળથી થશે !

ઘણા વિચારોને અંતે જણાય છે કે

હિંદના ગાગલાં ચાલે કે પાડવાનો એકજ ઇલાજ છે જેટલા લીડરો કુવારો કે વિધુર છે તેમને એકદમ પરણાવી દેવા જોઇએ, ઘરમાં બૈરી હોતી નથી તેથી એ ઘરની ફિકર ચિંતા છોડીને દેશની ચિંતા કરવા લાગી જાય છે, અને અડીએલ ટટ્ટુની જેમ પોતાની વાત નિભાવવા મંથન કરે છે. જો વાંઢા લીડરોના ઘરમાં બૈરીઓ હોય તો જરૂર એમનાં દિલોમાં શાંતિ અને દિમાગમાં સલાહની ધૂન જાગે! વાંઢા અને વિધુરોના જકકીપણાને ટાળવાનો એકજ ઇલાજ છે અને તે લગ્ન! લગ્નજ (પછી તે લગ્ન હોય કે પુનર્લગ્ન) એક એવી વસ્તુ છે કે જે મારકણા સાંઢ જેવા મરદને ગળીયા બળદ જેવો નરમ ઘેંસ બનાવી દે છે! અને એ પણ ખુલ્લીજ વાત છે કે આપણે સાંઢ જેવા નહિ પણ બળદો જેવા લીડરોની જરૂર છે.

## સોનેરી

આપણા સમાજમાં ખાસ કરીને સોનાનું મહત્વ વિશેષ હોય છે; તેથી દરેક બાબતમાં સોનેરી શબ્દનો ઉપયોગ થતો રહે છે. જેમ કે કોઈ અમલદારને તેના પગારની રકમ કરતાંય બમણી ત્રમણી રકમ, કોઇ ગરજવાન તરફથી નજરાણા તરિકે (લાંચ તરીકે નહિ. કારણ કે એ તો ઘણો હલકો શબ્દ છે!) મળી જાય તો તેને ગોલ્ડન ચાન્સ યાને સોનેરી મોકો સમજીને ગજવામાં સેરવી લે! પરીક્ષામાં ફાંફાં મારતાં કોઈ વિદ્યાર્થીને પાડોશીની નોટમાંથી ચોરી કરવાની તક સાંપડે અને તે એમ કરીને પણ પાસ થાય તો તે સોનેરી તક સાંપડી ગણાય! જાતે જોઇને કરેલાં લગ્ન નહિ પણ મા-બાપે કરાવી આપેલાં લગ્નમાં જો ભાગ્યથી પતિ સ્વરૂપવાન અને ગુણવાન નીવડે તો તે ગોલ્ડન ચાન્સ કહેવાય!

પચાસમે વરસે પણ કોઇ મહેનત કરીને મેટ્રિક પાસ કરે તો તેની ગોલ્ડન જ્યુબીલી ઉજવાય! કોઇ રાજા-મહારાજા પચાસ રાણીઓ અથવા રખાતો રાખે તો તેની પણ ગોલ્ડન જ્યુબીલી ઉજવાય! જુવાનીના સમયને ગોલ્ડન એઇજ કહે છે! કોઇ ખૂબસૂરત યુવતી પોતાના મિત્ર યુવક સાથે લગ્ન ન કરી શકે; પણ સંજોગ વશાત એને કોઇ આધેડ બીજવરની સાથે પરણાવવામાં આવે ત્યારે એની આંખમાંથી જે આંસુ પડે તે સોનેરી આંસુ કહેવાય! દેશમાં અત્યારે જ્યારે અનાજ અને કાપડની તંગી છે; તે તકનો લાભ લઇને કેટલાક ચાર ચાર, અને પાંચ પાંચ ગણી કીંમતે અનાજ અને કાપડ વેચે, એ કાળાં બજારીઆઓની સોનેરી તક કહેવાય! કોઈ સ્ત્રી એકથી ડાઇવોર્સ મેળવી બીજો અને બીજાથી ડાઇવોર્સ મેળવી ત્રીજો એમ આગળ પાછળ પચાસ પતિ કરે તો તે લગ્નની ડાયમંડ જ્યુબીલી ઉજવી શકે! ગાંઠનું ખાઇને કોઇ સંપાદક ૫૦ વરસ પેપર ચલાવી જાણે તેની પણ ડાયમંડ જ્યુબીલી ઉજવાય! કોઇ ચોર કે ડાકુ ડબલ જન્મટીપ કાળાપાણીની સજા પામી ૫૦ વરસ જેલમાં વિતાવીને પાછો ઘેર આવે તો તેની પણ ગોલ્ડન જ્યુબીલી ઉજવાય! મુંબઇના રહેવાસી જીવડાઓ શનિવારની રાતને 'ગોલ્ડન નાઇટ' અને રવિવારના 'રજાના દિવસે મજા કરતા હોય તેને 'ગોલ્ડન ડે' તરિકે વર્ણવે છે! દેશની ખાતર મૃત્યુને ભેટનારનું નામ ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાય છે. આમ જીવનમાં સોનેરી પળો અનેક નીતની આવે છે.

## પરિક્ષાની પીડા!

વાર્ષિક આફતમાં એક પરીક્ષાની પીડાનો પણ સમાવેશ થઇ શકે, સ્ત્રીઓને પ્રસુતીની પીડા હોય છે; તેવીજ લગભગ વિદ્યાર્થીઓને પરીક્ષાની પીડા હોય છે! માર્ચ અને એપ્રીલ એ બે મહિનામાં એ પોતાનું પોત પ્રકાશે છે! વાંચી વાંચી! વિદ્યાર્થીઓનું તેલ નીકળી જાય

છે। આખું વરસ ખર્ડપીને તાજા થએલા વિદ્યાર્થીએ પરીક્ષાનું નામ સાંભળતાંજ સુકાઇ જાય છે એ ત્રણ માસ પહેલાંથીજ વાંચવાની ધૂન વધતી જાય છે. આખું વરસ ગમે તેમ રખડી ખાતો વિદ્યાર્થી પરીક્ષા પહેલાં સીરો તીર થઇ જાય છે. વાંચી વાંચીને બેવડ વળી જાય છે; ત્યારે પરીક્ષાને લાયક બને છે. અને પ્રસુતિ થતાં પહેલાં જેમ છોકરો થશે કે છોકરી તે નક્કી હોતું નથી તેમ પરીક્ષામાંય વિદ્યાર્થી પાસ થશે કે નાપાસ તે નક્કી હોતું નથી। પ્રસુતિમાં મીડવાઇફ્સ અને લેડી ડૉકટરની જેવી કામગીરી હોય છે। તેવી પરીક્ષામાં સુપરવ‌ાઇઝર અને પરીક્ષકની કામગીરી હોય છે આમ અનેક રીતે પ્રસુતિ અને પરીક્ષામાં સામ્ય છે પ્રસુતિમાં છોકરો જન્મતાં આનંદ ફેલાય છે, તેમ પરીક્ષામાં પાસ થતા આનંદ ફેલાય છે। બાકી અપવાદ તરિકે નાપાસ થતાંય આનંદ થાય એવાય કોઇ બાપ લાખ ચાલીસના વીરલા હોય છે ખરા।

### યુરોપનું ધુંધવાતું છાણું!

ચર્ચીલે અમેરિકામાં ફુલ્ટન ખાતે જે આગ ઝરતું ભાષણ કર્યું હતું, અને ત્રીજા યુદ્ધનું ભવિષ્ય ભાખ્યું હતું; જાણે તેનાજ ટેકામાં ત્રુમાને એક લેકચર ન્યુયોર્ક ખાતે ફટકારી દીધું છે, તેનો સાર એ છે કે શાહીવાદી દેશોને રશિયાની સામે ઉભા કરી દેવા રશિયાને યુરોપમાં આગળ વધતું રોકી મધ્ય યુરોપમાંથી તેની લાગવગ ઘટાડી દેવી એ તેનો હેતુ છે. રશિયાનાં પાવરફુલ લશ્કરોની ત્રુમાનને જાણે ધારતી પેઠી છે, અને પોતાની પાસે 'એટમ' જેવું ઉછા પારહાનું હથિયાર છે; તે આડકતરી રીતે સ્ટેલીનને ધમકાવી રશિયાને ડારવા માટે યત્ન કરાઈ રહ્યું છે.' ખરી રીતે તો 'એટમ'જ અમેરિકા માટે ચિંતાનો વિષય થઇ પડયો છે. કારણ કે બીજા દેશો પણ અખતરા કરે છે અને તેમાં તે સફળ થય તો? તો એટમ એક કેહા કે નાળિએર જેવો નિરર્થક સાબિત થાય।

ભૂમધ્ય તરફ રશિયા આગળ વધી શકે માટે ગ્રીસ અને ટર્કીને હાલરૂપ બનવા માટે અમેરિકાએ ૪૦ કરોડની લોન પણ ધીરી દીધી। "ઝર ચાહે સો કર, બિનઝર ટકટક મત કર!" જેવી હાલત છે. અમેરિકા પૈસાના જોરે પોતાના લાગવગનાં ક્ષેત્ર વધારી રહ્યું છે ત્યારે રશિયા પોતાનાં લશ્કરી બળ પર મુસ્તાક છે. એ બને પાડા, પાડાની લડાઇમાં યુરોપ રૂપિ ઝાડનો ખેડો નીકળી જવા બેઠો છે। અને વળી હવે તો દિલ્હી ખાતે એશિયા પરિષદ મળી તેમાંય એકકે અવાજે પશ્ચિમની ધુંસરીને ફગાવી દેવાની વાતો વિચારાઈ હવી પેલેસ્ટાઇનમાં તો ઇજીપ્ત 'વેઢી રફનાર બેઢંગી' જેવી હાલત છે। કાલનું માંદલુ ફ્રાન્સ આજે હિંદી ચીનની ગરદન પર સવાર થઇ બેઠું છે। મીસર અને સુદાનનો પ્રશ્ન પણ ધુંધવાતા છાણાને રાખ વડે ઢાંકયો છે એ રાખ ઉડતાં કયારે ભડકો થશે તે નક્કી નથી। જર્મનીની વ્હેંચણી કંઇ યુરોપના આપઘાત રૂપ ન નિવડે તો સારૂં।

### સ્વર્ગમાં સાહિત્યકારો!

જાણે સ્વર્ગમાં સાહિત્યકારોની એકાએક જરૂર પડી હોય તેમ જણાય છે। જાણે ત્યાં સાહિત્ય પરિષદ ભરાવાની ન હોય। મરહુમ બદ્ર નિઝામી રાહતી અને કવિશ્રી નાનાલાલ પછી નિઝામુદીન કુરેશી અને મેઘાણીનો વારો આવ્યો, અને છેવટે લલીતજી પણ ગયા. જાણે પૃથ્વી પર સાહિત્યની હવે જરૂરજ રહી નથી અને સ્વર્ગમાં સાહિત્ય પરિષદ ભરાવાની હોય એમજ સ્પષ્ટ દેખાય છે। જ્યારે જયારે કોઈ સાહિત્યકાર ગુજરી જાય છે; ત્યારે ત્યારે તેના



# કરકસરના ગેરફાયદા....

...લેખક...
મુન્શી ઈસ્માઇલ (રાંદેર)

રૂપિયા પૈસાની આવા કટોકટીના સમયમાં કોને જરૂર નથી હોતી. નિર્ધન અને તવંગર સૌને એક સરખી જરૂર હોય છેજ. તો પછી હું એક સાધારણ પગારનો નોકરીયાત હોઇ મને શા માટે એની જરૂર ન હોય. એ હિસાબે અમારે ઘણી વાર અમારૂં ગાડું ગબડાવવામાં કંજુસાઇ કરવી પડતી પણ છેલ્લાં છ-સાત વરસે તો એનેય લેખામાં લીધી નહિ.

મારા ભોગ લાગ્યા હતા કે એક દિવસ મેં બેઠાં બેઠાં મારી તેને લેણદારોના જુલમથી બચવા માટે કાયદેસર હિસાબ રાખવો જોઇએનું સૂચન કર્યું. તેમણે એકી અવાજે મારા એ સૂચનને અનુમોદન આપ્યું. હું ખુશ થયો કે ચાલો હવે કંઇક બોજો હલકો થશે મને અમારા તેની એકજ આદત ખોટી લાગે છે કે એ જે કામ કરવાનો વિચાર કરે છે તે પુરૂં કર્યા વગર જંપતાં નથી. હા! એમની કાર્યકુશળતા પ્રમાણિકતા અને વ્યવહારિક જ્ઞાન માટે મને ઘણું માન છે પણ મને શું ખબર કે તે એકાએક આ શુભ કાર્યનાં શ્રી ગણેશ માંડવાનાં છે. ખેર!

બીજેજ દિવસે એમણે તો સત્તાવાર રીતે જાહેર કર્યું કે આવતી કાલે પહેલી તારીખ છે. એટલે તે અંગે હિસાબ કિતાબ રાખવાની મેં આજથીજ સર્વ તૈયારી કરી રાખી છે. એ સાંભળતાંજ વડીધારસભાનું બજેટ સાંભળી જે સ્થિતિ થઇ તેવી મારી હાલત પણ થઇ. ને હું નમ્રતાથી બોલ્યો. શ્રીમતિજી આટલી બધી ઉતાવળની શી જરૂર હતી. ખેર! તમે શરૂઆત કરવાની તૈયારી કરી દીધી છે. તો તેમાં મારી ના નથી. મારા તરફથી સંમતિના શબ્દો સાંભળતાંજ એમણે તો રજીષ્ટરો અને ચોપડાઓનું બંડલ મારા પગ આગળ મૂકી દીધું. અને સત્તાધારી સ્વરમાં લેક્ચર શરૂ કર્યું આ બધી બુકો કાલથી શરૂ થતા આપણા ઘર ખરચના હિસાબ કિતાબ માટે આજેજ બજારમાંથી ખરીદ કરી છે. એમાં નીચે પ્રમાણેની બુકોનો સમાવેશ થાય છે. (૧) હિસાબ કિતાબ રાખવાનો ભોમિયો. કિંમત દશ રૂપિયા-પાંચ આના. (૨) ગૃહજીવનનો હિસાબ કિતાબ લખવાનો સાર. કિંમત સાત રૂપિયા-આઠ આના. (૩) કરકસરથી થતા ફાયદા. નામની બુક. કિંમત દશ રૂપિયા પંદર આના. (૪) બે છાપેલાં રજીષ્ટર. દર સાત રૂપિયા દશ આના લેખે. પંદર રૂપિયા

---

સ્મારકની વાતો વહેતી થાય છે; અને પછી વખત જતાં એ વાતો ધીમે ધીમે ભૂલાઈ જાય છે. મેઘાણીના ભકતોની તો સંખ્યા વિપુલ છે એટલે કદાચ એ ન ભૂલાય અને 'મેઘાણી હોલ'ની યોજના સફળ થાય; પણ જેમ ગુજરાતી માસિકોની દુન્યાને પલ્ટી નાખનાર સાહિત્ય પારેખ મર્હૂમ-હાજી મહંમદ ભૂલાઈ ગયા તેમ નિઝામુદ્દીન કુરેશીય ભુલાઇ જાય તો નવાઇ નહિ! રોઝા અને કબ્ર પરસ્તીમાં ખૂબ આગળ વધી ગએલા મુસલમાનો જીવતાં પોતાના સાહિત્યકારોને ભુલી જાય પણ મર્યા પછીય તેનું સ્મરણ ન રાખે એ કેવી પરિસ્થિતિ! બદ્ર નિઝામી રાહતી જે એક વખતે 'મુસ્લિમ કલમ' તરીકે ઝળકી ગયા હતા અને તે આજે એક મુસ્લિમ લેખક તરિકે ભુલાઈ ગયા છે! 'ફાની' કે 'મલિક' જેવા મર્હૂમ ગુજરાતી શાયરોને પણ મુસ્લિમ ગુજરાત વિસરી ગયું છે! દાલડાના ધીમાં એ તાસીર છે કે ધીમે ધીમે માણસની સ્મરણ શકિત ઘટાઇ જાય છે! જીવતાંને તો આપણા સમાજમાં કોઇ ગણતું નથી; પણ મર્યા પછી તો તેની યાદી રાખો!

ચાર આનાનાં (૫) એક કોરૂં રજીસ્ટર્ડ. (૬) એક લાલ પેન્સીલ (૭) એક શ્યાન ઈંકનો પેડ. વગેરે-વગેરે. વ્યાખ્યાતાએ પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખતાં વધુ ઉમેર્યું કે એમ તો જરૂરી બધી બુકો માટે ઓછામાં ઓછા સો રૂપિયા ખરચ થાય એમ હતા. પણ મેં સ્થિતિનો વિચાર કરી અર્ધોઆજ પતાવ્યું છે. એ શ્રોતાએ ન સુણવું જોઈએ મારા તો ઉપરનું એમનું ટુંકુ ને મુદ્દાસરનું ભાષણ સાંભળી કાળજ ગગડી ગયા ને હું તો લોહીના કકવા ઘુંટડાગળી ચુપચાપ બેસીજ રહ્યો. ઉલ્ટુ તેમને રાજી રાખવા ખાતર પરાણે બોલ્યો. શાબાશ! શાબાશ! જોઈતી જરૂરી વસ્તુઓ ફક્ત નજીવી પચાસ જેવી રકમમાંથી આણી. એનો મને તો ભરોસો આવતો નથી મારે આમ કહેવાનું ફક્ત એકજ કારણ હતુ. કે જો હું વિરોધ દર્શાવીશ તો ઘરમાં મહાભારત યુદ્ધ અનિવાર્ય નોતરીશ

શ્રીમતિજી:-હા! હા! પચાસજ ખરચ થયો.

હું:-આતો ઇનામ મેળવવા જેવું તમે કામ કર્યું છે. બાકી ખર્ચેલા પચાસ હું આજથીજ આપને ખાતે જમા કરવાની જાહેરાત કરૂં છું. એમ કહેતાં તો મે કહી નાખ્યું. પણ મોં પરના ભાવો હું બદલી શક્યો નહિ. એટલે મારા પર દયા કરતાં હોય એવા લહેકામાં તે મને આશ્વાસન આપતાં બોલ્યાં, ગભરાઓ નહિ. આ ખરચ જે મેં કર્યો છે તે એટલા માટે કર્યો છે કે ભવિષ્યમા થતો ફુઝુલ ખરચ ટળે તમે તો છ ને પકડી સોને જતા કરો એવા છો. આવા પ્રસંગે બેપાંચ રૂપિયા સામે જોવાનુ નથી. સમજ્યા!

મેં એમને કહ્યું કે પચાસ રૂપિયા તો રજીસ્ટરો પર ખરચ થયો. ને બીજા...

હું:-પચાસ નહિ તો પાંચસો?

હું:-પણ એક સામટાં આટલાં બધાં ચોપડાં લાવવાં મને તો ઠીક લાગતું નથી.

શ્રી:-વાહ! એ તમને ઠીક લાગતું નથી. તમારી આવી નબળી વાતોથીજ મને ઘણું લાગી આવે છે. જરા વિચાર તો કરો કે પધ્ધતિસર હિસાબ ન રાખવો તે હિસાબ ન રાખ્યા બરાબર નથી?

હું-નથીજ. પણ...

શ્રી:-હા! હા! તો એમાં શું છે. તે તો કહો.

હું:-(વાત વધી જવાના ડરે) ના મારી મેના નુકશાનની વાત નથી. પણ સવાલ એ છે કે...

શ્રી:-(આશ્ચર્ય પામી) શું સવાલ એ છે કે? કહી નાખોને જલ્દી.

હું:-હું વિચારતો હતો કે આ તો ફોગટની બલા ગળે પડી છે.

શ્રી:-એમાં બલા શાની ગળે પડવાની છે. તમારે સમજવું જોઇએ કે હિસાબી કામમાં શરૂ શરૂમાં અનેક મુશ્કેલીઓ આવી પડે છે. એટલા માટેજ મેં હિસાબ કિતાબ સરખા જરૂરી ચોપડાઓ અને બીજી બુકો ખરીદી છે.

હું:-પણ...એટલે...

શ્રી:-તમારા એ દરરોજના "પણ" અને "એટલેએ" તો મને આજ સુધી અર્ધી કરી નાખી છે. હવે તો મારો કેડો છોડો. એથી તો એજ સાબિત થાય છે કે તમે ફોગટના મારી પાછળ હાથ ધોઇ પડયા છો. એમજ છે તો હું તો આ ચાલી...

વાત વધ્યે જતી હતી ને વધુ વધશે તો નાહક મુશ્કેલીમાં મૂકાવું પડશે એ વિચારે હું ચુપ થઈ ગયો. મારી મૂર્ખતા પર મનમાં ને મનમાં પસ્તાવા લાગ્યો. તે મને પોતાનેજ ભાંડવા લાગ્યો. કે મેં વાંદરાને શા-માટે નીસરણી આપી. પણ હવે શું થઇ શકે એમ

હતું. તીર કમાનમાંથી છૂટી ચૂકયું હતું. અને સ્ત્રી હઠ કયાં કોઇથી અજાણી છે, તો પછી મને શું કૂતરે કરડયો હતો કે તેમના કામમાં દખલ કરૂં. એટલે સુલેહમાંજ સર્વસ્વ છે. એમ વિચારી તેમના કર્યા પર ન છુટકે રાજી રહી. ઘર સંસાર બગડતો બચ્યો ને કહેવા માંડયું. શ્રીમતિજી ! તમે તો નાહકનાં ગુસ્સે થઇ રહયાં છો. હું કંઇ એવોજ છું. કે તમારા કામમાં આડું આવું. તમારી વિરોધના કરવી એ મારી શકિતની બહારની વાત છે. સત્ય તો એજ છે કે હું આજેજ તમારી હોશિયારીની દાદ દેતો થયો છું એટલે કે તમે આવીજ હોશિયારીથી હિસાબ કિતાબ રાખશે તો તે દિવસ બહુ દૂર નથી. જયારે કે અમે ઉન્નત મસ્તકે ફરવાને લાયક બનીશું. આપણે બન્નેને બે ખોળિયાં છીએ પણ આત્મા તો આપણો એકજ છે. જો આપણે એક થઇ કામ કરીશું, તો દુન્યાની કોઈ પણ શકિત અમારી ઉન્નતિ અવરોધી શકશે નહિ. મેં તો જોશમાં ને જોશમાં લાંબુલચ લેકચર કરી નાખ્યું. ને એમ અવિધિસરની ડગ એક વેર બાદ સુલેહના દસ્તાવેજ પર સંમતિની ન છૂટકે મહોર મરાવી અને અધુરૂં હિસાબી કાર્ય આગળ ધપાવ્યું. તેઓ ઘરના ખરચનું માસિક બજેટ અગાઉથીજ તૈયાર કરી રાખતાં. ને પ્રસંગ જોઈ સાહેબોલત સમક્ષ નીચે પ્રમાણે રજુ કરતાં–

| | રૂ. આ. પા. |
|---|---|
| મકાન ભાડું | ૩૦–૦–૦ |
| નોકરો તેમજ આયાઓનો પગાર | ૪૬–૦–૦ |
| શાહુકારોનુ બાકી દેવુ | ૬૭–૧૫–૬ |
| પડોશી રામલાલનું ગયા બે માસનું બકી | ૨૩–૩–૦ |
| કરિયાણા તેમજ ગાંધીની દુકાનોનું દેવું. | ૧૫૦–૧૦–૩ |
| પરચુરણ ખરચ | ૧૭–૫–૦ |
| કૂલે ટોટલ | ૩૩૦–૧–૯ |

કુલ્લ આવકઃ–૩૩૦–૧–૯
માસિક બચતઃ–૦–૦–૦
રજુ કરનાર.–બબલાની બા.
ઓડીટ કરનારઃ–બબલાની બા

જ્યારથી એમણે આ કામ હાથ ધર્યું છે ત્યારથી ઘરમાં ત્રણ મોટા ફેરફાર થયા છે. પહેલો તો એજ કે બબલાની સભાળ રાખવા ખાતર પંદર રૂપિયાના પગારથી એક આયા રાખવામાં આવી. કેમ કે એમને હિસાબ કિતાબના કામમાંથી એટલીય ફુરસદ મળતી નથી કે એ ગરીબ બબલાની સંભળ રાખી શકે. બીજો એ કે હવે મારે દિવસનો વધુ ભાગ ઘરમાંજ ગાળવો પડે છે. કારણ કે મારાં ખમીસોને કોટ હવે બટન વગરનાંજ રહે છે. કેમકે શ્રીમતિજી હિસાબી કામની ભૂલ-ભૂલામણીમાંથીજ બહાર નીકળી શકતાં નથી કે તેમને બટન ટાંકવાની ફુરસત મળે. બીજો એ નોકર ચાકર અને બબરચીના ઉપર દેખરેખના અભાવે તેઓ મન ફાવ્યું કરે છે. અને બજાર હાટના પૈસામાંથી ખાસુ જેવું કમિશન પણ કાઢી લે છે હું તો આ બધી એક સમરી સત્તા સોંપણી જોઇ પાગલજ થય જાત. પણ મને પૂર્ણ શ્રદ્ધા હતી. કે દુઃખના દિવસો પછી જરૂર સુખનો ચંદ્ર ઉગશેજ. અને કેટલેક અંશે થયું પણ એમજ. કારણ હું હવે, શાહુકારોથી આંખ મેળવતાં જરાએ ગભરાતો નથી. કેમકે હું જાણું છું. કે મારે માથે શાહુકારોનું ફકત ૬૭–૧૫–૩ પઇજ દેવું છે. એ પહેલાં મને ખબર હતી કે શાહુકારોના પૂરા અડસઠ રૂપિયા મારી પાસે લેણા છે. વાંચકેજ એ એક રકમની બાદબાકી કરી જવાથી સંતોષ માનવો રહ્યો.

એકાદ અઠવાડીયાથી પેપરનો ફેરીયો છવ લઇ રહયો છે કે તમારો ગયા માસનો

હિમાબ ચૂકતે થયો નથી હું અવનવા પેંતરા કરી તેને ટાળતો રહયો. પણ જ્યારે તેણે ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું. કે હવે પેપર પહોંચાડવામાં આવશે નહિ તો હું ગભરાઇ ગયો.

મેં ઘેર જઈ તરતજ અમારી એ ને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા. ને મારા બચાવમાં સાથે સાથે એ પણ કહી નાખ્યું. કે મેં જાણે એ રકમ ભરી દીધી છે. જો તમે મારી મદદ કરી ચોપડા ઉથલ પાથલ કરશો. તો જરૂર એ રકમ કયાય-મળી જશે.

શ્રીઃ-બેશક. તમારી મદદ કરવી મારી ફરજ છે. લાવો હું અત્યારે જોઇ લઉં છું. અડધા કલાકની માથાકુટ પછી પણ રકમનો પત્તો ન લાગ્યો તો તે મારી ઝપાની લેવા લાગ્યાં. તમે એ રકમ ફેરીયાને કયા મહીનામાં ચૂકવી હશે

હુંઃ-મને કઇ ચોકકસ ખબર નથી પણ અંદાઝથી કહી શકુ કે ગયા ફેબ્રુઆરીમા એ રકમ ચૂકવી હશે

એમ સાભળી પાછા ચોપડા ઉથલાવવ માં આવ્યા ને ફરી પાછી સવાલોની ઝડી વરસવા લાગી.

તમને યાદ છે કે કેટલા રૂપિયા હતા?

હુઃ-ઓછામા ઓછા પાંચ રૂપિયા હશે.

શ્રીઃ-અફસોસ! તમે ચોકકસ બતાવી શકતા નથી. માટે હું દિલગીરી દર્શાવી કહું છુ કે હું તમને કઇ મદદ કરી શકતી નથી.

હુંઃ-શ્રીમતિજી! મને ચોકકસ ખબર નથી. એટલેજ હું આપને તકલીફ આપી રહયો છું. હું જાણી બુઝીને તો આપને હેરાન કરતો નથીને?

મારે જવાબથી સંતોષ માની તેમણે ફરી પાછા ચોપડા આમ તેમ ફેરવવા માંડયા તો ચોપડાના એક પાન પર ખૂણામાં લખેલા રૂપિયા પાંચ તેમણે મને બતાવ્યા અને કહ્યું.

પાંચ રૂપિયા તમને આપવામાં આવ્યા હતા.

મને આપ્યા હતા!

હા! હા! તમને તમે પછી ફેરિયાને આપ્યા કે કોઇ રખડેલને એ જોવાનું કામ મારૂં નથી.

પણ તમે એ રૂપિયા મને શા માટે આપ્યા હતા તે તો લખ્યું હશેને!

હું એ કેમ લખું, મારૂં કામ તો તમને આપેલી રકમની યાદી રાખવાનું છે. પછી એ તમારે જોવાનું રહયું કે હકદારનો હક બરાબર ચૂકવવામાં આવ્યો છે કે નહિ! એ માથાકુટમાં મારે શા માટે પડવું;

આવી આવી તો અનેક મુશ્કેલીઓ અમારા ઘરસંસારમાં એ પછી આવી જેનાથી હું તો સાવ કંટાળી ગયો છું ને પ્રભુને પ્રર્થું છું કે હે પ્રભુ! તું કરકસરનું કાળું કરજે. કે જેણે અમારા શાંત રીતે ચાલતા સંસારમાં અનેક વિટંબણાઓ ઉપસ્થિત કરી છે. મેં તો એટલા માટે એને અપનાવવાનું યોગ્ય ધાર્યું હતું કે એથી અન્યોની હાલત સુધરી છે. પણ હવેજ મને ખબર પડી કે એમાં ન તો દોડવાની શકિત છે. ન ઉભા રહેવાની.

(ઉર્દૂ ઉપરથી સુધારો કરી)

---

## નવું સરનામું

'કારવાં' ઓફીસ નીચેના સરનામે ખસેડવામાં આવી છે.

વહશી સાહિત્ય કાર્યાલય,
એમ. એમ. પી. લેન,
રાંદેર.

## ....કાંઈ પણ ભાવે નહીં....

સંકુચિત મન જ્યાં સુધી શંકાઓ સળગાવે નહીં,
ત્યાં સુધી ઠંડે કલેજે જીવવું ફાવે નહીં.
માનવીઓ જ્યાં સુધી માનવતા અપનાવે નહીં,
ત્યાં સુધી જગ શાંતિ લાવે નહીં, આવે નહીં.
ભેટ આપું દિલની, પણ જો આપને ભાવે નહીં,
ના, નહીં વેચી શકું એ કોઈ પણ ભાવે નહીં.
કાવ્યને પોષી રહ્યો છું હું હૃદયના રક્તથી,
નીર સમજી લેજો એને રંગ જો લાવે નહીં.
ધીરે ધીરે ચાલનારાઓનીજ એમાં જીત છે,
દોડનારા 'ઝિંદગીની દોડમાં' ફાવે નહીં.
હિંદને સાહિત્યકારોની જરૂરત છે છતાં,
ભૂખ્યા રહીને કોઈ, સાહિત્ય સર્જાવે નહીં.
એ ન આવ્યા શ્વાસ ચાલ્યા જાય છે બીમારના,
એમને કહેજો હવે તકલીફ ફરમાવે નહીં.
એમ આશા જો ફળે તો પણ ન લઝ્ઝતના મિઠાશ,
જ્યાં સુધી મારી નિરાશા એને બ્હેલાવે નહીં.
પ્રેરણા હદ તો બધી હદથી વધીને છે 'અમીન'
શું કરે કોઇ કવિ જો પ્રેરણા આવે નહીં !
મારી માનવતા મને પક્ષોથી પર રાખે 'અમીન'
કોઇ પક્ષે કોઈ મારૂં નામ નોંધાવે નહીં.*

'અમીન આઝાદ'

*લેખકનાં 'સબરસ' નામક કાવ્ય સંગ્રહમાંથી ઉધ્ધૃત.

## રંગુન–(બર્મા)ના ગ્રાહકોને

[બર્મા જાપાનીસ શત્રુના હાથમાં પડયા પછી ટપાલ વ્યવહાર થંભી ગયો હતો. જે ગ્રાહકોનું લવાજમ જ્યાં સુધી પહોંચ્યું હોય ત્યાં સુધી તેમના અંકો અમાનત તરીકે રાખી મૂકવામાં આવ્યા હતા. હજી નીચે મુજબના ગ્રાહકોના નવા સરનામા અમને મળ્યા નથી જો તેઓ સાહેબો પોતાના નવા સરનામા મોકલી આપશે તો તેમના પડી રહેલા અનામત અંકો રવાના કરવામાં આવશે. આશા છે કે તેઓ નવા સરનામા મોકલી આપવા ચૂકશોજ નહિ. —મેનેજર]

(૧) મેસર્સ એ. દાદાભાઈ બ્રધર્સ (બર્મા) લિ.
૨૮૨, એડવર્ડ સ્ટ્રીટ. રંગુન

(૨) „ આઝમ આરિફ બ્રધર્સ
૭૩૦, મરચન્ટ સ્ટ્રીટ „

(૩) „ અહમદ હુસૈન અચ્છા એન્ડ કું.
પો. બો. ૮૨૧ „

(૪) „ સુલેમાન દાદાભાઇ બ્રધર્સ લિ.
પો. બો ૧૯૩ „

(૫) „ વાય એ. ગની સન્સ
૮, ચાઇના સ્ટ્રીટ, પો. બો. ૩૧ „

(૬) „ એમ. આઇ. ફીફીભાઇ એન્ડ કું.
ઘર નં. ૭૫, સ્ટ્રીટ નં. ૨૮
પો. બો. ૭૯ „

(૭) „ Hnitthah સથા એન્ડ કું.
૫૨૧, ડેલહઉસી સ્ટ્રીટ „

(૮) ગી. ડી. એમ. અચ્છા
૧૩૨, એડવર્ડ સ્ટ્રીટ „

(૯) „ સુલેમાન ઇસ્માઇલ માગસા
૨૫૪, મોગલ સ્ટ્રીટ „

(૧૦) „ અહમદ ઇબ્રાહીમ માલમ
૧૩૯, બાર્કરોસે સ્ટ્રીટ „

(૧૧) „ અહમદ ઇસ્માઇલ અચ્છા
૫૫, ૫૮, ચાઇના સ્ટ્રીટ „

(૧૨) „ સેંટ્રલ મંગમેન મેમણ એસો.
પો. બો ૮૧૯

(૧૩) „ જુનુસ ઉસ્માન પો. બો ૯૫

(૧૪) „ મુહમ્મદ ઇબ્રાહીમ મુલ્લા
ઘર નં. ૬૬, સ્ટ્રીટ નં. ૨૫
પો. બો. ૫૩૪

(૧૫) „ એચ. આઇ. એમ. એચ.
તૈયબ એન્ડ કું.
નં. ૫, Konzouc રોડ, બસીન

(૧૬) „ એ સી. પટેલ
૯, Zegyaung રોડ, „

(૧૭) „ સુલેમાન અબ્દુલ શકુર
રંગુન શીપ સ્ટ્રેન્ડ રોડ, Bogale

(૧૮) „ ઉમર અબ્દુલ કરીમ
કાપડના વેપારી „

(૧૯) „ આર. આકુજી જાહેદ એન્ડ કું.
પો. બો. ૫૮ Mergui

(૨૦) „ ઇસ્માઇલ મુહમ્મદ રહીમજી
એન્ડ સન્સ લિ.
૩૬, જવેલર્સ સ્ટ્રીટ, Prome

(૨૧) „ નુરમુહમ્મદ ઉમર એન્ડ સન્સ
૬૧, લોવર મેઇન રોડ, મોલમીન

(૨૨) „ અબ્દુલસત્તાર હાજી અલીમુહમ્મદ
મારવાડી સ્કૂલ સામે ૨૮, રોડ, માંડલે

(૨૩) „ એમ. ઇ. ઉનીયા Aungban
(P. S. S. બર્મા)

(૨૪) „ ઇસ્માઇલ યુસુફ મેલા, બજાર સામે,
Myingyan (U. Burma)

(૨૫) „ ઇબ્રાહીમ ઇસુફ પટેલ જનરલ મરચન્ટ
Myittha (U. Burma)

---

બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર-માં
Vahshi Sahitya Karyalaya
Rander Post Office
લખવું-ઓર્ડર ક્રોસ કરેલો સ્વીકારવામાં આવશે નહીં.

## દિવ્ય તરંગો!

ઊર્મિઓ દિલની થરથરાવ નહિ;
દિલની કો' યાદને જગાવ નહિ.
દર્દે દિલને ફરી સતાવ નહિ;
આગ દિલમાં કદી લગાવ નહિ!

બાળ પક્ષીના તું ફગાવી દે;
બાંગ? તો બાગને મટાવી દે.
બાગમાં અન્યને ભગાવી દે;
આગ દુન્યામાં તું લગાવી દે!

ફરી દર્દે જીગર સતાવે છે?
પુનઃ કો' યાદને જગાવે છે?
આગ દિલમાં યદિ લગાવે છે?
અને પ્રિતી-નજર મિલાવે છે?!

ચેન મળશે તને? સતાવીને!
મારા અસ્તિત્વને મિટાવીને!
ચરમે "ખામોશ"ને જગાવીને!
આગ મુજ અંતરે લગાવીને!

ખામોશ



## રૂબાઈઓ

### દિલની દુન્યા

અનોખી છે મારી, ઉમંગોની દુન્યા,
છે દિપક, દીવાના પતંગોની દુન્યા.
પલટાશે જગત પણ, વિચારો પલટતાં,
છે દિલની દુન્યા, તરંગોની દુન્યા.

### કેદી જીવન

હો સારૂં કે નઠારૂં, એ જીવન છે તારૂં,
બધાને જગતમાં, બધાથી એ પ્યારૂં!
જો તું જીવનને જીવી ન જાણે,
વ્યર્થ, તન-પીંજરે, ફસાયું બીચારૂં.

### જીવન-દોરી

જવાનીના ઝૂલે, ઝૂલી રહયા છો.
છે જવાની 'જવાની' કાં ભૂલી રહ્યા છો!
જશે એક દી' જીવન-દોર તૂટી,
તમો શા પર સાહબ! ફૂલી રહ્યા છો!

મયખાર



## યાતના

તું છે અન્નદાતા અમે છીએ ભીખારી,
ખબર લે ખબર લે એ દાતા અમારી,
છે મુસ્લિમ પડયો આજ જીવનને હારી,
ફરી સુખમાં આવે દયા હો જો તારી.

×

દુખો વેદનાઓથી ભરપૂર જીવન,
ગુલામીની બેડીથી ચાચૂર જીવન.
કહયે શું કહાકી છે મજબૂર જીવન,
અમારી નૈયાને પ્રભુ લે ઉગારી.

ના આહો છે દિલમાં, ના ફર્યાદ કંઈ છે,
શું મુસ્લિમની હાલત બર્બાદ થઇ છે.
પડી કોઇને આજ અમારી ન કંઇ છે,
રહમ કરતું અમ પર ન કર તું કહારી.

×

ન છે એ કંઇ મોટું જરા જેટલું છે,
છે 'બેદાર' માગે ફકત એટલું છે,
તું છે અન્નદાતા અમે છીએ ભીખારી,
ખબર લે ખબર લે એ દાતા અમારી.

બેદાર

## ....શુ મા સ્તો....

બસ જગત છોડી ગયું યુગલ નિશા ને અંધકાર,
પક્ષિએ કલરવ કરી ઉષાને આપ્યો આવકાર.
થાય છે ઉષા દિપને એ ત્રીશક્તિનું મિલન,
શુન્યમાં ત્યાંથી પ્રથમ પ્રગટી રહયું જાણે જીવન.
સૂર્યની સાથે દુકાને થાય એનું આગમન,
એ પ્રભુરામ પ્રાતઃકાળે પેઢીને કરતો નમન.
એ જગત વહેવારને અજવાળનારો છે અરૂણ,
રાત પડતી જ્યારે પાછો ઘેર આવે કારકુન
એ કલાક લીધા પછી કાં તો ઊંડે છે છીંકવા,
કાં તો મખ્ખીચુસ આદત સાથે મથાં ઝીંકવા.
સંતરી જેવોજ એની સામે બેઠો શેઠ છે,
એને મન દુકાન આંદામાન જેવી કેદ છે.
શાખથી માંડીને રત્નોનો એ રાખે છે હિસાબ,
પણ ન જાણે ક્યાં ઊગે ક્યાં આથમે છે આફતાબ.
કોઇ પણ વાંચી શકે છે એનાં જીવતરની કિતાબ,
જ્ઞાન ભરપુર છે નથી ત્યાં શબ્દ એકજ ઈન્કલાબ.
એને પત્ની છે રૂપાળી નાનાં બાળ છે,
સ્નેહી સંબધીઓ એની વિણાના તાર છે.
એને ઘર સંસારનાં વહેવારની વણઝાર છે,
સર્વનો લાચાર થઇ ખેંચી રહયો એ ભાર છે.
ઓરડી જેવીજ બસ આવક છે એની સાંકડી,
એક જ્યાં સાધે નહિ ત્યાં તેર તૂટે છે કડી.
એની સૂકી રોટલી જેવુંજ સૂકું છે નસીબ,
ઉજળાં વસ્ત્રોમાં બસ એ છે ગરીબોનો ગરીબ.
કામ એનું છીનવી લેનારની લંગાર છે,
બારને બદલે એ રૂપીઆ ચારમાં તૈયાર છે.
શેઠજીની મહેરબાની પર બધો આધાર છે,
નોકરી તો આજ છે ને કાલ એ બેકાર છે.
જીવનાં કરતાં એ ઝાઝી જાળવે છે નોકરી,
ઇન્દ્રની જાણે ગગનમાંથી અપસરા ઊતરી.
સ્હેજ ભૂલને આબરૂ પર આગ લાગી જાય છે,
એની એકેએક આશાની કળી કરમાય છે.
ચોતરફથી વાયરા વિનાશનાં ફૂંકાય છે,

ને જગતમાંથી એ ઝળહળતો દિપક બુઝાય છે.
એની પાસે કંઈ નથી ને છે તો બસ જંજાળ છે,
ફર્જ પણ એવી છે જેની બેય બાજુ ઢાળ છે.
એ જીવે છે એજ જિન્દગીનો સાર છે,
વ્યકત એની વેદનાં અણવ્યકત અશ્રુધાર છે.
એ જીવે છેજ ત્યાં સુધી સાબુત એનાં અંગ છે,
જિન્દગી એની તો બસ જીવન મરણનો જંગ છે.
નોકરી એની છે કાચે તાંતણે ઊડતો પતંગ,
નોકરી તૂટે તો તૂટી એનું જીવન જલતરંગ.
એ ભણેલો છે, ગણેલો છે છતાં અજ્ઞાન છે,
એને માટે વિશ્વમાં ઠોકર અને અપમાન છે.
બેધડક બોલી ન શકતો કે નથી કરતો હુંકાર,
જીભ જેની બંધ તેનાં બંધ છે જીવનનાં દ્વાર.
તેજનું કિરણ નથી અંધારૂં ચારે દિશા છે,
શેઠીયો તો છે ને બીજો શત્રુ સત્તાધીશ છે.
તે છતાં વિશ્વસાંખી સૌને નમાવે શીશ છે,
કાયદામાં તોય એને કાજ કડવું વિષ છે.
માસની ઉમરને આરે એનો આવે છે પગાર,
જાણે કે ઉજ્જડ ભૂમી પર મેઘ વરસ્યો ધોધમાર.
રૂસણા છોડીને પ્રિયા પ્રિતનું ખોલે છે દ્વાર,
એક દિ' વાગે ને ઓગણત્રીસ દિ' સુની સિતાર.
જોઉં છું દૈવત ને એની દિનતા પણ જોઉં છું,
જોઉં છું હિંમત ને એની હિનતા પણ જોઉં છું.
એનાં આતમ ને તેજને બુદ્ધિમત્તા પણ જોઉં છું,
આજ એ કાયર વદન પર વિરતા પણ જોઉં છું.
કારકુન છે દિલ છે એને દિલમાં કૈં કૈં કોડ છે,
વિશ્વ માનવ બાગમાં એક એમ કુમળો છોડ છે.
ઝુલ્મની ઝીંકાય ત્યાં સુધી એ ઝડીઓ ઝીલશે,
વૃક્ષ એ પાતાળ પડ ભેદીને આખર ખીલશે.
કાલનાં કરતાં જુદા રૂપે અનોખી ચીજ છે,
કાલ કરગરતો તો આજ એનાં સાજ છે.
જો, કલમ ફેંકી ઉઠાવી હાથમાં શમશીર છે,
કાલની ફેંકીને કાયરતા એ રૂડો વિર છે.

મગનલાલ ચાંદલીયા

દિલ્હીનો ગુલામ આશિક

# જમાલુદ્દીન યાકૂબ

અનુઃ
...ખમોશ...

ઇતિહાસના પૃષ્ઠો જોડે આ વાર્તાને સંબંધ છે કે નહિં તે તો ઇતિહાસ જાણે; પરંતુ માનવીના હૃદય પર અનુરાગની જે ઘેરી છાપ પડે છે, તેનું પ્રતિબિંબ તો આ જરૂર છે. સૌંદર્યના સ્વામી ઉપર પ્રેમના ગુલામે જે વિજય મેળવ્યો હતો, તે સદા અમર રહેશે. જગત તેને બુરૂં કહે અથવા ભલું, ઇતિહાસ તેને લખે અથવા ન લખે, પરંતુ સુલ્તાના રઝિયાના કોમળ હૃદય ઉપર જમાલુદ્દીન યાકૂબે પોતાના 'ખૂને જિગર' વડે જે કાંઇ લખી દીધું હતું, તેને ન તે સમયની દુન્યા મિટાવી શકી, ન આ સમયની દુન્યા મિટાવી શકશે!

સૈકાઓ પૂર્વેની વાત છે જુમ્મા મસ્જિદની પાસે શાહ સાહબનો તકિયો હતો પ્રત્યેક સમયે શાહ સાહબ પરમાત્માની યાદમાં નિમગ્ન રહેતા. ખુદાના પાક બંદાઓ તેની દરગાહમા હાથ ઉપાડીને દુઆ માંગતા અને શાહ સાહબના દરબારમાં તેની દુઆ કબૂલ પણ થતી. મેઢા વડે માંગેલી મુરાદ લોકોને મળતી અને એથી ત્યાં સદા એક મેળો લાગેલો રહેતો.

આજે પણ એવો મેળો લાગેલો હતો. કવ્વાલીઓ થઇ રહી હતી. સર્વ શક્તિમાનને યાદ કરવામાં આવી રહ્યો હતો. તસવ્વુફના મદમસ્ત કલામો ઉપર સાજનો રંગ ચઢેલો હતો. સ્વર્ગ અને હૂરોની યાદ તાજી થઈ રહી હતી. પ્રેમની મદિરા પીને સર્વે મદહોશ બની રહ્યાં હતાં.

ઘોડાની ટાપોનો અવાજ સંભળાવા લાગ્યો. સુલ્તાના રઝિયા આવી રહી હતી. ગુલામ યાકૂબ પણ સાથે હતો. રઝિયાએ ઘોડાની લગામ ખેંચી, ઘોડો ઉભો રહી ગયો. યાકૂબે આગળ વધીને રઝિયાને ટેકો આપ્યો અને તે નીચે ઉતરી પડી.

અને ત્યાં, મસ્તીમાં ઓતપ્રોત પોતાના પ્રેમી જોડે મળવા માટે બેતાબ, અલ્લાહના પાક બંદાઓ "શબે વિસાલ"ના સ્વપ્નાઓ જોઇ રહ્યાં હતાં! લોકોને હાલ ચઢી રહ્યો હતો. શાહ સાહબ વજદ કરી રહ્યા હતા. તાળીઓ વગાડીને બધા ગાઇ રહ્યા હતા... "અય મારા માલિક! મને તે ચક્ષુ આપ કે હું પ્રત્યેક સૂરતમાં તારી પ્યારી સૂરત જોઇ શકું. પ્રત્યેક પુષ્પ તારા પ્રેમનો સંદેશો અર્પે. દરેક બુલબુલ તારી ઉલ્ફતમાં વ્યાકુળ નઝરે પડે સૌંદર્યવાનોની તિરછી નિગાહોમાં પણ તારોજ સાદ આવે. કોઇનુ ઉઠતુ તરૂં ઉઠતું હોય. મારા માલિક! મને તે હૂરોની વસ્તી (અપ્સરા જગત)માં બોલાવી લે, જ્યાં મને પ્રેમની મદિરા પીવાને મળે; જ્યા સૌંદર્યના સ્વામી ઉપર પ્રેમના ગુલામની જીત થતી હોય. મારા માલિક! મારી ઇજ્જત રાખ મારા પવિત્ર પ્રેમની લાજ રાખ. મને તે હૂરની આંખમા જગ્યા દે જેના માટે હું સદા બેચેન રહું છું. તેનુ પાષાણ હૃદય પિગળાવી નાંખ, જેણે પોતાના આ ગુલામને દર્દ આપ્યું છે. ગુલામ ક્યાં સુધી તરસતો રહેશે! મારા માલિક! ક્યાં લગી તેના દિલની પરીક્ષા થતી રહેશે? મારા માલિક એટલી તો 'શરાબે વસ્લ' પિવાડ કે હું પોતાને ભૂલી જાઉં અને પછી આ જિન્દગીનો કશો લુત્ફ પ્રાપ્ત થાય ....!"

ફરી લોકોને હાલ ચઢી ગયો તેઓ. એક એવા અનોખા સંસારમાં મસ્ત થઇ રહ્યા હતા કે, જ્યાં પ્રેમના સિવાય કાંઇ દેખાતુ ન હતું અને આ વાતાવરણ સુલ્તાના રઝિયાના દિલ પર ચોટ લગાવી રહ્યુ હતું. કેટલાય સમયથી તે જાણે છે કે યાકૂબ તેની ઉપર

જાન અર્પે છે. તેના કોમળ હૃદયમાં પ્રેમના અંકુરો ફૂટવા લાગ્યા, પરંતુ તે સુલ્તાના છે; તેને હુકૂમત કરવી છે. એક ગુલામને તે પોતાનું દિલ કેવી રીતે આપે? આ ઘડી મોટી સલ્તનતની મલિકા હોવા છતાં પણ તે પોતાનાં દિલની માલિક નથી. તેનું દિલ બીજાના હાથનું રમકડું બની રહ્યું છે. તે જેને ઇચ્છશે તેને સોંપી દેશે. જો તેને હુકૂમત કરવી છે, તો પોતાના દિલ પર કોઇ બીજાને માલિક બનાવી બેસાડવો પડશે. ગુલામ યાકૂબના માટે ત્યાં સ્થાન ક્યાં?

તેની આંખોમાં બે અશ્રુ-બિંદુઓ છલકી પડયાં, અને ગુલામ યાકૂબ સૂર અને તાલમાં ગરકાવ હતો કૌલની (કવ્વાલીના) દરેક પંક્તિ તેના હૃદયમાં સોયો ભોંકી રહી હતી. તે વિચારી રહ્યો હતો તે હૂરોની વસ્તીને, જ્યાં સદા પ્રેમનું સામ્રાજ્ય ચાલે છે; જ્યાં પ્રેમના ગુલામની સૌંદર્યના સ્વામી ઉપર જીત થાય છે. જ્યાં ન કોઇ સ્વામી છે, ન કોઇ ગુલામ! તેજ દુન્યામાં તે ગરકાવ હતો. તેની આંખો પણ પ્રેમના અશ્રુઓ વહાવી રહી હતી.

મજલિસે સમાપ્ત બંધ થઇ યાકૂબ પોતાના અસલી સંસારમાં પાછો ફર્યો તે થોડી વારના માટે ભૂલી ગયો હતો કે, પોતે ગુલામ છે. અને હવે તેને ફરી યાદ આવ્યું કે, તે સુલ્તાના રઝિયાનો એક મામૂલી નોકર છે, તે ગુલામ ખાનદાનથી જન્મેલો છે. રઝિયાના એક ઇશારાથી તેનો જીવન-દીપ કોઇ પણ વેળા ઓલવાઇ શકે છે

શાહ સાહબે એક નજર ગુલામની તરફ ફેરવી અને તે એકજ નજરમાં તેમણે ભાવિનું બધું કાંઇ જોઇ લીધું. તેમના ચેહરા ઉપર જલાલ આવી ગયો. તેઓ ઉશ્કેરાઇને બોલ્યા "...જમાલુદ્દીન યાકૂબ! આ તે શું માંગી લીધું? બરબાદ થઇ જશે! તારા કપાળે સેંકડો ખૂન લખેલાં દેખાઇ રહ્યાં છે. દિલ્હીની હુકૂમત બરબાદ ન કર!!"

પરંતુ જમાલે તેના સિવાય બીજું કોઇ માગ્યું નહિં. તે એનીજ રીતે હાથ ઉંચકીને બોલતો રહ્યો કે "મારા માલિક! મને હૂરોની વસ્તીમાં રહેવું નસીબ થાય. તારા દરબારમાં ગુલામ અને સ્વામી બધા બરાબર છે. પછી હું તારા દ્વારેથી નિરાશા પામી કેમ ફરૂં?"

તે સજદામાંથી ઉઠયો. તેનું દિલ જાણે કહી રહ્યું હતું કે, તારી દુઆ મન્જૂર થઇ ગઇ. તે સુલ્તાના રઝિયાની પાસે આવ્યો. એક ચપટી દરગાહની ખાક તેણે આગળ વધીને તેના કપાળે લગાવી દીધી. તેની દુન્યામાં જાણે અસર આવી ગઇ. ગુલામે સ્વામીની આંખોમાં કાંઇક વાંચી લીધું. તેમાંથી વહેતા અશ્રુઓ પોતાની કહાણી પોતે કહી રહ્યાં હતાં. સુલ્તાના રઝિયા આજે ગુલામ થઇ ગઇ. અને ગુલામ જમાલુદ્દીન યાકૂબ તેના હૃદયનો સ્વામી બની બેઠો!

અમીરોની મેહફિલ જામી રહી હતી. સરદારો પોતપોતાની તલ્વારો ખેંચીને મરી જવાની પ્રતિજ્ઞા લઇ રહ્યા હતા. અલ્તમશની પુત્રી રઝિયા, એક ગુલામની ઉપર આટલી કૃપાળુ? જમાલુદ્દીન યાકૂબ, કાલનો ગુલામ છોકરો રઝિયાના ઘોડાની લગામ ખેંચનારો આજે સલ્તનતની લગામ હાથમાં લેવા ઇચ્છી રહ્યો છે. નહિ, એવુ નહિ થઇ શકે. સુલ્તાના રઝિયાને કોઇ અમીર સરદાર જોડે લગ્ન કરવાં પડશે અથવા તેને હુકૂમતથી હાથ ખેંચવો પડશે. તેઓ એક ગુલામની પતિ સમક્ષ પોતાનું મસ્તક નમાવશે નહિં. રઝિયાનો ભાઇ નાસિરુદ્દીન મુહમ્મદ જીવંત છે. તેને તખ્તનશીન કરવામાં આવશે.

બધાંની તલ્વારો મિયાનમાંથી બહાર નિકળી પડી. તેમની આંખોમાં રુધિર ચમકવા

લાગ્યું. સભાના પ્રમુખ બખ્તને ઉભા થઇ કહ્યું "સુલ્તાના રઝિયાને માથે પ્રેમનો ભૂત સવાર છે. તેણે જમાલુદ્દીન યાકૂબને પોતાની દ્રષ્ટિએ માન્ય કરી લીધો છે જમાલ હવે પોતાને ગુલામ નથી સમજતો. તે આપણી બરાબરી કરવા માંગે છે. તેણે રઝિયાના દિલ પર પોતાનો સિક્કો બેસાડી દીધો છે. માનીએ કે, રઝિયા સૌંદર્યની દેવી છે. તેની ભોળીભાળી સુરત કોઇને પણ પોતાનું બનાવી લેવા માટે પૂરતી છે; તો પણ ગુલામને સમજવું જોઇએ કે, તે ગુલામ છે. સ્વામીના દિલ ઉપર અંકુશ મેળવીને પણ તેને તે નથી મેળવી શકતો. એક ગુલામના મરી જવાથી દુન્યાનુ કાંઇ બગડશે નહિ. હાં જો આ ગુલામ યકૂબે પોતાની શકિત વધુ પ્રસારી તો એક ભયંકર યુદ્ધ સામે આવીને ઉભુ રહેશે. નિરર્થક હજારો નિર્દોષો ખૂન વડે રંગાઇ જશે!"

સૌએ બખ્તની વાતનું સમર્થન કર્યું. પરિષદમાં આ વાત નક્કી થઇ ગઇ કે, પ્રભાત થયાં પહેલા ગુલામ યાકૂબને કૈદ કરી લેવામાં આવે તેની ધરપકડ કરી લીધા પછી તેને કત્લ કરવાને માટે શાહી ફરમાન, સુલ્તાના રઝિયાની સહીવાળું મેળવી લેવામાં આવે. સુલ્તાના જો યાકૂબની મૌતને ખુશીથી માની લે તો સારૂ, નહિંતર આખા રાજ્યમાં એક પ્રચાર કરી દેવામાં આવે, બળવાના ધ્વજો ફરકાવવામાં આવે અને સુલ્તાના રઝિયાને પદભ્રષ્ટ કરી નાસિરૂદ્દીન મુહમ્મદના માથે તાજ મૂકવામાં આવે.

રઝિયાએ સાંભળ્યું કે, ખૂની સરદારો અને સ્વાર્થી અમીરોએ જમાલુદ્દીન યાકૂબને કૈદ કરી લીધો છે. તેણે આ પણ સાંભળ્યું કે, તેનાજ હાથથી યાકૂબના મૌતનું ફરમાન લેવાને માટે અમીર અને સરદારો શાહી મહેલના દરબારમાં તેની પ્રતીક્ષા કરી રહ્યા છે

બધું કાંઇ સમજી ગઈ રઝિયા. આ ભયાનક પ્રાણીઓ યાકૂબના ખૂનના પ્યાસા કેમ બની રહ્યા છે તે વિચારવા લાગી, તો પછી તે શું કરે!

તેના વિચારો થોડા આગળ વધ્યા તે એક મહાન સલ્તનતની મલિકા હોવા ઉપરાંત સૌંદર્યના જગતની પણ સ્વામી છે. તેના તેના હોઠો પર નાચતું મધુર હસ્ય મોટા મોટા પાષણ હ્રદયીઓને પણ પિગળાવી શકે છે. તેની આંખોમાંથી છૂટેલા તીરો કોઈ પણ સરદાર ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે તેના તારૂણ્યની છલકતી મદિરા કોઈપણ અમીરને વૈભવ વિલાસના સ્વપ્નાઓ દેખડી શકે છે. તો પછી કોણ તેની મરજી વિરૂદ્ધ ચાલી શકે તેમ છે!

તેના વિચારોએ બીજા એક કદમને આગળ મૂક્યો. કેમ ન આજે ખુદાની આપેલી આ નિયામતને યાકૂબના પ્રેમ-પથમાં વેરી દેવામાં આવે!

રઝિયા સરદારોની સામે આવી અમીરોએ નમીને સલામ કરી અભિનય વડે રઝિયાએ સ્વીકાર કર્યો તેણે હોઠો પર હાસ્ય નચાવીને તેઓ જોડે વાતચીત કરી. ચિતવનના બાણો વડે તેમને ઘાયલ કર્યા. કોઇની હિંમત ચાલી નહિ કે, રઝિયાની સામે યાકૂબના મૌતનું ફરમાન રજૂ કરે.

બખ્તને આ બધું કાંઇ જોયું. તેની છાપ સરદારો ઉપર ઓછી થતી ગઇ. રઝિયા તે વેળા સૌંદર્યની પ્રતિમા બનીને ઊભી હતી. બધા તેની કૃપાના અભિલાષી હતા. તે સળવળી ઉઠ્યો. તેણે આગળ વધીને રઝિયાની સામે યાકૂબનાં મોતનું ફરમાન રાખી દીધું અને કહ્યું "એની ઉપર હકૂમતની ભલાઇના માટે સહી કરી આપો."

[ અપૂર્ણ ]

# મુસ્લિમ યુવકનું ફરિયાદનામું

ઇસ્લામનો પ્રચાર જગમાં એજ તુજ ચિંતન હતું;
ખુન્યાદમાં એ દીનની તુજ રક્તનું સિંચન હતું.
વિશ્વમાં મૂર્તિપૂજાનું ધ્યેય તુજ ખંડન હતું;
ને બધે-બધ ઇશની તૌહીદનું ગુંજન હતું.

એજ ગુંજનથી જગત બેદાર ત્યારે થઇ ગયું;
અંધારમાં એ નૂરથી જો આ જગત રૌશન થયું.

એજ આજે તુજ છે પણ તુજ મહીં તાસીર ક્યાં?
તુજ સમીપે ખ્વાબ છે એ ખ્વાબની તાબીર ક્યાં?
જો દશા બેહાલ છે ને રૂહતણી પરવાઝ છે;
તું એજ એ યુવાન છે જે પર જગતને નાઝ છે.

છો રહ્યો યુવાન તારી એ દિલેરી ક્યાં ગઇ!
તલવારથી પણ તેજ તારી એ કટારી ક્યાં ગઇ!

વિશ્વની શક્તિ હતી મૂસા તણા એ ઝર્બમાં;
ને છુપાયું શું હતું! જો એજ તારા કલ્બમાં.
ઇન્સાનીયતનો એ સબક તું માનવી ભૂલી ગયો;
ધર્મતા-નીતી-દયા-માનવ તજી દાનવ થયો.

માવની માનવ મટી આજે થયો શયતાન છે;
ઇશ કેરૂં ધ્યાન ક્યાં! જો તું થયો બેધ્યાન છે.

તે શાનને શૌકત તજી તેં ધ્યેયને નિશ્ચય તજી—
તે દિલેરી-બાહદુરીને જો ખરી કિર્તી તજી—
ગાફિલ બની ગફલત તણી નિંદ્રા મહીં પોઢી રહ્યો;
છે અજબ તુજ શક્તિઓને મૂખ તુ ગોધી રહયો.

કાહિલી વરસો તણી મુસ્લિમ હવે તું દૂર કર;
હૈદરી એક વાર કર દુશ્મનના હૈયાં ચૂર કર.

વિશ્વ એક નૂતન રચી ઇસ્લામનો પ્રચાર કર—
એજ તમ ધ્યેય હો તો બેઉના તુ વાર કર—
સૈફે હૈદર-તેગે હૈદર એ બધા ઉપનામ છે.
જે રહી તુજ કર મહીં શમશી જેનું નામ છે.

એ' સઇ શમ્શીરને દુન્યા જગાવી દે ફરી—
દિલ માંહે દિલને નૂતન બનાવી દે ફરી—

મરહબા મુસ્લિમ યુવક આજે થયો બેદાર છે;
ને "નૂર"થી રોશન જગત કરવા થયો તૈયાર છે.

"નૂર" પોરબંદર.

# ફ કી ર —— એમ કે. મનિયાર બી એ.

ફારૂકને નોકરી મળતાં તેની માને ખૂબ આનંદ થયો. તે હવે રખડતો મટી રળતો થશે એ વિચારે તેને ખૂબ સંતોષ વળ્યો. વારે ઘડીએ પૈસા પડાવી જતો ફારૂક હવે પૈસા લાવી આપશે એમ જાણતાં તેનું મન હર્ષથી ઊછળી ઉઠ્યું. હવે તેને વધુ વેઠ નહિ કરવી પડે; ફારૂકની કમાણી અને પોતાની ઘરકામની મજૂરી મળી મહિનો ખેંચી નાખતાં વધુ આપદા નહિ પડે એ વિચારે તેણીએ સંતોષનો શ્વાસ લીધો.

પહેલે દિવસે ફારૂકને ચોક્ખા લુગડા પહેરાવી માએ તેને વિદાય કર્યો. વિદાય કરતાં તેણીએ થોડાંક શિખામણુ શબ્દો નાના ફારૂકના કાનમાં રેડ્યાં. ફારૂક એ શબ્દો સાંભળતો સાંભળતો વિદાય થયો. ચાલતાં ચાલતાં ફારૂકને લાગ્યું જાણે હવે તે નાનો બાળક ન હતો. હવે તો તે રૂા. ૧૦ કમાનાર મોટા બાવડા જેવો હતો એ વિચારે તેને કાંઇક ગર્વ થયો. ગર્વથી તેની છાતી ઉંચી થઇ અને પગોનો વેગ વધ્યો. તેને આમ જતો જોઇ પાછળથી કોઇકે બૂમ પાડી. ફારૂકે સહેજ ડોક ફેરવી પાછળ જોયું. એ તેનો મિત્ર હસન હતો. તે દોડતો દોડતો હસીને ફારૂકને બાઝી પડયો. "નવા નવા કપડા પહેરી કયાં જાય છે ફારૂક?" હસન બોલ્યો. "નોકરીએ?" રૂઆબથી ફારૂકે ઉત્તર વાળ્યો ફારૂકનો જવાબ સાંભળી હસનને આશ્ચર્ય થયુ. તે તેને છોડીને સહેજ દૂર ઉભો રહ્યો. ફારૂક નોકરી કરે એ વાત તેનાથી મનાતી ન હતી. બનાવતો તો નથી એવા ભાવોથી તે ફારૂકને જોઇ રહ્યો. ફારૂક તેને આગ ઉમેરો રાખીને આગળ વધ્યો.

"ફારૂક!" ફારૂકને આમ બેદરકારીથી આગળ વધતાં જોઈ હસને બૂમ પાડી.

"હમણાં વખત નથી સાંજે વાત કરીશ." કહેતાં ફારૂક વેગપૂર્વક ચાલી ગયો. હસન તેને જતો જોઈ રહ્યો તે જ્યારે શેઠને બંગલે પહોંચ્યો ત્યારે શેઠ અને શેઠાણી એક રૂમમાં બેસા વાતો કરી રહયા હતા. ફારૂકને અંદર બોલાવવામાં આવ્યો. તે સીધો તેમની આગળ જઇ ઉભો અને માએ શિખાડયું હતું તેમ જમણા હાથને કપાળ ઉપર અડાડી સલામ કીધી. તેની સલામ કરવાની ઢબથી શેઠશેઠાણીને હસતું આવ્યું. "તું આવી ગયો છોકરા. ઠીક તારૂં નામ શું છે?" શેઠે પૂછયું.

"ફારૂક આહમદ." ફારૂકે ધીમેથી જવાબ આપ્યો. જવાબ સાંભળતાંજ શેઠે શેઠાણી તરફ આશ્ચર્યથી જોયું, અને પછી ખડખડાટ હસી પડયા. "જોયું!" હસવાનું પુરૂં થતાં શેઠ બોલ્યા. "નામ રાખનારનો એમનો મોહ સાંભળ્યું હશે કયાંક? તે આ શોભતું ન શોભતું ઠોકી માર્યું. કયાં આપણો ફારૂક અને કયાં આ!" કહેતાં શેઠે ઉપહાસ ભરી દ્રષ્ટિથી ફારૂક તરફ જોયું. ફારૂક અદબવાળી ઉભો હતો. શેઠે શું કહયું એ તે બીલકુલ સમજી ન શકયો. થોડી વાર વિચાર કરી શેઠ બોલ્યા. "છોકરા તું જાણે છે? આપણા બાબાનું નામ પણ ફારૂક છે. તારા નામની સાથ ગુંચવણુ ઉભી ન થાય માટે અમો તારૂં નામ બદલી નાખીશું તારૂં નામ..." અને શેઠ ફારૂકનું નામ શું રાખવું તે વિચારવા લાગ્યા. તેમને વિચારમાં પડેલા જોઇ શેઠાણી તુરતજ બોલ્યા. "એનું નામ આપણે ફકીર રાખીશું."

"હા બરાબર છે. ફકીર રાખીશું. છોકરા ફકીર રાખીશું તો ચાલશેને?" શેઠ વિચારવાનું પડતું મૂકી બોલ્યા. શેઠનો પ્રશ્ન સાંભળી ફારૂક ગુંચવાઇ ગયો. શું જવાબ આપવો તે તેને ન

સમજાયું. તેણે આમ તેમ જોયું. શેઠ અને શેઠાણી તેના તરફ જોઇ રહ્યા છે એ જાણતા તે સહેજ ગભરાયો. એ વખતે તેને માના શિખામણ શબ્દો યાદ આવ્યા. શેઠ અને શેઠાણી જેમ કહે તેમજ કરવું એ તેને સાંભરી આવ્યું. તેણે તુરતજ હકાર સૂચક માથું ધુણાવી દીધું.

અને તે દિવસથી ફારૂક ફકીર બની ગયો.

× × ×

ફારૂકને કશુંજ કામ નહોતું કરવાનું. તેનું કામ હતું માત્ર શેઠના ફારૂકને રીઝવવાનું અને રમાડવાનું. આમ ફારૂકને પોતાને ગમતું કામ મળતાં જરીકે કંટાળો નહોતો આવતો. શેઠના ફારૂક જેવા જોડીદાર સાથ રમવાનું કોને નહિ ગમે? પરંતુ એક વાત તેને જરીકે ગમતી ન હતી અને તે તેના નામની ફેરબદલી શેઠે તેનું નામ બદલ્યું હતું તે તેને ખૂબ સાલતું હતું. સાંજે નોકરી ઉપરથી પાછા ફરી ઘરના આંગણા આગળ બેસી એ તેજ વિચારી રહ્યો હતો કે શું આખરે તેને ફકીર બનવુંજ પડશે? ફકીર નામ તેને જરીકે ગમતુ ન હતું. ફકીર કેવું નામ હતુ એ! ફકીર તો પેલા હજામનું નામ હતું. પેલા રેવડીવાળાનું નામ પણ ફકીર હતું ને પેલો ફકીર ઢેડ, છી, છી, જાણે એ નામ માત્રથી તેનું શરીર ગંધુ ન થઇ જતું હોય એવી ઘૃણા તેને ઉપજી. અને એનું પોતાનું નામ ફારૂક આહમદ કેટલું સરસ હતું. કેટલું મીઠું હતું. શેઠના બાબાનું નામ પણ ફારૂક હતું. તેની મા જ્યાં કામે જતી હતી એ શેઠનું નામ પણ ફારૂક હતું. અને બીજાય કેટલા સારા સરા માણસોના નામ ફારૂક હતાં. અને એ બધામાં એનું પોતાનું નામ પણ ફારૂક હતું. એટલેજ તો એ નામ એને વધુ પસંદ હતું.

તે આમ વિચારતો બેઠો હતો ત્યાં હસન ધીમેથી તેની પાસ આવીને બેસી ગયો. ફારૂક વિચારમાં એવો તલ્લીન થઇ ગયો હતો કે હસન તેની પાસેજ આવીને બેઠો એની પણ તેને ખબર ન પડી. હસન ધીમેથી બોલ્યો, "શું વિચારે છે ફારૂક!" હસનને પોતાની પાસ બેઠેલો જોતાં ફારૂક ચમકી ગયો તે તુરતજ ગભરાટથી બોલ્યો "કાંઇ નહિ!" અને પાછું પૂછ્યું "તું ક્યારે અહીં આવ્યો?"

"હુ" લુચ્ચો હસન હસતાં હસતાં બોલ્યો: "હું તો ક્યારનો અહીં આવીને બેઠો છું."

"અહીં બેસીને તું શું કરતો હતો." ફારૂકે પૂછ્યું.

તું વિચારતો હતો એ જોતો હતો." હસને જવાબ આપ્યો.

"હું કાંઇજ નહોતો વિચારતો." હસન પોતાના વિચારો જાણી ન જાય એ બીકે તે ઝટ બોલ્યો

"હું જાણું છું તું શુ વિચાર કરતો હતો." હસતાં હસન બોલ્યો.

"કહે હું શું વિચારતો હતો!" પોતે જે વિચારતો હતો એ હસન જાણી ગયો છે કે નહિ તે જાણવા ફારૂકે પૂછ્યું.

"કેમ તું તો ના કહેતો તે કે કશું વિચારતો ન હતો?" હસન ફારૂકને યુકિતથી પકડી પાડતાં બોલ્યો, "પણ હું જાણી ગયો હતો તું જરૂર કાંઇ વિચારતો હતો. "ચાલાક હસન ફારૂકના વિચારોને જાણી લેવા બોલ્યો. "હું એ વિચારતો હતો હસન કે મારૂં નામ ફારૂકને બદલે ફકીર હોય તો કેવું!" ભોળા ફારૂકે આખરે સત્ય કહી દીધું.

"ફકીર!" કહેતાં હસન ખડખડાટ હસી પડયો. "ફકીર તો પેલા હજામનું નામ છે.

તે દિવસે હુ તેની સાથે ખૂબ લડયો હતો.

"ને હુમ પેલા ફકીર રેવડાવાળા સાથ પેલે દિવસે લડયો હતો તે યાદ છે ને ?" વચ્ચેજ ફારૂક બોલ્યો.

'યાદ છેજ તો," હસન બોલ્યો, "મારૂં રાજ હોય તો હું એ બધા ફકીરોને ફાંસીએજ લટકાવી દઉં. 'ફાંસીએ !" ફારૂક હસન તરફ આશ્ચર્યથી જોતાં બોલ્યો.

"તુ એટલો બધો કેમ ડરી જાય છે ?" હસતાં હસતાં હસન બોલ્યો, "તારૂં નામ ફકીર થોડુંજ છે કે તને ફાંસીએ લટકવું પડે !"

"ખરી વાત મારૂં નામ તો ફારૂક છે નહિ !" પોતાના વિચારો હસન જાણી નથી ગયો એ જાણતાં ફારૂકને સતોષ થયો. હસન પોતાને ફકીર નહિ પણ ફારૂક તરીકેજ ઓળખે છે એ માલૂમ પડતા તેને આનંદ થયો.

અને પછી બન્ને મિત્રો હસી મશ્કરી કરી છૂટા પડયાં.

× × ×

ફકીર નામ વિષે હસનના વિચારો જાણ્યા પછી ફારૂકને એ નામ ઉપર વધુ અણગમો થયો. કોઇ તેને ફકીર કહીને ન બોલાવે એમ તે ઇચ્છતો હતો પરંતુ નોકરી ઉપર જ્યારે તે જતો ત્યારે શેઠને ત્યાંના સૌ તેને ફકીર કહીનેજ બોલાવતાં. એક વાર તે શેઠના ફારૂક સાથ રમી રહયો હતો ત્યાં શેઠાણીના અવાજ સભંળાયો "ફારૂક ઓ ફારૂક !" પોતને અહીં ફકીર કહીનેજ સંબોધવામાં આવે છે એ વાત ફારૂક ઘડીભર માટે ભૂલી ગયો શેઠાણીનો સ્નેહભર્યો અવાજ જાણે તેનેજ બોલાવી રહયો હતો. એમ તેને લાગ્યુ અને તેણે તુરતજ જવાબ આપી દીધો. "જી" ને પછી અંદરથી ખડખડાટ હસવનો અવાજ સંભળાયો અને શેઠાણી દરવાજા આગળ આવી ઉભી.

"ફકીર તેં જવાબ આપ્યો હતો !" શેઠાણી હસવાનુ રોકતા બોલ્યા.

"જી, હા" શરમથી નીચું જોઈ ફારૂક બોલ્યો તેને તુરતજ સમજાઇ ગયું કે તે અહીં ફારૂક ન હતો ફકીર હતો.

"તે કેમ જવાબ દીધે !" શેઠાણી સહેજ ગંભીર બનવાનો પ્રયાસ કરતાં બોલ્યા.

"ભૂલી ગયો હતો." કાંકરાને પગના અંગુઠા વડે જમીન ઉપર દબાવતાં ફારૂકે જવાબ આપ્યો.

"નામ પણ ભૂલી જવાય કે ?" શેઠાણી મીઠો ઠપકો ન દેતાં હોય એ રીતે બોલ્યાં.

"હવે નહિ ભૂલું" કહેતાં સખ્તાઇથી તેણે કાંકરાને જમીનમાં દબાવી દીધો.

"જા ફારૂકને મારી પાસ તેડી લાવ" કહેતાં કશુ બન્યું ન હોય તેમ શેઠાણી અંદર ચાલી ગયાં. ફારૂક ફારૂકને શોધવાને ચાલી ગયો.

જ્યારે ઘેર આથી ઉલટુંજ બનતું. અહીં સૌ એને ફારૂક કહીનેજ બોલાવતાં. એ પ્રિય સંબોધન અહીં એને કેટલીક વાર ગુંચવણમાં નાખી દેતું. એ વળી કદીક એવા વિચારમાં પણ ગુંચવાઇ જતો કે તેનું નામ ફારૂક નહિ પણ ફકીર છે. ફકીર નામ પ્રત્યે તેને અણગમો તો છે પરંતુ તે એ નામની પકડમાંથી પણ મુક્ત નહોતો થઇ શકતો. એક દિવસે તે આ વિષે વિચારી રહયો હતો ત્યાં તેની માએ તેને પૂકાર્યો "ફારૂક ઓ ફારૂક !" તે વિચારમાં એવો લીન થઇ ગયો હતો કે તેને લાગ્યું જાણે એ અવાજ તેને નહોતો પૂકારી રહયો. એ અવાજ જાણે શેઠાણીનો હતો. "ફારૂક." પાછો અવાજ સંભળાયો. ફારૂક તંદ્રામાંથી જાગૃત થયો. તેણે આમતેમ જોયું. દૂર એક કુતરૂં ભસ્યું તેના અવાજથી એક બિલાડી

ફારૂકને મુડદાની જેમ બેઠેલો જોયો. "એ ફારૂક જવાબ કેમ નથી દેતો!" તે ક્રોધથી બોલી. ફારૂક ચૂપજ રહયો.

"કહે શું થયું છે; બોલતો કેમ નથી!" તે પાછી બોલી.

"નથી જવાબ આપવો મા." તે આખરે બોલ્યો. મા સમજી ગઈ ફારૂક આજ ગુસ્સામાં હતો. ગુસ્સામાં આવેલ ફારૂકને ધમકાવવો તેને ઠીક ન લાગ્યું. તેને સમજાવવો તેને ઠીક લાગ્યુ. તે ધીમેથી વહાલથી બોલી. શું થયું છે બેટા."

"કાંઈ નથી થયું!" ફારૂક છંછેડાઈ બોલ્યો.

"ત્યારે આમ ચૂપ કેમ બેઠો છે? માએ પાછું પૂછયું.

'કાલથી મારે નોકરીએ નથી જવું." આખરે ફારૂકે સ્પષ્ટ સંભળાવી દીધું.

"કેમ શું થયુ?" માએ મીઠાશથી પૂછયું.

"કાંઈ નહિ!" ફારૂકે ગુસ્સામાંજ જવાબ આપ્યો.

"આખરે કાંઈક તો થયું હશે? ખૂબ કામ કરવું પડે છે" તે બોલી.

"ના." ફારૂકે ટૂંકો ઉત્તર આપ્યો.

"શેઠ ગુસ્સે થયા હતા."

"ના."

"શેઠ બોલ્યા હતા." આ વખતે ફારૂક કશું ન બોલ્યો. મા તેની પાસે બેસી ગઈ. વહાલથી તેની પીઠ ઉપર હાથ મૂકયો અને પછી પૂછયું "કહે બેટા શું થયું હતુ. મારાથી શું છુપાવાનું હોય બેટા!" માના મીઠા બોલથી ફારૂકનો ક્રોધ ઉતરી ગયો. તેને બધી વાત માને કહી સંભળાવી. નામની ફેરબદલીથી શેઠના તમાચા સુધીનું સઘળુ તેણે માને કહી સંભળાવ્યું.

"હં આમ વાત છે ત્યારે!" પૂરી વાત સાંભળ્યા પછી તે બોલી.

"હા મા, કાલથી હું હવે નોકરીએ નથી જવાનો." તે મા તરફ જોતાં બોલ્યો.

"બેટા, એ તારા નામની પાછળ તો એક મારા જીવનનો આનંદ સમાયો છે." તે બોલવા લાગી "તારા જન્મ પછી તારા બાપુ સાથ કેટલાય દિવસ સુધી અમો તારા નામની શોધ કરતાં રહયા. તારૂ નામ શોધવામાંય એમને કેટલો આનંદ આવતો હતો. આખરે તારા બાપુએ આ નામ શોધી કઢયું અને મને પણ એ ખૂબ ગમ્યું. અને પછી અમોએ તારૂં નામ ફારૂક અહમદ રાખ્યું. સૌને એ નામ ગમ્યું. કેવું પ્યારૂં નામ છે એ જો પેલી દિવાલ પર પણ તારા બાપુએ એ નામને સફેદ ચુનાથી લખ્યું છે. એમના હાથની એ નીશાની છે." કહેતાં માએ ઘરની અંદરની દિવાલ તરફ આંગળી બતાવી. ફારૂકે એ તરફ જોયું અને એ વખતે એને પેલા રૂપાના અક્ષરો યાદ આવી ગયા. માએ પાછું બોલવા માંડયું, "હજુય તે નામ જેમનું તેમજ છે. મેં દિવાલને લીંપતી વેળા એ નામને બરાબર સાચવી રાખ્યું છે. તારા બાપુના હાથે લખાએલ એ નામ અજેય મને એક યાદ આપતી સતોષ આપે છે."

'હા મા, તે એ લોકો મારા એ નામને બદલવાને મંડયા છે!" વચ્ચેજ ફારૂક બોલ્યો.

'બેટા." તે માનો સ્નેહ આંખોમાં આવી અટકી ગયું.

"હું નોકરી છોડી દઈશ મા." ફારૂક બોલ્યો

"ના બેટા." મા બોલી." એ નહિ બને. નોકરી ન છોડી શકાય. તારા પગારના એ પૈસાથી તો આપણે જીવવાનું છે. એ બધ પડે તો આપણે ભૂખે નહિ રહેવુ પડે!"

"તો બીજું શું થઈ શકે મા." ફારૂક

આતુરતાથી પૂછ્યું.

"આપણે એમ કરીશું, બેટા." ને માની આંખો પાણીમાં ભીંજાઇ ગઈ. "આપણે એમ કરીશું" અને તેનો હાથ આપ મેળેજ ફારૂકની પીઠ ઉપર ફરતો રહ્યો.

"શું" ફારૂક આતુરતાથી બોલ્યો.

"તારું નામ બદલી નાખીશું" આંખના જળને રોકવાનો પ્રયત્ન કરતાં મા બોલી.

"શું કહ્યું મા નામ બદલી નાખીશું" ફારૂક આશ્ચર્યથી બોલ્યો.

"હા બેટા હવેથી હું પણ તને ફકીરજ કહીશ. પછી તને ખુંચ નહિ પડે." અને તે સહેજ હસી. બે ત્રણ જલબીંદુઓ એ વખતે એ હાસ્ય ઉપર વેરાઈ પડયા. પાલવના છેડાએ તેમને ઝીલી લીધા.

"તું મને ફકીર કહેશે મા?" ને ફારૂકે મા તરફ જોયું. મા હસી રહી હતી યા રડી રહી હતી એ તે ન કળી શકયો.

"હા હું હવે તને ફકીરજ કહીશ. ફકીર કહેવાથી તું બદલાઇ નથી જવાનો. ખરે મન તું જે છે તેજ છે બેટા." ને બાળકને સમજાવવાના ભાવો માના મોંઢા ઉપર પ્રસરી રહયા.

"મા તું આ શું કહે છે!" ફારૂકને માના બોલ ઉપર વિશ્વાસ નહોતો આવતો.

"ખરૂં કહું છું બેટા એવા મોટા લોકોના નામો પણ આપણા જેવાઓએ ન રાખવા જોઇએ." માએ કહ્યું, "ગરીબનું નસીબ તો ગરીબજ હોય છે. પણ બેટા ગરીબના નામ પણ ગરીબજ હોવા જોઇએ.

"મા" ફરૂકે એ શબ્દો બોલનાર મા તરફ જોયું

"બેટા" માએ કહ્યું. અને પુત્રને છાતી સરસો ચાંપી લીધો.

× × ×

# તો સારૂં

દિલ મહીં નિત રહે પ્રેમ જતન તો સારૂં;
એ ધગધગાંટ પરેવાય જો મન તો સારૂં.
હર્ષ સર્જક છે સભા તેની હે રડતા અંતર!
તારૂં સંગીત બનાવી લે રૂદન તો સારૂં;
ધન્યતર એથી અધિક ઝિંદગી બીજી કઇ છે?
રૂપના દ્વારે રહે નિત્ય નમન તો સારૂં.
એકની એક વિપત્તિમાં નથી સ્વાદ હવે;
જુલ્મની રીત નવી શોધે ગગન તો સારૂં.
વ્યક્ત ઉર-ભાવ કરી જાઉં હું શબ્દો વાટે;
તેમને મારૂં ગમી જાય કવન તો સારૂં.
હું તો ઇચ્છું છું કે સર્જાય નવા દામ નિશે;
પુષ્પ વિકસાવે નવાં રોજ ચમન તો સારૂં.
વિરહ રોગીના અધર પર છે મરણના શ્વાસો;
તેમનું થય ઘડીભરમાં મિલન તો સારૂં.
પ્રેમ કરનારને કયાં આમ વિલાપો શોભે!
દિલ જિગર છોડો તમે અશ્રુ વહન તો સારૂં.
પ્રેમ હવે તે મેં દીધી છે જગા દિલમાં "શમીમ"
ફુલી ફાલી ને રહે લીલું ચમન તો સારૂં."

"શમીમ" ધોરાજવી

---

બીજે દિવસે સવારમાં ફારૂકને તેની માએ જમાડયો. ફારૂક કહીને નહિ; ફકીર કહીને ચા પાઇ સમાનવી નોકરી ઉપર વિદાય કર્યો. તેના ગયા પછી તેણીએ દિવાલ ઉપરના પેલા સફેદ ચુના વડે લખેલ શબ્દો ફારૂક આહમદ ભૂસી નાખ્યા. અને તે સાથેજ તેના હૈયામાંથી જાણે એક નિશ્વાસ નીકળી ગયો. બેચાર સફેદ જળબિંદુ માએ નિશ્વાસને દાબવા આંખોએ વરસાવી દીધા.

## ....ઈનસાન છે....

કોણ જાણે કેવી એની શાન છે,
જાય છે જ્યાં ત્યાં ઉઠે તૂફાન છે.
એની મેહફિલની દશા હું શું કહું ?
મસ્ત કે બેભાન કો, હેરાન છે.
કેમ સમજે મારા દિલની વાત એ,
દિલથી એ અજ્ઞાન છે, નાદાન છે.
વીજ સમ ચમકી અને વળ ખાઈને,
એમનું ચાલ્યું જવું તૂફાન છે.
દઉં તુજને હું અભિનંદન દઉં,
તુજ થકી તો મારા દિલની શાન છે.
વાત જ્યાં છેડી હજી તો દિલતણી,
કહી દીધું કે યાદ છે, હા ધ્યાન છે.
નજરો સામે ચોરી દિલને લઇ જવું,
આંખડી તુજ એજ કારસ્તાન છે.
મારી ગરદન કેમ ઊંચી થાય ના,
કોઈના બાકી હજી એહસાન છે.
"ઐય્યાશ" જે સમજીને સમયથી કામ લે,
તેજ દુન્યામાં ખરો ઈનસાન છે.

"ઐય્યાશ" જેતપુરી





## ....જીવનના જવલન....

યાદ એની હરપળે દિલમાં રમી,
ચંદ્રિકા જાણે ચકોરીને ગમી.
લાખ રીતે દિલને સમજાવી રહ્યો,
'ભાગ્યનો સ્વીકાર કરતો જા-નમી !'
દીપકોના રૂપ બદલાઇ રહયાં,
જ્યોત જીવનની જલે છે કાયમી.
પણ જવલન જીવનનાં રહેવાતાં નથી,
ચીસ સૌ પાડી રહ્યાં છે કારમી.
સુખ અને શાંતી ન કોઇને મળી,
કોઇ વસ્તુ છે કે જેની છે કમી
કોણ જાણે કર્મ કેવાં થઇ રહયાં,
તારલાંઓ પણ રહયાં છે કમકમી.
અશ્રુ જે આંખે ન રગદગનો રહ્યો,
તેમને કહેવું પડે છે આદમી.
સર્વ નિજ ઇચ્છા મુજબ કરતાં રહ્યાં,
કોણ જાણે શું રહ્યું એને ગમી !
આપની જ્યાં યાદ છે-ત્યાં આપ છો,
મંદિરો-મસ્જિદ મહિં જોયું ભમી.
રક્તથી આશા તણાં રંગાયેલું-
હો હૃદય તો એમને લાગે ગમી.
છો "સદર"નો અંત સંધ્યામાં રહ્યો.
સૂર્ય ઊગે છે સદા એ આથમી.

સદર

# પોતાનુંજ પ્રતિબિંબ....

: લેખક :
'ઇંજન' ધોરાજવી

(૧)

ઝૈતૂન ખળી ઉઠી.

લથડીયાં ખાઇ ઘરમાં પ્રવેશી રહેલ એના શૌહરને જોઇ એનું હૈયું રડી પડ્યું

'ફરી પી આવ્યા ને?" કચડાએલા સાદે એણે પતિ પ્રત્યે જોઇ રોષ વ્યકત કરતાં કહ્યું, પણ મદિરાની તન્મયતામાં સાનભાન ખોઇ બેઠેલાં બશીરને અત્યારે એટલું ભાન કયાં હતું કે તે પત્નિના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળી શકે, એ તો એની ધુનમાં કંઈ બબડતો, કયારે ઉભાં થઇને સ્થનોને ફેરવતો, ગોથા ખાતો, એની મદિરા મસ્તીમાં મસ્ત હતો, ચકચૂર હતો.

દારિદ્રતાની જર્જરિત દશાથી રૂંધાયલી અને પતિના નિત્યના આ નટકથી ત્રસી ઉઠેલી ઝૈતૂન સવારે આંખેને છલકાતી અશ્રુજળનાં અવાજે બોલી ઉઠી: "કંઇ વિચાર તો કરો, લોકોને ખબર પડી જશે કે તમો શરાબી છો તો તમારી પ્રતિષ્ઠા તો ખાકમાં મળી જશે પરંતુ સાથે સાથે તમારી પુત્રીનું ચમકેલુ ભવિષ્યાગ ફોક થઇ એનુ જીવન સ્પર્ધા ધૂળમાં રગદોળાય જશે, શરાબી બાપની પુત્રીનો સ્વીકાર કરવા સમાજ કદી તૈયાર નહીં થાય, માટે ખુદને ખાતર હવે શરાબનો ત્યાગ કરી સાચા ઇન્સાન બનો, જેથી પુત્રી પણ આપણી ઇજ્જત, આપણી ખાનદાની પર ગર્વ લઇ શકે"

"સારૂં ઝૈનૂ! હવે આ ટેવને જલદી છોડી દઇશ" બશીરે ટુંકો જવાબ આપતાં કહ્યું. "છોડી દઇશ એ શું? એ તો માત્ર બહાનાં, હવે આવી રીતે બનાવવું મૂકી દો, ને સાચું કહી આજથીજ તૌબા કરી દયો કે જેથી એ દીશા તરફ કદી ન વળો."

"ઝૈનૂ, હવે જરૂર તૌબા કરી લઇશ, તારી આજીજીને નકામી નહીં જવા દઉં એ નાહક મન." '...પણ કયારે...?"

"હું વચન આપું છું કે હવે થોડાજ દિવસોમાં મારા જીવનને આ કલંકથી પાક બનાવીને રહીશ. મારી પુત્રી, મારી નૂર ચશ્મીને કોઈ શરાબીની પુત્રી કહી એનાં ખાનદાની ગૌરવ પર ઘા ન કરી જાય એ માટે જીવનને શુધ્ધ બનાવી. મારા વ્યસનને હંમેશના માટે છોડી દઇશ ઝૈનૂ! તું પુત્રીની મા છે, તને તારી પુત્રીનો વિચાર છે તો હું પણ પુત્રીનો બાપ છુ. પિતા છું, મને એનાં સુખનો. એની આબરૂનો ખ્યાલ ન હોય એ કેમ બને?"

ઝૈનૂ આનંદિત થઇ, કયારે પણ નહીં ને આજે એના શબ્દો બશીર પર ઘરી અસર કરી ગયાં જેથી એ ખુશી થઇને હર્ષિત હૃદયે પોતાને બેઠેલાં વિશ્વાસને વ્યકત કરતાં કહ્યુ: "ઠીક છે મને વિશ્વાસ છે કે આપ પુત્રીના સુખને માટે વચનનું પાલન કરી આપણી ઇજ્જતને ઉન્નત રાખશો."

"હા, હા, જરૂર, કાલે જુમેરાત છે ના? તો કાલથીજ તૌબા કરી તને વચન આપી દઇશ પછી છે કાંઇ બોલ?" જીવનમાં આજ પહેલીજ વાર આવી રીતે હસતાં રહીને બશીરે ખાત્રી આપી.

"ત્યારે આજથી તો નહીજ ને?" આજની ધન્ય ઘડીનો લાભ લઇ લેવાની ઉત્સુકતામાં ઝૈનૂને હઠ કરી "અરે ઝૈનૂ વરસો થયાં જીવનમાં ઘર કરી બિરાટ બનેલા આ અનિષ્ટના વૃક્ષો જડમૂળથી ઉખેડી નખવા માટે થોડો શ્રમ લેવો પડશે, આજે પ્રથમ કરી ધાવા નાખીને પડેલી મદિરા દેવીને મનાવી લઇશ, ને કાલે તો જીવનમાંથી સદાના માટે એને વિદાય આપી દઇશ, હવે એ બીચારી ગણત્રીના કલાકની મેહમાન છે, માટે

એને આમ ખરાબ રીતે નારાજ કરીને વિદાય આપવી ઠીક નહી......"

બશીર હસી પડ્યો, ને ફરી ઝૈનૂનને ઉદ્દેશીને બોલ્યો; "ઝૈનૂ, તું મને હજુ સુધી પુરી રીતે ઓળખી શકી નથી કાં? તો આજ પુરી રીતે ઓળખી લે કે તારો પતિ પુરેપુરો દૃઢ નિશ્ચયી છે, જે કંઇ કહે છે એનું પાલન કરીનેજ રહે છે...!

બશીર મૌન રહ્યો, ઝૈનૂન અજાયબ થઈ તેની તરફ જોતી રહી, છેલ્લાં કેટલાંએ વરસો દરમ્યાન એણે તેને આજ જેટલો આનંદિત જોયો ન હતો,

બશીરનું વાક્યચાતુર્ય આજે ઝૈનૂને ગમી રહ્યુ હતું, બશીર એના મિત્રોને એની બોલવાની આ કળા રોજ બતાવતો પણ ઝૈનૂને આજ પહેલાં એણે એનાં વાક્યચાતુર્યની રમતા દેખાડી ન હતી; જેથીજ આજે બશીરની વાતેથી ઝૈનૂને આનંદ પ્રાપ્ત થઇ રહ્યા હતો

ઝૈનૂની ઇચ્છા હજુ બશીરની વાતો સાંભળવાની હતી પણ બશીર ઉભો થઇ ગયો જેથી એણે એના હરખને મતી કરી ગૃહકાર્યમાં પ્રવૃત્ત બની.

(૨)

બશીરની પુત્રી સલીમાના વેવિશાળ એક ખાનદાન કુટુંબના નબીરા અનવર સાથે થયાં હતાં, અનવરને બશીર ઓળખતો હતો, એ સુશિક્ષિત, સરકારી અને તેજસ્વી યુવાન હતો, આવા યુવાનની સાથે એની પુત્રીનું વેવિશાળ થયું છે ને હજુ લગ્ન થશે એ એનાં આનંદનો વિષય હતો.

લગ્ન થઇ ગયાં પછી પુત્રીની ચિંતા નહીં રહે, અનવર જેવો આદર્શવાદી યુવાન એને સંપૂર્ણ રીતે સુખી બનાવીને રહેશે એવી બશીરની દૃઢ માન્યતા હતી જેથીજ એ પુત્રીને ખાતર પોતાની વરસો જુની ટેવનો ત્યાગ કરવા પ્રયત્નશીલ થયો હતો.

(૩)

રમઝાન કની રાત આવી પહોંચી. આજની રાત એ એના વ્યસનની અંતિમ રાત હતી, કાલે તો એનુ જીવન પ્રાયશ્ચિત્તથી પાવન થઇ જીવનની સંસ્કારિતાને ભેટી જશે, પછી એનાં જીવનમાં મદિરા મસ્તીનો તરવરાટ ભર્યો ઉન્માદ કે હૃદયના અણુએ અણુને ઝણઝણાવી દેતું આજ જેવું તૂફાન નહીં હોય; બશીરના મગજમાં આ વિચારોની લ્હેર વહી ગઇ, સાથે આજની છેલ્લી મસ્તી માણી લેવા એ તૈયાર બન્યો ને સ્વગતજ બબડી ગયો, હે! જીવ ચલ આજનો છેલ્લો ઉત્સવ ઉજવી લે, આજનો અંતિમ આનંદ અનુભવી લે, પછી તો એ ઉત્સવની કલ્પના એ તારા માટે પાપ હશે,

એ સ્વગતજ હસી પડ્યો ને એનાં કદમ મદિરા પીઠા સામે આવીને અટક્યાં.

આજે તો ખુબ લઇશ." હૃદયમાં કલ્પનાની ઊર્મિ વહી ગઇ.

મદિરા પીઠામાં પ્રવેશી એક સ્થળે સ્થાન લીધું, આજુબાજુ પીનારાઓ શોરબકોર કરી રહ્યાં હતાં

તે કંઇ ઓર્ડર આપવાનો ઇરાદો કરે છે ત્યાં એની નજર સામેના એક ટેબલ તરફ દોડી ગઇ, તેણે આંખેને સાફ કરી અનિમેષ નેત્રે જોયું તો સામેના ટેબલ પર એનો ભાવિ જમાઇ અનવર એનાં મિત્રો સાથે મદિરાની મોજ માણી રહ્યો હતો.

બશીરનું અંગ પ્રતિ અંગ ધ્રૂજી ગયું, પીધાં પહેલાંજ એના મસ્તકે ચક્કર ચડવા લાગ્યાં જેથી એ તરતજ મદિરા પીઠાની બહાર નીકળી ગયો,

# ....પોતાનું પ્રતિબિંબ....

"મોઠજી" ધોરાજવી

મગન આજે મગન હતો. એનાં હૃદય સાગરમાં આનંદ ઉર્મિઓ લેહરાઇ રહી હતી. અને એ ઉર્મી ઉર્મી કયારેક હોઠ ઉપર તો કયારેક આંખોની ઝાંખી વાટે ચમકી જતી.

એમ તો અમારા મિત્ર મંડળમાં મગન એક ફિલ્મફ્રેન્ડ આશિક તરીકે મશહૂર હતો. કોઇ એને રંગીલો પણ કહેતા. વાંકળીયા વાળ, મોટી મોટી મારકણી આંખો અને એ પ્રણુ સુમો આંજેલી સોથી મઘમઘતા રૂમાલ સાથે નાઝુક ફાઉન્ટનપેન જ્યારે હાફકોટમાં લગાવી એ મસ્તીભરી અદા એ ચાલતો ત્યારે પ્રત્યેક મહલ્લાની નિગાહ અનાયાસે એનાં તરફ ખેંચતી

આજે તો એની અદા કંઇ ઔર ખીલી ઉઠી હતી...જાણે વાયુની લેહરાયી ગુલ ની ખુશ્બૂ. આજ એ એવી તવાયફની મુલાકાતે જવાનો હતો...જ્યાં ભાગ્યેજ કોઇ અમીર ઉમરાવ નિવાય જઇ શકે અને એ પણ રજા અને મેહરબાની હોય તો!

મીઠી નજર અને મહેરબાનીની નવાજિશ મશહૂર તવાયફ પન્નાની આજે મગન ઉપર થઇ હતી...આજે રાત્રી ભોજન એ પન્ના સાથે લેવાનો હતો અને ખુમારીભરી ચાલે એ પન્નાના બંગલે આવ્યો, પહેરેગીરને વીઝીટીંગ કાર્ડ આપ્યું.

મગર પન્નાજાન સાથે કોઇ બાબુજી વાતચીત કરી રહ્યા હતા.

+ × +

ત્રણ કલાકથી સતત એકી નિગાહે પન્નાના પ્રવેશદ્વાર ઉપર રાહ જોઇ રહેલ મગનની અંતે આશા ફળી...બાબુજી બહાર આવ્યા.

બાબુજી અને મગનની આપસમાં નજર લડી ગઇ...બાબુજી તાડુકી ઉઠયા.

"કોણ? મગન અહિ તું?"

મગન—"હાં! પિતાજી......તમે પણ."



# કત્આત

## એક પ્રશ્ન

મુજ સનમની ચાલ સૌ નિરાલી છે.
છાંઇ મુખ પર લાલી ને ખુશાલી છે;
તુજ કહે ઉપદેશ દેનારા મને.
શું સનમના ખ્યાલથી તું ખાલી છે?

## દર્દ

છાનું છાનું દર્દ દિલમાં થાય છે.
ને વ્યથામાં નિત્ય ગોથા ખાય છે;
ધીમે ધીમે એટલું જાણી ગયો;
છૂપું છૂપું રોઇને એ ન્હાય છે.

## વ્યથા

રાત-દિન વિતી રહ્યાં વિચારમાં,
ને વળી દીવાનગી આચારમાં;
શું કહું? કોને કહું દિલની વ્યથા;
મુખ થકી બોલય ના ઉદ્ગારમાં.

## વણઝાર

દિલ મહી એનો પ્રણય ઝમકાર છે,
રોજ મુજ જીવન તણો શણગાર છે;
બેકરારી, આહ-રૂદન, દર્દ-ગમ;
વિરહમાં મુજને મળી વણઝાર છે.

## સનમને

અય સનમ મુજને વધુ તડપાવ ના,
તુજ અદાથી મુજ હૃદય લલચાવ ના;
કઇ દયા દિલમાં ધરી આશક પરે;
જુલ્મ ઝાઝા તુ હવે વરસાવ ના;

## ખ્યાલ કર

પાસ તુજ બોલાવવાનો ખ્યાલ કર!
યા તો દર્શન આપવાનો ખ્યાલ કર!
યા મુહમ્મદ 'દિલમાં બેચેન છું;
મુજ હૃદયની વેદનાનો ખ્યાલ કર!

'બેબસ'

# મુર્દાઓની વસ્તીમાં



લેખકઃ—જ. 'હ ર્દ.બ' દહેલવી સાઠ

ગઇ કાલે હું શહેરના વાતાવરણથી કંટાળી ફરવા શહેરની બહાર કુદરતી સૌંદર્યમાં ગયો. એક ઊંચી ટેકરી પર પહોંચી ગયો, જેને કુદરતે સારા વસ્ત્રોથી સજાવ્યું હતું. ઉભો થઈ ગયો. શહેર પોતાની ઊંચી ઇમારતો અને મીલના ધુમાડાથી વાદળમાં ઉડતું નજરે પડ્યું.

હું બેસી ગયો અને દૂરથી ઇન્સાની જિંદગીના વિચારો કરવા લાગ્યો. અને તે દૃશ્યો નજરે પડ્યા જેથી મેં દિલમાં નક્કી કર્યું કે હવેથી ઇન્સાનની બનાવટી જિંદગી વિષે વિચારો ન કરીશ, અને સાથે હું સુખ દેતી કુદરતી દૃશ્યો જોવા લાગ્યો. મે જોયું આ લીલોતરીમાં એક કબ્રસ્તાન છે જેમાં સંગેમરમરની કબ્રો છે. આખું કબ્રસ્તાન ઝાડોથી મનોહર દેખાય છે.

ત્યાં—જીવતા અને મરેલાઓની વસ્તીના વચ્ચે—હું આ વસ્તીના આકર્ષક અને તેની રીતભાતો પર છવાએલી શાંતિ અને તેની વચ્ચેના કબ્રો ઉપર વિચાર કરી રહયો હતો. એક તરફ આશાઓ હતી અને નિરાશાઓ, પ્રેમ અને ઘૃણા, અમીરી અને ગરીબાઇ, વિશ્વાસ અને અવિશ્વાસ અને બીજી તરફ માટીના માટી હતી જેના દિલને જાહેરથી બદલી આદત એથી ઇન્સાન પછી હેવાન પૈદા કરે છે.

હું મારા આ વિચારોમાં ગુમ હતો કે મારી દ્રષ્ટિ એક અવાજે પોતા તરફ ફેરવી લીધી. જોઉં તો આગળ બેંડ હતું જેના વાગતા વાજીંત્રોથી બહાર પર ઉદાસીનતા છવાઈ ગઇ હતી. એ એક મોટું ટોળું હતું, જેમાં ધનવાન, પ્રતિષ્ઠિત બધાઓ હાજર-શામિલ હતા. ને એક ધનવાનનો જનાઝો હતો. એક મુર્દાના હકદારો હતા જેની પાછળ પાછળ જીવતા લોકો રડતા, હાયવાય કરતા અને ખુલ્લા મેદાનને પોતાના માતમ વગેરેથી ઘેરી ચાલ્યા જતા હતા.

જનાઝો કબ્રસ્તાને પહોંચ્યો. પાદરીઓ ઉભા થયા. અને સામાન, અગરબત્તી સળગાવી મરનાર માટે દુઆ માંગી આ બાજુએ બેન્ડ વગાડનારાઓએ ગમનો તરાનો વગાડયો. એ પછી આગ્ર પદરીએ આગળ વધી, ઘણી સાદી, અને સરળ ભાષામાં મરવાવાળા પર માતમ કર્યું. પછી શાઇરોએ પોતાના મરસીયા વાંચી સંભળાવ્યા. એ બધું થઇ ગયા પછી ધીમે ધીમે લોકો કબ્રથી દૂર થવા લાગ્યા. કબ્ર બનાવવામાં ગોરખોદ અને એન્જીનરોએ એવી સરસ તેના પર મેહનત કરી કે જેની હદજ નહિ.

લોકો શહેરની તરફ પાછા ચાલ્યા ગયા પરતુ હું દૂરથી એ બધું જોયા કરતો હતો સૂર્ય આથમી ગયો હતો ઝાડોના પડછાયા પણ દૂર થઇ ગયા હતા. અને દુન્યાએ નવો લિબાસ ઉતારવાનું શરૂ કર્યું હતુ.

મે નજર ઉપાડી જોયુ. બે માણસ એક લાકડાનો તાબુત પોતાના ખભા પર લઇ આવતા હતા. જેના શરીર ઉપર જુના ફાટેલાં વસ્ત્રો હતા. ખોળામા એક દૂધ પીતું બાળક અને કૂતરો હતો જે કદી તેની તરફ જુએ છે, કદી તાબૂત તરફ જુએ છે. એ એક ગરીબનો જનાઝો હતો. જેની પાછળ એક એની સ્ત્રી હતી જે આશા અને નિરાશાના અશ્રુઓ વહવી રહી હતી એક એનુ બાળક હતુ જે પોતાની માને રડતી જોઇ પોતે પણ રડતું હતું. અને એક એનો વફાદાર કૂતરો જેની રૂકતારથી તેનો રંજ જાહેર થતો હતો.

# મુજરીમ

અનુ ઈબરાહીમ નવીવાલા

સડકની બાજુએ એક નવજવાન ભીખારી બેઠો બેઠો ભીક્ષા માંગી રહ્યો હતો. તેના મઝબુત શરીર ને ભૂખના દર્દે નબળું બનાવી દીધું હતુ ગભી આગળ તે પોતાની ગરીબાઇ ત્થા ભૂખની કથા સંભળાવતો રાહદારીઓ પાસેથી માંગતો હતો.

રાત થઈ ગઇ અને તેના હેઠ કલ્પાંત કરતા સુકાઇ ગયા, તેની ઝબાન થાકી ગઇ પરંતુ તેના હાથ તેના પેટની જેમ તદન ખાલી જ છે.

તે પોતાની જગ્યાએથી ઉઠી વસ્તી બહાર ચલ્યો ગયો. વૃક્ષોના ઝુંડમાં બેઠો, રડવા લાગ્યો અને ખુબજ રડવા લાગ્યો. તેણે અશ્રુપૂર્ણ નયનો આકાશ તરફ ઉઠાવ્યા અને કહેવા લાગ્યો, ભૂખની તકલીફ તેને બેલવા દેતી નહિ.

"અય પરવરદિગાર ન જાણે કેટલીએ વાર નોકરી માટે શ્રીમતો પાસે ગયો, પણ ગાભા મેલા કપડાંના કારણે ધુતકારી કાઢવામાં આવ્યો.

મે મદરેસાના દ્વાર ખખડાવ્યાં, મુફલિસ હેવાના કારણે ના સંભળાવવામાં આવી.

મેં મઝદૂરીની કોશિશ કરી, માત્ર પેટ પુરતી રોટીના માટે પરંતુ કમનસીબે તેમાં ન ફાવ્યો.

છેવટે લાચાર થઇ ભીખ માંગવી શરૂ કરી તો તારા સર્જેલા માનવો કહે છે, આ તો હટ્ટોકટ્ટો જવાન છે સુરત અને કામના ચોર હોય તેવા માણસોને ભીખ ન આપવી જોઇએ."

તારાજ હુકમથી અય રબ, મા ! માએ જન્મ આપ્યો હવે તો તારાજ ઈશારાઓ ઉપર જીવતો છું, તો પછી શા માટે લોકો મને રોટી નથી આપતા, જો કે તારા નામર્થીજ તેઓ પાસે માંગું છું."

તેના મુખના ભાવ બદલવા લાગ્યા, તે ઉભો થયો તેની આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા. એક ઝાડમાંથી લાંબી સોટી તોડી વસ્તી તરફ ઇશારા કરી ચાલવા લાગ્યો.

મેં મેહનતથી ઝિંદગી માંગી, પરંતુ ન મળી. હવે હું તાકાતથી મેળવીશ.

મે નમ્રતા અને ખુશામતથી ગુજરાન માંગ્યું. પણ લેકોએ ન આપ્યું. હવે હું તાકાતથી મેળવીશ અને વધારે મેળવીશ.

વરસો આવી રીતે પસાર થવા લગ્યા કે તે નજીવી વસ્તુ માટે કત્લ કરવા તૈયાર થતો, મોટા મોટા શ્રીમંતોના આતમા તેનું નામ સાંભળતા ધ્રુજી ઉઠતા, અને એવી વાત ત્યાં સુધી આવી કે, કોઇ બંડ જગાવવા તેની મદદ માગતા. આવી રીતે મજબુરી ઇન્સાનને મુજરિમ બનાવે છે.

---

એ લોકો કબ્રસ્તાન પહોંચ્યા અને તાબુતને કબ્રમાં ઉતાર્યું જે સગેનરગરની કબ્રેથી ઘણી દૂર એક ખુણામાં હતી. એ પછી તેઓ શાંતિથી જુદા પડયા કૂતરો વારંવાર પોતાના ધણીની કબ્રને પાછા ફરી જોયા કરતો હતો અહિ સુધી કે તેઓ બધા ઝાડોમાં છુપઇ ગયા.

તે વખતે મેં શહેર તરફ જોયું અને કહ્યું "એ દોલત અને તાકતવાળાઓ માટે છે."

પછી કબ્રસ્તાન તરફ જોઇ બોલ્યો:-

અને આ પણ દોલત અને શક્તિવાળાના માટે છે પછી ગરીબો અને કમજોરોનું વતન કયાં છે? મારા ખુદા!"

એટલું કહી મે વાદળો તરફ દ્રષ્ટિ કરી જોયું જેની કિનાર સૂર્યના સૌંદર્યવાન કિરણોથી રંગીન થઈ ગઇ હતી મારા હૃદયમાંથી અવાજ નીકળ્યો.

"ત્યાં———!"

[અનુ:—ટી.]

# હઝરત ઈમામ હુસૈન બિન અલી (રદી.)

અનુ-જ. ઈબ્રાહીમ જી. શેખ

(ગતાંકથી ચાલુ)

### બીજો ખુત્બો

માર્ગમાં ઘણી જગ્યાઓએ આપે દોસ્ત અને દુશ્મનોને ઉદ્બોધન કર્યું. બયઝા નામના સ્થળ ઉપર નીચેનો ખુત્બો આપ્યો.

"અય લોકો! રસુલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે જે હાકિમ ઝુલ્મ કરતો હોય, ખુદાના બંદાઓ ઉપર અનિતિ અને અત્યાચારોથી હકૂમત કરતો હોય, એવા હાકિમને જે કોઈ જુએ અને પોતાના વચન અને કરણીથી એનો વિરોધ અને તિરસ્કાર ન કરે એવો માણસ ખુદાની બક્ષિશોથી મહરૂમ રહેશે. જુઓ! આ લોકો શૈતાનને અનુસરે છે. અલ્લાહથી બગાવત કરે છે. માલે ગનીમત ઉપર અયોગ્ય કબજો જમાવી બેઠા છે. હરામને હલાલ અને હલાલને હરામ કરી રહ્યા છે. સત્ય અને ન્યાયની સ્થાપના માટે હું એમના ગર્વનું ખંડન કરીશ. તમારા અસંખ્ય પત્રો અને કાસિદો મારી પાસે બૈઅતનો સંદેશો લાવ્યા. તમે ખાત્રી આપી ચૂક્યા છો કે મારાથી વિશ્વાસઘાત કરશો નહિ. જો તમારા વચન ઉપર તમે મક્કમ રહો તો એ તમારા માટે હિદાયતનો માર્ગ છે. કારણ કે હું હુસૈન ઇબ્ને અલી, ઇબ્ને ફાતેમાહ અને રસુલુલ્લાહનો નવાસો છું. મારી જાન અને મારા બાલ બચ્ચાઓનો પ્રશ્ન એ તમારોજ પ્રશ્ન છે એ માટે તમે સંપૂર્ણ જવાબદાર છો. મારૂં માર્ગદર્શન સ્વીકારો અને મારી દુશ્મની છોડી દો. પરન્તુ અફસોસ! એ બધુ તમારા માટે અશક્ય છે. તમે મારા પિતા, ભાઈ અને પિત્રાઈ મુસ્લિમથી એવોજ વર્તાવ કરી ચૂક્યા છો. તમારા ઉપર વિશ્વાસ રાખવો એ નાદાની છે. પરંતુ એ યાદ રાખશો કે એમાં તમારૂંજ નુકસાન છે. અને હવે પણ તમનેજ હાની પહોંચશે. તમે તમારોજ ભાગ ગુમાવ્યો છે. તમારાજ ભાગ્યને તમે કલંકિત કર્યું છે તમે તમારોજ દ્રોહ કર્યો છે. બહુજ મુમકિન છે કે ખુદા ટુંકમાંજ મને તમારાથી મુક્તિ અપાવશે."

એક બીજી જગ્યાએ આપે ફરી તકરીર કરી.

"જનેરી ઘટનાઓએ જે સ્વરૂપ ધારણ કર્યું છે તે તમે જોઈ રહયા છો. દુન્યા પોતાનો રંગ બદલી રહી છે. સત્યથી મોઢું ફેરવી લીધું છે, અને ભયાનકતા દીન પ્રતિદીન વધી રહી છે છતાં આ હકીર જિંદગી વધી રહી છે. અફસોસ! જોતા નથી કે સત્ય અને નિતિનો અનાદર થાય છે. દુરાચાર ઝડપી પ્રસરી રહયો છે. શું એવો કોઈ પણ નથી જે તેને પડકારવાની હિંમત કરે. હવે એ સત્ય સમય આવી ગયો છે કે સત્યના હામી ખુદાના દીદારની તમન્ના કરશે. હું હવે શહાદતનું મૌત માંગુ છું. કારણ કે ઝાલિમો સાથે જીવવું એ મહાપાપ છે."

આ ખુત્બો સાંભળી ઝહીર ઉભો થયો અને લોકોના આદેશને માન આપી, તેણે કહ્યું "ઓ રસૂલના ફરઝંદ! ખુદા આપનું રક્ષણ કરે. અમે તમારી તકરીર સાંભળી. વલ્લાહ, જો દુન્યા અને જિંદગી અમર હોત તો પણ તમારી હિમાયત અને મદદ માટે એ બધાનો ત્યાગ અમને માન્ય છે. તમારી સાથે મરવુ એ અમર જીવનથી પણ વધુ શ્રેષ્ઠ છે."

× × ×

હૂર બિન યઝીદ આપની સાથે બરાબર કૂચ કરતો રહ્યો. વારંવાર તે કહેતો "અય હુસૈન! આવી પરિસ્થિતિમાં આપ સદ્બુદ્ધિથી કામ લો અને ખુદાને યાદ કરો. હું વિશ્વાસથી કહું છું કે જો લડાઇ થશે તો તમને અવશ્ય કત્લ કરવામાં આવશે."

આથી આપની ધીરજ ખૂટી. એક પ્રસંગે આપે અત્યંત આવેશમાં કહ્યું "શું તું મને મૌતથી ડરાવે છે? શું તમારી હિમ્મત એટલી બધી વધી ગઇ છે કે મને કત્લ કરવાની ધમકી આપો છો? આનો શું જવાબ આપવો તે હું સમજી શકતો નથી. હું એજ શબ્દો કહીશ જે રસૂલલ્લાહના એક સહાબીએ જિહાદ પ્રસંગે પોતાના ભાઇની ધમકીના જવાબ રૂપે કહ્યા હતા.

"હું જિહાદ માટે રવાના થાઉં છું. જ્યારે નેકીના માર્ગે ઇસ્લામ કાજે જિહાદ કરવાની ઇચ્છા હોય અને આત્મ સમર્પણથી અનિતિનું ખંડન કરી સદ્માર્ગીઓ અને નિતિવાનોની સહાય કરવાની ઉત્કંઠા હોય એવા સંજોગોમાં એ વીરનું મૌત તેના માટે ગર્વ અને ગૌરવનું કારણ છે. એમાં સહેજ પણ વિલંબ નથી."

× × ×

અઝીમુલ હીજાનાત નામના સ્થળ આગળ, કૂફાથી ચાર સવારો આવતા દેખાયા. તેમની આગળ આગળ તરમાહ બિન અદી આનંદ અને ઉલ્લાસથી આશ્ચર્યજનક પંક્તિઓ લલકારતો હતો. હઝરત હુસૈન (રદી.) એ સાંભળી બોલી ઉઠ્યાં "વલ્લાહ! મને પણ એજ આશા છે કે ખુદા અમારી સાથે ભલાઈ ઇચ્છે છે. હું સફળતા મેળવીશ યા ખુદાના માર્ગમાં શહીદ થઇ જઇશ."

હૂર બિન યઝીદે જ્યારે આ લોકોને જોયા તો તેણે આપને કહ્યું "આ લોકો કૂફાના આપના સાથીદારો નથી. તેઓ તમારી સાથે આવી શકશે નહિ હું એમને પાછા રવાના કરીશ."

આપે કહ્યું "તમે વચન આપી ચૂક્યા છો કે ઇબ્ને ઝિયાદનો પત્ર આવતાં સુધી આપ મને સહેજ પણ કનડગત કરશો નહિ. આ લોકો ભલે મારી સાથે નથી આવ્યા પરંતુ એ મારાજ સાથીદારો છે જો એમને સહેજ પણ હેરાન કરવામાં આવશે તો હું તમારાથી લડીશ."

આપના આ જવાબથી હૂર ખામોશ થઇ ગયો.

આવનાર કૂફીઓથી આપે ત્યાંની પરિસ્થિતિ વિષે પ્રશ્ન કર્યો. તેઓએ જવાબ આપ્યો "યઝીદના પક્ષકારોએ શહેરના સરદારોને લાલચો આપી પોતાના પક્ષમાં લઇ લીધા છે. જનતાના દિલ તમારી સાથે છે પરંતુ આવતી કાલે એમની તલવારો તમારા વિરુદ્ધ મ્યાનથી નીકળશે."

આથી પહેલાં આપ કૈસ બિન મુસહરતે કાસિદ તરીકે કૂફા મોકલી ચૂક્યા હતા. અબ્દુલ્લાહ બિન ઝિયાદે તેમને કત્લ કરી નાખ્યો એ વાતથી આપ તદ્દન અજાણ હતા. આ લોકોથી એ કાસિદ વિષે પૂછપરછ કરતાં તેમણે બધી હકીકત કહી સંભળાવી. આ દર્દનાક સમાચારથી આપની આંખો અશ્રુભીની થઈ ગઇ. આપે કહ્યું "આપણા ઘણા સાથીદારો મૌતને ભેટી ચૂક્યા છે અને જે બાકી છે તે મૌતની ઇન્તિઝારીમાં છે. ગમે તેમ થાય તો પણ સત્ય ઉપર મક્કમ રહીશું અને અમારા ધ્યેયથી સહેજ પણ ડગીશું નહિ. ઓ પરવરદિગાર! તું અમારા અને તેમના માટે સ્વર્ગના દ્વાર ખોલી દે. તારી-ખુશનુદી અને રહમતના મરકઝ ઉપર

અમને ભેગો કર."

તરમાહ બિન અદીએ કહ્યું "વલ્લાહ હું આંખો ખેંચીને જોઇ રહ્યો છું પરંતુ આપની સહાયમાં કોઇ આવનાર જણાતો નથી. ફક્ત આજ લોકો જે તમારી પાછળ લગ્યા છે તે તમારી ઉપર તુટી પડે તો પણ સહેલાઇથી તેઓ પોતાના હેતુમાં સફળ થઇ શકે. દુશ્મનો તમારા મુકાબલા માટે ભેગા થઇ રહયા છે હું આપને ખુદાના સોગંદ આપું છું કે આપ અહિંથી સહેજ પણ આગળ વધશો નહિ. દુશ્મનોથી રક્ષણ મળે એવા સ્થળે આપ જવા માંગતા હો તો આપ મારી સાથે ચાલો હું મારા પહાડી કિલ્લામાં આપને આશ્રય આપીશ વલ્લાહ ત્યાં દશ દિવસમાંજ કબીલયે તયના ૨૦ હજાર બહાદુરો તલવારો સહિત આપની મદદ માટે ભેગા થઇ જશે. જ્યાં સુધી તેઓમાં જાન હશે કોઇપણ તમારી સામે જોવાની હિંમત કરશે નહિ"

આપે જવાબ આપ્યો "ખુદા તમને નેક બદલો આપે પરંતુ અમારી વચ્ચે એક કરાર થઇ ચૂકયો છે જેની રુએ અમે એક કદમ ડગી શકતા નથી. હવે શું થય છે તે કહેવું અશકય છે."

× × ×

આપને ખાત્રી થઇ ચૂકી હતી કે પોતે મૌત તરફ જઇ રહયા છે. કૈસ બની મકાતીલ નામના એક સ્થળ આગળ કૂચ પ્રસંગે આપ નિદ્રાધિન થઇ ગયા પછી એકાએક ચમકીને કહેવા લાગ્યા 'ઇન્નાલિલ્લાહે વઇન્ના ઇલયહે રાજેઉન. અલહમદો લિલ્લાહે રબ્બીલ આલમીન.' ત્રણ વખત એ મુજબ આપે કહ્યું. આથી આપના સાહબઝાદા અલી અકબરે વિનયથી પૂછ્યું "આ ઇન્નાલિલ્લાહ અને અલહમદો લિલ્લાહ શા માટે?"

આપે જવાબ આપ્યો "વહાલા ફરઝંદ! હું હમણાંજ નિદ્રાવશ થયો હતો. મેં સ્વપ્નમાં એક ઘોડેસવારને કહેતાં સાંભળ્યું કે લોકો ચાલી રહયા છે અને મૌત પણ તેમની સાથે કૂચ કરે છે. હું સમજી ગયો કે એ અમારાજ મૌતની આગાહી છે."

અલી અકબરે કહ્યું "ખુદા એ કમનસીબ દિવસ આપને ન દેખાડે. શું અમારી લડત સત્ય અને નેકી ઉપર નથી?"

આપે જવાબ આપ્યો "બેશક. આપણી લડત સદા ન્યાયી છે" અને નીતિ કાર હોય તો અમને મોતની કંઇ પરવા નથી."

આ તેજ આપના સાહેબઝાદા છે જે મેદાને કરબલામાં શહીદ થયાં અને અલી અકબરના લકબથી મશહૂર છે.

× × ×

સવારમાં આપે કૂચનો આરંભ કર્યો અને પોતાના સાથીઓને ફેલાવવાં માંડયા. પરંતુ હુર બિન યઝીદ તેમને રોકી લેતો. પરસ્પર લાંબા સમય સુધી ચકમક ઝરતી રહી છેવટે કૂફા તરફથી એક સવાર આવતો જણાયો તે હથીયારબંધ હતો. તેણે હઝરત હુસૈન (રદી) તરફથી મોઢું ફેરવી લીધું અને હુરને સલામ કરી ઇબ્ને યઝીદનો પત્ર હવાલે કર્યો.

"હુસૈનને કયાંયે આરામ લેવા ન દેશો. ખુલ્લા મેદાન સિવાય એ કોઇ પણ જગ્યાએ પડાવ ન નાખે તેની સંભાળ રાખશો. એ બંધ કિલ્લા અને હરીઆળી ભૂમિ ઉપર ઉતરવા ન પામે. મારો સંદેશક તમારી સાથેજ રહેશે અને તમે કયાં સુધી મારી આજ્ઞાનું પાલન કરો છો એનું તે નિરક્ષણ કરશે."

—અપૂર્ણ




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

**સવાલઃ**-વારસો વહેંચાઇ ગયો હો. ફરી લાંબી મુદ્દત પછી તેનો એક વારિસ નીકળી આવે- વર્ષોથી સફરમાં હોય, તે પોતે ન જાણતો હોય, કે હું વારિસ છું. ત્યાર બાદ તહકીક કરવાથી જણાયું કે ખરો એક વારિસ રહી ગયો છે. અથવા ઘણા વર્ષો ગુજરી ગયા હોય ફરી કોઇ દાવો કરે કે હુ વારિસ છું, તો એ સૂરતોમાં તે વારિસને વારસો મળશે કે તેનો દાવો ખોટો લેખાશે ?

*જવાબઃ*-બન્ને સૂરતમાં જો તે દાવો કરનાર ખરેખર હકદાર સાબિત થશે તો તેને વારસો એટલે તેને પહોંચતો હક બધા વારિસદારોએ આપવો પડશે. વારસાની વહેંચણી થઈ જવાથી કે લાંબી મુદ્દત વીતવાથી કોઇનો હક વારસો બાતિલ થતો નથી. શરીઅતે ઇસ્લામમાં વારસો બાતલ થવાની કાંઇ લીમીટ નથી.

**સવાલઃ**-કયા કારણ સર ઔરતને તલાક આપવી જાએઝ છે? તલાક આપવામાં કયો રસ્તો અખતીયાર કરે, એકી સાથે ત્રણ તલાક આપે કે દર મહીને એક-એક. અને તલાક આપેલી ઔરતને છોકરું થાય તો તેની પર વરિસનો હક કોનો છે? અને તે મુદ્દત દરમ્યાન બચ્ચાનો ખર્ચ કોની ઉપર છે? સંસ્થા પાસે ફેંસલો આવે તો કેવો હુકમ કરે.

*જવાબઃ*-મઝહબે ઇસ્લામમાં તલાક જાએઝ તો છે. પણ ખુદાપાકને એ ઘણી નાપસંદ છે. નજીવી બાબતોમાં તલાક આપવી જોઇએ નહી કદાચ ઔરત નાફરમાન હોય તો તેને ડરાવવી તેની સાથે સુવું ધણી બધ કરે છતાં ઔરત નાફરમાની કરે તો એવી રીતે મારે કે તેનો કોઇ શરીરનો ભગ ભાંગેતૂટે નહી. તેમ છતાં ઔરત નાફરમાની કરે તો પછી લાચારીથી તલાક આપી શકે છે. શરીઅતમાં ત્રણ તરેહની તલાક છે. (૧) અહસન તલાક. તે ધણી પોતાની ઔરતને એક તલાક હેઝ વગરની હાલતમાં આપે. જેમાં તેણી સાથે સંભોગ કર્યો ન હોય.

(૨) સુન્નત તલાક, કે પોતાની ઔરતને ત્રણ તલાક આપે, અલગ અલગ દરેક પાકીમાં એટલે હેઝ વગરની હાલતમાં એક એક તલાક આપે

(૩) બીદઅત તલાક, તે ધણી પોતાની ઔરતની એકી સાથે ત્રણ તલાક આપે. તેમાં ત્રણ તલાક પડી તો જશે. પણ એથી ગુનેહગાર થાય છે. માટે સ.રો માર્ગ આ છે કે એક તલાક આપી છોડી દે, છોકરો જ્યાં સુધી સાત વર્ષનો અને છોકરી નવ વર્ષની થાય ત્યાં સુધી બાળકની પરવરિશનો હક માનો છે. અગર તે પહેલાં માં પોતાની રાજી ખુશીથી બાળક આપી દે તો કાંઇ વાંધો નથી. પરંતુ બાપ જબરીયાન લઇ શકતો નથી. તે મુદ્દત દરમ્યાન બાળકનો ખર્ચ બાપને શીરે છે. બે સારા ભલા માણસો જે ખરચ નક્કી કરે તે આપવો પડશે. પણ જો તેણી તે મુદ્દત દરમ્યાન કોઇ એવા મરદ સાથે નિકાહ કરે કે તે માણસ બાળકનો સગો ન હોય તો એવી સૂરતમાં માનો પરવરિશનો હક્ક બાકી રહેશે નહી.

**સવાલઃ**-હમોએ કાપડના વેપારનું એક એસોસીએશન નીમ્યું છે. તેમાં દરેક મેમ્બરે રૂા. ૧૫૦૦) કાઢ્યા છે. તેમાં કોઇ કોઈ વેળા વધારે પૈસાની જરૂર હોવાથી બેંકમાંથી વ્યાજે પૈસા લેવા પડે છે. તો તેમાં જે નફો મળે છે તે હલાલ છે? એમાં શરીક થવું જાએઝ છે? તેની ઝકાત આપવી પડશે?

જવાબ:-વ્યાજ લેવુ દેવું તેમજ વ્યાજુ ધંધો કરવો એ કામમાં નોકરી કરવી, એ વિષે સલાહ આપવી, કોઇ પણ પ્રકારની મદદ કરવી, સર્વે હરામ છે. કુર્આન શરીફમાં છે કે હક તઆલાએ વેપાર હલાલ કર્યો અને વ્યાજને હરામ ઠેરવ્યું છે. વ્યાજ વિષે હદીસ શરીફમાં ઘણી સખત વઇદો આવેલી છે. એક હદીસમાં આવ્યું છે કે સાત ચીઝો માણસને બરબાદ કરનારી છે. તે પૈકી એક વ્યાજ પણ છે. અને અનુભવથી પણ વ્યાજ મુસલમાનો માટે ઘણોજ નુકસાનકારક છે. માટે એનાથી બચવુ જોઇએ. અને બીજા મુસલમાનોને પણ બચાવવું જોઇએ. જેટલા મુસલમાન મેમ્બરો તે એશોસીએશનમાં શામિલ હોય બધા મળી વ્યાજને બંધ કરાવે છતા બંધ ન થાય તો તેનાથી અલગ થઇ જાય અને જે અસલ મૂડી હોય તેની અને જે નફો મળ્યો હોય તેની વર્ષ વીતવાથી ઝકાત આપવી પડશે.

સવાલ.-એક માણસને હજ કરવી છે અને બચ્ચાઓની શાદી પણ કરવી છે તો શું પહેલાં હજ કરે કે શાદીઓ કરે?

જવાબ:-તે માણસ ઉપર હજ ફર્ઝ હોય તો પ્રથમ હજ અદા કરે, હજ અદા કરી પાછો આવે ત્યાં સુધીનો બાલબચ્ચાઓનો ખર્ચ આપી જાય. હજથી ફારિગ થઇ ઔલાદની શાદીનો બંદોબસ્ત કરે. હજ અદા કરવામાં વાર લગાડે નહિ. અને જો ફર્ઝ હજ પહેલાં પડી ચૂકયો હોય અને બીજી વાર હજ નફિલ કરવા ચાહતો હોય તો પ્રથમ બચ્ચાઓની શાદી કરવી ઝરૂરી છે.

સવાલ-જેની પાસે હજ પઢવા જેટલા નાણા હોય પરંતુ મદીના શરીફ જવા જેટલા પૈસા ન હોય તો શું કરે.

જવાબ-તે માણસ ઉપર હજ ફર્ઝ થઇ ગઇ માટે જલ્દી હજ અદા કરે. પાછળથી અલ્લાહ પાક તાકાત અને હસીયત આપે તો મદીના શરીફ ઝરૂર જાય. મદીના શરીફ માટે હજને મૌકૂફ કરે નહિ.

સવાલ-એક માણસે વીલ કર્યું છે તેમાં કેટલીક બાબતો શરીઅત વિરૂધ્ધ લખાયલી છે તો આવી રીતનું લખાયેલું વીલ શરીઅત કબુલ રાખે છે કે નહિ અગર નથી કબુલ રાખતી તો તેનાં કારણો શું?

જવાબ:-વસિય્યતમાં જે ચીઝ શરીઅતના વિરૂધ્ધ હોય તેને શરીઅત માન્ય રાખતી નથી. તે પુરી કરવામાં નહિ આવે જેમકે કોઇ વસિય્યત કરી ગયો કે મારી લાશને બાળી મૂકજો તો તે વસિય્યત પુરી કરવામાં નહિ આવશે અને જે જે ચીઝો શરીઅત મુજબ હશે પુરી કરવામાં આવશે.

સવાલ:-મોહમ્મદે પોતાના ખર્ચે શાદી કરેલી એ ખર્ચના એવઝમાં મર્હુમે અમુક જમીન આપી છે. પણ મજકુર જમીન સરકારી દફતરે ફેરવાયલી નથી તેમજ કબજો અપાયો પણ નથી. કારણ મજકુર છોકરો પરદેશમાં હજુ સુધી છે. તો એ હાલતમાં એ જમીનનો માલિક ઠરે કે નહિ?

જવાબ:-શાદીનો ખર્ચ આપવો એ વસિય્યત કહેવાશે દેણુ નથી. અને વારિસ માટે વસિય્યત નથી તેને પુરી કરવામાં નહિ આવે જે જમીન શાદીના ખર્ચ બદલ છોકરાને લખી આપી છે. તેમાં બીજા વારિસોનો પણ હક લાગશે. ખુદા તઆલા વધુ જાણનાર છે.

ઉર્દૂ-સાહિત્યના
હિન્દુ

# મોહાન શાઇરો

[ગતાંકથી ચાલુ]

△

'ઉફ્ક'-દ્વારકાપ્રસાદ નામ-જાતે કાયસ્થ, શંકરદયાલ 'ફરહત'ના શાગિર્દ. ઉર્દૂ ફારસીમાં અજોડ હતા. ગદ્ય પદ્યમાં તો તેઓ એક્કા હતા. ઘણા માયાળુ અને મળતાવડા સ્વભાવના હતા. ૧૨ સપ્ટેમ્બર ઈ. સ. ૧૯૧૩માં ૫૨ વરસની ઉંમરે મરણ પામ્યા.

"હમારે ઝખ્મમેં ઠંડક લહુસે હોતી રેહતી હૈ,
તસલ્લી દિલકી તબ્લીક રહુસે હોતી રેહતી હૈ.
ઝમાના કદ્રદાં હોતા હૈ સીરત ઔર સૂરતકા,
ગુલોંકા કદ્ર જૈસે રંગો બૂસે હોતી રહતી હૈ"



'ઉદ્દ્ધૃત'-ઉદ્દ્ધૃતરાય નામ-પિતાનું નામ રાય બસનજી જાતે કાયસ્થ-ગાઝીયાબાદમાં મરણ પામ્યા.

"ખાકસારીસે મિલાલે નક્શે પા,
જિસ જગે બૈઠે વહીં કે હો ગયે.

'બિસ્મિલ'-મુન્શી લાલચંદ નામ-પેશાવરના રહેવાસી-'શાતિર'ના શાગિર્દ.

"દિલકે આયનેમેં હૂ અપના જવાબ,
તૂર પર મૂસાકી હૈરાની હૂં મૈં.
ઝેરે ફરમાં હૈ મેરે - જીન્નો બશર,
પરતવે નક્શે સુલેમાની હૂં મૈ."



'બિસ્મિલ'-લાલા મૌલારામ-હાલમાં હેડ માસ્તર તરીકે સ્કૂલ ખાતામાં નોકરી કરે છે. 'રિયાઝ ખૈરાબાદી'ના શાગિર્દ.



મિઝાંકા દૌર કાટેંકી અમલદારી ગુલ અફસુર્દહ
ચમન લૂટતા હૈ યારબ કોઇ ખ્વાબે પરેશાં હૈ."



'બિસ્મિલ'-મુન્શી સુખદેવપ્રસાદ નામ-અલ્હાબાદના રહેવાસી-'નૂહ' નારવીના શાગિર્દ. સારા પ્રખ્યાત શાઇરોમાંના એક છે.

"હૈરાં હુ રંગ ખાનએ કુદરતકો દેખકર,
લિખા હૈ બર્ગ ગુલપે ફસાના બહારક.
દામનમેં અપને ફૂલ હૈ મોતી ભરે હૂએ,
શબનમ લૂટા રહી હૈ ખઝાના બહારકા."

"દુન્યાકા તમાશા કુછ ભી નહીં,
દુન્યાકા તમાશા દેખ ચૂકે,
આગાઝે તમન્ના દેખ ચૂકે,
અંજામે તમન્ના દેખ ચૂકે.



'શૌક'-પંડિત જગમોહનનાથ નામ-રેવન્યુ ડેપ્યુટી કલેકટર હતા. સૈયદ મુહમ્મદ 'શહીર'ના શાગિર્દ-શાઇરીનો ઘણો શોખ હતો-શાહજહાનપુરના રહેવાસી રિટાયર્ડ થયા પછી કોઈ દેશી રાજ્યમાં નોકરી રહયા હતા. હાલ કયાં છે તેની ખબર નથી.

"તરે મસ્તોકી હાલત મુનહસર હૈ દૌરે અહબા પર.
કભી હુશ્યાર હોજાના કભી સરશાર હોજાના."



'શમીમ':-બાબુ છગનલાલ નામ-ભરતપુરના રહેવાસી-'શયદા' દહેલ્વીના શાગિર્દ.

"ઉઠતી હૈ કિસ મઝેકી ખલિશ હર નફસકે સાથ,
કાંટા તેરી નઝરકા કહીં દિલમેં રેહ ગયા."



'શાયાં'-તોતારામ નામ-જાતે કાયસ્થ-મહાભારતને ઉર્દૂમાં લખી પ્રગટ કરાવ્યું છે. ઇ સ. ૧૮૮૦માં મરણ પામ્યા.

"રહમ દિલ હમસા કહાં મયકદયે આલમમેં,
આંખે ભર આયેં જો જાતે કહીં સાગર દેખા."



'શ્યામ'-પ્રભુદયાળ ઉર્દૂ સ્યામબાબુ

નામ-અકબરાબાદના રહેવાસી-સૈયદ નિસાર અલીશાહ 'નિસાર'ના શાગિર્દ.

"કોઈ ઈતના તો કરે સોઝે મહબ્બત પૈદા,
શીઆને આગ લગા રખ્ખી હૈ પરવાને મે"

●

'શાયક':-ફતેહચંદ નામ-પિતાનું નામ લાલા બતીરામ-જાતે કાયસ્થ-લખનૌના રહેવાસી-'નાસિખ'ના શાગિર્દ.

"દિમાગ દિલકો ન: પોંહચી ગુલે મુરાદ કી બૂ,
બહોત નિહાલ હુઈ બાગે રોઝગાર મેં રહ"

●

'શમ્સ':-કનૈયાલાલ નામ-ફર્રૂખાબાદના રહેવાસી-'શયદા' ફર્રૂખાબાદીના શાગિર્દ-

"મજનૂંભી હૈરાં હૈ સાલિકભી પરેશાં
કયા રાઝે ખુદા આયે ભલા અકલે બશર મે."

●

'શયદા':- પરમેશ્વર દયાલ નામ-હકીમ 'જિગર' બિસવાનીના શાગિર્દ.

"હશ્ર કે દિનભી જો હોતી તેરે ચેહરે પે નિકાબ,
ઔર બેતાબ હમારા દિલે મુઝતર હોતા."

●

'શયદા':-પનુલાલ નામ-કમર લખનવીના શાગિર્દ.

"કુછ ન કુછ સદમા વ ગમ જાનકો સે આતા હૈ,
યારકી બઝમસે કોઇ નહીં ફિરતા ખાલી.
હમ જિધર દેખતે હૈ આંખ ઉઠાકર 'શયદા'
અચ્છે લોગોંસે નઝર આતી હૈ દુન્યા ખાલી."

●

'શયતાન'-બ્રિજમોહનનાથ નામ-પિતાનું નામ કેશોનાથ-દાદાનું નામ દયાશંકર 'નસીમ' ફારસી અને અંગ્રેજીના વિદ્વાન હતા. શરીરણનો બહુ શોખ હતો, કોર્ટમાં નોકર હતા

## આમ ખંડન !

ન ઉંઘો કહો મન સવારે સવારે,
થયાં રૂપ દર્શન, સવારે સવારે.
ઉષા પ્રેમનો કોઇ સંદેશ લાવી ?!
પ્રફુલિત થયું મન ! સવારે સવારે
ગજે હે પ્રભુ ! પ્રેમની દિવ્ય પાંખો,
ઉડું લાખ જોજન ! સવારે સવારે
ન એળે ગયાં વિરહ રજનીનાં અશ્રુ,
થયું સ્વર્ગ ઉપવન ! સવારે સવારે
મને કલ્પના પણ નો'તી હૃદયનું-
થશે આમ ખંડન ! સવારે સવારે.
જશે કેમ જાણે દિવસ ઝિન્દગીનો,
વધી દિલની ધડકન ! સવારે સવારે.
સહણો સમય ને હવા પ્રેરણામય !
જરા ચિત્ત મંથન ! સવારે સવારે.
હૃદયના 'હુર્ઝી' ઝણઝણી તાર ઉઠયા,
ન ગા પ્રેમ ગાયન ! સવારે સવારે.

'હુર્ઝી' રાંદેરી

બઝારમાં પોતાની ગઝલો બુલંદ અવાજે ગાતા ઇ. સ. ૧૯૧૦માં મરણ પામ્યા

"ઝૂઠે વાયદે તેરે ગનીમત હૈ,
ઇસમે તસકીને દિલ તો હોતી હૈ."

●

'શયદા'-ચૌધરી બાબુરામ-પિતાનું નામ લાલા બિહારીલાલ-ઇ સ. ૧૮૫૧માં પૈદા થયા-ફારસીના વિદ્વાન હતા. ત્રણસો પાનાનું દીવાન પ્રગટ કરવાની ઇચ્છા હતી-એકાએક આગ લાગતાં બધી ગઝલો પણ ભસ્મીભૂત થઇ ગઇ. બીજી વાર લખીને તૈયાર કર્યું, પરંતુ મુસાફરીમાં લૂટ થતાં બીજી વારની ગઝલો પણ લૂંટાઈ ગઇ. છેવટે ૭૫ વરસની ઉમરે ઇ. સ. ૧૯૨૬માં મરણ પામ્યા

"યકસાં હૈ મુઝે ગુલશન તોઢીહમે દોનોં,
ગુલ દોસ્ત અગર હોગા બદ્દ ખારન હોગા."

—અપૂર્ણ

# ....દેશાભિમાન....

(ગતાંકથી ચ લુ)

શેરબેગ—પિદરેજાન! શું અર્જ કરૂં!

પરબેગ—શું તું નથી જવાનો! નથી જવાનો?

(પોતાના હાથ ગુસ્સામાં અર્દ શેરબેગના ગળા તરફ વધારે છે. પરંતુ કંઇ વિચાર આવતાં અટકી જાઇ બોલે છે.) હું તારી જેમ બે રહમ નથી...બે ગૈરત નથી. અર્દશેર! ઘરમાં સ્ત્રીઓની જેમ બંગડીઓ પહેરીને બેસ......તારા બદલે હું વતનની સેવા બજાવીશ અલ્લાહયાર હજી જીવતો છે. ' તેની નસોમાં હજુ પણ નાદરી ખૂન દોડે છે.

(ગુસ્સામાં ઉભો થાય છે અને બારણાની તરફ ઝડપથી બે ત્રણ ડગલા જાય છે પરંતુ બીજો કદમ ઉપાડતાં તે જમીન ઉપર ઢળી પડે છે. જાણે કે લકવાની અસર ન થઇ ગઇ હોય! રૂમમાં શાન્ત છવાઈ જાય છે. અર્દશેર અને ફૂલકનાઝ બંને એના પગો પર માથું મૂકી દે છે )

ફૂલકનાઝ—( આંખોમાં-આશ્રુ ભરાઇ આવ્યા છે ) દદજાન! આ તમને શું થયુ?

અર્દશેર—બાબાજાન! મારાથી ભૂલ થઇ મને માફ કરો. ખુદાના માટે માફ કરો. તમે જે હુકમ આપશો તે બજાવી લાવવા હું તૈયાર છું.'

ફૂલકનાઝ—(પરબેગના કપાળ પર હાથ ફેરવતાં) દાદાજાન! તમારી વૃધ્ધાવસ્થા પર તો તરસ ખાઓ આ પ્રમાણેનો ઉભરો ઠીક નથી (રડે છે.)

અલ્લાહયાર બેગ ગાઢ નિદ્રામાં સૂતા છે. સામે જે એક નાના ટેબલ ઉપર ચમચી, દવા, પડિકા, મોસંબી વગેરે પડયા છે ફૂલકનાઝ ચાદર ઓઢી તે રૂમમાં પ્રવેશ કરે છે.)

ફૂલકનાઝ—(ધીમેથી) હકીમ સાહબ તશરીફ રાખો

મિર્ઝા હકીમ—(ધીમેથી અંદર પ્રવેશ કરે છે) (ધીમેથી) તકલીફ ન આપો- સુવા દો. હું થોડીવાર અહિં છું. જો એટલા સમયમાં દર્દી હુશિયાર થશે તો જોઇ લઇશ. (બને વચ્ચેના રૂમમાં ચલ્યા જાય છે.)

મિર્ઝા હકીમ—કેટલા સમયથી આવી સ્થિતિ છે?

ફૂલકનાઝ—મારા પિતાના ગયા પછી ચાર દિવસ પછીથી આવી સ્થિતિને એક માસથી વધુ સમય થઇ ચૂકયો છે.

મિર્ઝા હકીમ—શરૂઆતથીજ એટલો તાવ હતો કે ધીમે ધીમે અશક્તિ પૈદા થઇ ગઇ.

ફૂલકનાઝ— પ્રથમ તાવ સહેજ હતો પરંતુ એ પછી તો ધીમે ધીમે વધતો ગયો અને છેવટે આજે એક માસથી આમ પથારી વશ થઇને પડયા છે.

મિર્ઝાહકીમ—આમ એકા એક અશક્તિ આવવાનું કારણ?

ફૂલકનાઝ—સ્પષ્ટ રીતે તો બતાવી ન શકું પરતુ એટલુ જાણું છું કે જે દિવસે મારા પિતા યુદ્ધમાં જવાના હતા તે સમયે એમને કંઇ શંકા અશંકાઓ થઇ હતી. એમના ગયા પછી બે ત્રણ દિવસ લગી ચિંતામાં રહ્યા. ચારે દિશામાં તેઓ ઉદાસ થઇ જોયા કરતા અને પછી તો આંખમાંથી અશ્રુની ધારાઓ નીકળી પડતી. આમ તેમની સ્થિતિ હતી ચાર પાંચ દિવસ પછી એમના હાથ પગ એટલા અશક્ત થઇ ગયા કે જે કોઇ વસ્તુને પકડતા તો હાથોમાં ધ્રુજારી પૈદા થઇ જતી, અને જો ઉભા થાય તો પગોની પણ એવીજ સ્થિતિ હતી. એક દિવસ મને ચોકકસ ખબર નથી કોઇ તીખી વસ્તુ ખાઇ લીધી કે શું! તેનાથી એકદમ ખાંસી થઇ ગઇ. એક વખતે

'એવુ પણ થયું કે ઉભા થવાની સાથેજ નીચે પડી ગયા. હાથ પગ તો પ્રથમથીજ અશક્ત હતા. તેજ દિવસથી શરીરનો જમણો ભાગ તદ્દન નકામો થઇ ગયો છે–એક આંખ તદ્દન બંધ છે-ઊંઘતા પહેલા બૂમો પાડે છે. (એટલામાં વારબેગની બૂમો સંભળાય છે.)

"અર્દશેર! જાને પિદર! આ હાથોના કુર્બાન......નામર્દ......નામર્દ...... શૈતન જવા ન પામે. (થોડી વાર શાંત થઇ ગયા પછી)અફસોસ! હું ન હતો. કે જે તારા વીર હાથોને ચૂમી લેત .....નામર્દ... ..મારા રશીદ ફરઝંદ.... નામર્દ......એ હરામખોર કદિયે દયાને કાબીલ નથી...... મારા નિરૂછા-દ્રર......નામર્દ......નાદિરશાહ આના બદલામાં તને સિપાઇની શક્તિ આપશે હું જાતે શાલ અને રૂમાલ તારી ગરદન પર લપેટીશ." ચૂપ થઇ જાય છે.)

મિર્ઝા હકીમ— શુ જાગૃત થયા ?

ફલકનાઝ—નકામો બકવાસ કરી રહ્યા છે. વધુ ભાગે આવીજ સ્થિતિ રહે છે, અને આવાજ શબ્દો મુખથી નીકળે છે. નામર્દ–ડરપોક-કુર્બાન-હાથ વગેરે.

મિર્ઝા હકીમ—આ સમયમાં તમારા પિતા પર કોઇ દિવસે ગુસ્સે થયા હતા? એ સિવાય બીજા કોઇ દિસે પણ ગુસ્સો પ્રદર્શીત કર્યો હતો?

ફલકનાઝ—નહિ. તે દિવસથી તેમની તબીઅત લથડી રહી હતી. જે કોઇ આવે તેની સાથે ઉદાસ થઇ વાતો કરતા. અમે જોયૂ કે બરાબર રૂસીયોને સખત રીતે બુરૂં ભલું કહી રહ્યા છે. કેટલીક વખત તો હવામાં જાણે કોઇની સાથે લડતા ન હોય તેમ તલવાર ફેરવતા, મુક્કા મારતા અને સાથે સાથે કહેતા-"હરામો! મરતા જાઓ, અફસોસ હું ન હતો. એક એકને શોધી કાઢી જહન્નમમાં મોકલી દેત!"

હાં! યાદ આવ્યું. ચાર દિવસ પહેલાં હસનઅલી બેગ મળવા આવ્યા હતા. મને ખબર નથી કે શી વાતો થઇ. દાદાજાની સ્થિતિ ત્યાર પછી વધુ લથડવા માંડી. હસનઅલી બેગને મેં કેટલીયે વાર પૂછ્યું કે તમારા બંને વચ્ચે શી શી વાતો થઈ. પરંતુ તેઓ એટલુંજ-બોલ્યા કે "મેં તેમને એટલુંજ કહ્યું કે રશીયનો જંગે નયમવાન (ગામનું નામ)માં ફતેહ પામ્યા છે."

મિર્ઝા હકીમ—(ચિંતામાં ડુબી જઇ-દાઢીમાં હાથ ફેરવતા બોલ્યા) બાનો! આ બનાવને ઉપલક નજરથી ન જોવું જોઇએ. બીમારી ભયંકર છે. એ પણ ન સમજી લેતા કે આમાં નિરાશા સાંપડશે. જો સારી દેખરેખ રાખવામાં આવે તો જરાયે ચિંતા કરવાની જરૂર નથી. પરંતુ દરેક ઘડીએ દેખરેખ રાખવાની જરૂર છે. જો કે લકવાની અસર થઇ ગઇ છે, છતાંએ ચિંતા કરવાની જરૂર નથી. સાથે એટલું યાદ રાખજો કે એવું ન બનવા પામે કે જેથી તેઓ વધુ ભડકી-ચિંતાગ્રસ્ત થઈ જાય. અને સૌથી વધુ તો એ કે યુદ્ધની જરા પણ ખબરો તેમને સંભળાવવામાં ન આવે. મારા કહેવાનું તાત્પર્ય એ કે જો તેમને ખબર પડે કે રશિયનો આ યુધ્ધમાં જીત્યા છે અને ઇરાની ફોજે હાર ખાધી એ વાતની જરા પણ ખબર. તેમના કાનો સુધી ન પહોંચવી જોઇએ. પરંતુ એથી ઊલટું એવું કહેવામાં આવે કે ઇરાની ફોજની જીત થઇ છે અને રશિયનોની હાર થઇ છે. આમ રોજ સંભળાવવામાં આવે તો બેહતર છે આ રીતે જો દર્દીની સભાળ લેવામાં આવે તો પછી કઇ ચિંતાની જરૂર રહેશે નહિ. માશા અલ્લાહ તમારા દાદાના શરીરનું

બંધારણ એવું છે કે તેઓ હજુ થોડાં વર્ષ જીવી શકે એમ છે. પરંતુ શરત એ કે કોઇ અપશુકનવાળી વાત ન કહેવામાં આવે એમાં જો ભૂલ થઇ તો પછી ખુદાજ હાફિઝ છે. કારણ કે કદાચ એથી શરીરના બીજા ભાગને પણ હાની પહોંચે અથવા તો એમાંજ વધારો થાય.

ફલકનાઝ-સારી વાત છે. પરંતુ હકીમ સાહબ આ ખરાબ ખબરોનો પ્રશ્ન જરા અઘરો છે. કારણ કે અમારા લશ્કરની હારની ખબર પેપરો દ્વારા આખા શહેરમાં પ્રસરી ગઇ છે. આ વાત ક્યાં લગી છુપાવી શકાશે?

મિર્ઝા હકીમ-બાનો! હવે તમો જાણો અને તમારૂં કામ. મારૂં કામ યોગ્ય સલાહ આપવાનું છે તે મે તમને આપી દીધી છે. જ્યાં સુધી બની શકે દર્દીની સંભાળમાં જરા પણ ખામી ન આવવી જોઇએ.

યારબેગ—બેટી ફલકનાઝ!

ફલકનાઝ— દાદાજાન!

યારબેગ—થોડું......પા......ણી......પા

ફલકનાઝ (પાણી પાતા)—દાદાજાન! હકીમ સાહબ પણ આવ્યા છે. ક્યારના તમારી રાહ જુએ છે કે ક્યારે તમો જાગો-

મિર્ઝા હકીમ—માશા અલ્લાહ હવે તો તબીઅત પણ સારી છે.

યારબેગ—અલ્હમદો લિલ્લાહ. પરંતુ મારા દિલની જુદીજ સ્થિતિ છે. ઘણા અપશુકનવાળા સ્વપ્નાઓ જોઉં છું.

મિર્ઝા હકીમ—કઇ નહિ...ઘણીજ જલ્દી એ દૂર થઇ જશે..પરતુ સંપૂર્ણ આરામની જરૂર છે. હલનચલન તમારા માટે નુકસાનકારક છે. એમજ પડી રહો કોઇ એવી વાત ન કરો કે જેનાથી આઘાત પહોંચે. જરા હાથ બતાવો. (ધ્યાનપૂર્વક નાડી જોઇ) નાડીના

## વાહ વાહ!

ઇંડીયા લંડન છે છેટા વાહ વાહ;
એક થયા ફિરંગી રેટા વાહ વાહ!

બીગી છે કે મર્દ એ વર્તાય ના,
કોલેજના આ ઘેટીઘેટા વાહ વાહ.

કલીનશેવ જોઇને ફાધર છે કહે,
રંગ છે રંગીલા બેટા વાહ વાહ!

'ફુલ્લ બટલા' થઈ ગયો પરણીને હું;
બાળવય 'આકકલ લેટા' વાહ વાહ!

છે 'અદીબ'નો હાથ 'ફાની' તુજ પરે,
શએર તુજ પાકા ટમેટા વાહ વાહ!

"ફાની" કુત્યાન્વી

ધબકરા તો ઠીક છે. એમાં પણ કઇ ખામી જણાતી નથી. હાં, જીભ બતાવો. એમાં પણ કઇ ખામી જણાતી નથી. (નુસખો લખી ફલકનાઝ તરફ જોઇ બોલે છે.)

બાનો! આ દવા પાશેર પાણીમાં ઉકાળી લઇ તેમાં આ બીજી દવા મેળવી કલાકે કલાકે પાજો. ત્રણ દિવસ લગી એજ દવા પાજો. ચોથે દિવસે હું જાતે આવીશ. કોઇને બોલાવવા મોકલવાની જરૂર નથી. ખોરાકમાં દૂધ, મલાઈ વગેરે આપજો, એ સિવાય બીજું કઇ આપશો નહિ મતલબ કે દર્દીને સૌથી વધારે આરામની જરૂર છે. એવું ન બનવું જોઇએ કે દર્દી ગુસ્સે થઇ જાય. ઇન્શા અલ્લાહ ઘણી ત્વરીત ગતિએ આરામ થઈ જશે જરા પણ હિંમત છોડશો નહિ.

—અપૂર્ણ

# ધી સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટી

ગઝકુર સંસ્થાની સ્થાપના તા. ૨-૩-૪૭નાં રોજે કોસંબામાં થઇ તેમાં સોસાયટીના કામકાજની. રૂપરેખા નક્કી કરવા માટે બંધારણ કમીટીની નીમણુક કરવામાં આવી. તેમજ ગામેગામથી માહીતી મેળવવા જુથો બનાવી. પ્રચાર કમિટીઓ નીમવામાં આવી અને આફ્રિકા ચંદો કરવા માટે પણ કમીટી નીમવામાં આવી તે મુજબ સોસાયટીનો પાયો નંખાયો તેજ દિવસથી બધા પોત પોતાનાં કામે વળગી ગયા. તા. ૯-૩-૪૭નાં રોજ બંધારણ કમીટીની પહેલી મીટિંગ સુરતમાં શેઠ. મી૦ એમ આઇ કીકીભાઇનાં મકાને મળી. અને બંધારણ અંગે જનરલ વાટાઘાટો થઈ જેમાં ખાસ આમંત્રણથી. શેઠ મી૦ હાજી અહમદ યુસુફ બોટાવાલા. સા૦ ત્યા. મી૦ મોહમ્મદ હાજી દાદાભાઇ સાહેબે હાજરી આપી પોતાની કીમતી સલાહ મશ્વરો આપ્યો હતો પ્રચાર કમીટીઓ પોતાનાં કામે મંડી પડી તડકેશ્વર ગૃપનાં પ્રમુખ. શેઠ. મી૦ મોહમ્મદ ઇસાકજી પટેલ. સૌથી પહેલા નંબરે પોતાનું સુનું કામ પૂર્ણ કરી રિપોર્ટો રજુ કરી દીધા. સીમલકનાં શેઠ મોહમ્મદ ઇબ્રાહીમ નાનાંએ પોતાનાં સાથીદારો જોડે આલીપોર, ચીખલી. વિ. તાલુકાઓનો પ્રચાર કરી જુદી જુદી પ્રચાર કમીટીઓ નીમી. રિપોર્ટો ઘણી તાકીદે રવાના કર્યો. માંગરોલ. તાના પ્રમુખ જનાબ ઇબ્રાહીમ મોહમ્મદ પટેલે પોતાનાં ગ્રુપમાં બીજા કાર્યકરોની મદદ લઈ પ્રવાસ કરી. સોસાયટીના હેતુ વિગેરે વિ. સમજાવી. રિપોર્ટો તૈયાર કરીસુપ્રત કરી દીધા. છે. અંકલેશ્વર વિભાગના પ્રમુખ હાજી સુલેમાન ઇબ્રાહીમ મતાદાર સાહેબે પોતાનાં વિભાગની માહીતી મેળવી રિપોર્ટો તૈયાર કર્યા છે. ફક્ત સુરત વિભાગના તથા બારડોલી વિભાગનાં કાર્યકર્તાઓ જરા સુસ્ત જણાય છે તેમનાં તરફથી પ્રચાર કાર્ય જોઇયે તેવું થયું નથી. માટે જે જે વિભાગનું કાર્ય અધુરૂ અને રિપોરો તૈયાર થયા નહિ હોય! તેઓએ તાકીદે કામ ... ધરી બનતી ત્વરાએ રિપોર્ટો રજુ કરી દેવા તજવીજ કરવી. તા-૬-૪-૪૭ નો રોજ. બંધારણ કમીટીની મીટીંગ સુરતમાં શેઠ-મી૦ એમ આઇ. કીકીભાઇનાં મકાને મળી હતી. તેમાં બધા મેમ્બરોએ હાજરી આપી. ખુલ્લા દિલે ચર્ચા કરી અને બંધારણનો ખરડો તૈયાર કર્યો છે ફક્ત પ્રચાર કમીટીનાં અધુરા રિપોર્ટોનાં કારણે થોડુંક કામકાજ બાકી રહ્યું છે આશા છે કે પ્રચાર કમીટીઓ તા૦ ૨૦-૪-૪૭ પહેલાં રીપોર્ટો મોકલી આપશે તો બંધારણ કમીટી છેવટનો નિર્ણય એ મીટીંગમાં કરી પ્રમુખ સાહેબને હવાલે કરી દેવા શક્તિ શાળી થશે.

આફ્રિકા ચંદા કમીટી પણ પરમીટ વિગેરેની તજવીજમાં છે, અને ઇન્શા અલ્લાહ ફરી એક વાર નર્મદા નદીની દક્ષિણ હદથી સુરત જીલ્લાની અંતીમ દક્ષિણ હદ સુધીનાં ગામોમાં વસતા વહોરા ગૃહસ્થોની જનરલ મીટીંગમાં સોસાયટીની કાયમી સ્થાપનાને મંજુરી મળ્યા બાદ ચંદા કમીટી આફ્રિકા ઉપડી જશે.

"Caravan" Monthly Registered No. B. 4327





# ગઝલ

ખુદી કો મિટાને કો જી ચાહતા હૈ;
તુમ્હી મેં સમાને કો જી ચાહતા હૈ.

ખાસ અબ જી સે જાનેકો જી ચાહતા હૈ;
ઉન્હેં યૂં મનાને કો જી ચાહતા હૈ.

યે રંગી ફિઝાએ યે પુરકૈફ મંઝર;
કે પીને પીલાને કો જી ચાહતા હૈ.

ગમે ઝિન્દગાની ઇજાઝત અગર દે;
ઝરા મુસ્કુરાને કો જી ચાહતા હૈ.

મહુબ્બત મહુબ્બત બહારાં બહારાં;
યહી ગુન ગુનાને કો જી ચાહતા હૈ.

જહાં હોં મસ્સરતસે લબરેઝ લમ્હેં;
વહીં અબ તો જાનેકા જી ચાહતા હૈ.

“કમર” દિલકે હાથોંસે મજબૂર હો કર;
દો આંસૂ બહાને કો જી ચાહતા હૈ.

સાહેબઝાદા “કમર” [બાંટવા]


તંત્રી વહશી
વ્યવસ્થાપક તાજ

જુન : ૧૯૪૭

## કે ત્આ ત

યા મુહમ્મદ આપ પર ઇમાન છે.
મુજ હૃદય પણ આપ પર કુરબાન છે
યા મુહમ્મદ મુસ્તુફા હું શું કહું ?
આપના મુજ પર ઘણા એહસાન છે.
× × ×
પ્રેમ રસ્તે માનવી એક તાન છે,
પ્રેમ વીરોની એ પેહલી શાન છે.
પ્રેમ પથે માનવી બરબાદ છે,
એ બધા તો પ્રેમના તૂફાન છે.
× × ×
પ્રેમથી મુજને હવે પરવા નથી,
પ્રેમના શબ્દો યે ઉચારવા નથી.
પ્રેમ-વાતો આપ ના કેહશો મને,
પ્રેમ વચનો દિલ મહીં ધરવા નથી.
× × ×
આફતોથી ઝિંદગી ચકચૂર છે,
દર્દથી મુજ ઝિંદગી ભરપૂર છે.
શું કહું "શબનમ" ક્ષમાધર છે ખુદા,
ઇન્સાફ કાજે દિલ ઘણું આતૂર છે.
* × ×
મારી સાથે મારા મનથી ખેલ મા;
ક્રૂર નિર્દય મુજ જીવનથી ખેલ મા;
કેમ "શબનમ" આજ તુજને શું થયું ?
તું કોઇના પણ હ્રદયથી ખેલમા.

"શબનમ" ધોરાજવી

# આવાઝકી દુન્યા

: સંભળાવનાર :
...એકાર...



## અંતે હિંદના ભાગલા!

અતે હિંદના ભાગલાનું મંજુર થયું છે. પાકિસ્તાન અપાયું ખરૂં પણ હજી બંગાળ અને પંજાબના ભાગલાનું તુત ઉભું છે ને? હશે, એથી હિંદુ અને મુસલમાનો સુખી થશે કે દુખી તે તો અનુભવે જણાશે; પણ હાલને તબક્કે તો મુસલમાનોને સંતોષ થયો દેખાય છે. અને હિંદુઓએ પણ ન છુટકે રાજી ખુશી બતાવી છે. પણ અંગ્રેજો તો ૧૬ વરસની એકને બદલે આઠ આઠ વરસની બે આપીને મનમાં રાજી રાજી થતા દેખાય છે! હિંદના બે સસ્થાનિક સ્વરાજ' અને બે ગવરનર જનરલો હવે રહેશે. અને એક મ્યાનમાં બે તલ્વારો રહી શકે છે. એની ખાતરી કરાવી આપશે. હસરત મોહાની કહે છે કે 'ઝીણાએ હિંદનો દાટ વાળ્યો છે' તો લીગરો કહે છે કે 'હસરત મોહાનીની પાવલી પડી ગઈ છે!' ખીરલા કહે છે કે 'પાકિસ્તાન દેવાળિઉ બની જશે!' ને લીગરો કહે છે કે 'ભઈલારે! તેની આપને શી પંચાત? અમે દેવાળિઆ થઈશું તો તમારી પાસે આવીને કંઈ હાથ ધરવાના તો નથી!' હશે, આજ હાલ તો ભાગલાનું નક્કી થયું છે. અને એક હુલ્લડનુ વાતાવરણ શમી ગયું છે. ઠેરઠેર શાંતિના પુનઃ દર્શન થતા જાય છે. અને એક સયુક્ત કુટુંબના બે ભાઈઓ જુદા પડતાં જેમ ઘરની સાવરણી, ખાંડણી, ઘંટી, ચૂલો, વગેરેની પણ વ્હેંચણી થાય તેમ નાનામાં નાની બાબતની પણ વ્હેંચણીની તૈયારી થઇ રહી છે! કહે છે કે જો વહેંચણી જુલાઇ સુધીમાં પુરી થઇ જશે તો ૧૫ મી ઓગસ્ટ સુધીમાં ગોરા ઉચાળા ભરી જશે અને બ્હાઇટ હોલમાં તંબુરા અને મંજીરા સાથે ભજન ગાઈ હાથનું કલ્યાણ કરશે.

બાકી દેશી રાજ્યો તો ચિંતામાં પડયાં છે કે કઇ તડમાં બેસીએ? જે તડમાં લાડુ મળે ત્યાં બેસીએ. સાધારણ બુધ્ધિથી એમ સમજાય છે કે હિંદુસ્ટેટસ હિંદુસ્તાનની લોક પ્રતિનિધિ સભામાં જોડાશે અને મુસ્લિમ રાજ્યો પાકિસ્તાનની સભામાં જોડાશે, આમ 'કુનદ હમ જિન્સબા હમ જિન્સ પરવાઝ, કબુતર બા કબુતર બાઝ બા બાઝ' એટલે કબુતરો કબુતરોનાં ટોળામાં અને બાઝ બાઝના ટોળામાં ઉડતાં ફરશે!

●

## કૂતરાં તાણ!

યુરોપ અમેરિકામાં રશિયા અને અમેરિકાની કૂતરા તાણ પુરી થઇ નથી. દિવસે દિવસે અમેરિકાના જગત પર આર્થિક દાદાગીરી સ્થાપવાના કોડ વિકસતા જાય છે. રશિયાની ચારે બાજુ દીવાલો ખડી કરવામાં અમેરિકા છુટા હાથે નાણાં વેરી રહ્યું છે. કોઇ પણ રીતે સામ્યવાદને વધુ ફેલાતો અટકાવવો એ અમેરિકાની નેમ છે. એક તરફ જાપાનના

ઉદ્યોગોનો વિકાસ સાધીને, ચીનને સંપૂર્ણ મદદ આપીને પૂર્વમાં મજબૂત કિલ્લેબંધી ઉભી કરાઇ રહી છે. બીજી બાજુ તૂર્કી અને ગ્રીસને પણ હાથમાં લીધાં છે. ત્રીજી બાજુ લંડનથી ઠેઠ દિલ્લી અને રંગુન સુધી સળંગ ટ્રેન વ્યવહારની વાતો વહેતી થઇ છે. બેસ પાછળ પાડી જાય તેમ અમેરિકાની પાછળ બ્રિટનને ઘસડાવું પડે છે. જાપાન અને જર્મન સાથે જલ્દીથી કરારો કરીને એ લોકોનાં કોઇ પણ રીતે મન જીતી લેવાના પ્રયત્નો થાય છે ત્યારે બીજી બાજુ સ્ટલીનના પેટનું પાણીય હાલતું નથી. તે તો ચુપચૂપ જે કરવું હોય તે કરતોજ જાય છે, આમ એ બેની કૂતરાં તાણમાં જગતને હજીય શાંતિનાં દર્શન થતાં નથી!

o

## કોરીડોર!

"આ ઝીણા સાહેબ પાકિસ્તાનના બે ભાગલાની વચ્ચે કોરીડોરની માગણી કરે છે, નિઝામ, વિઝાગાપટ્ટમ સુધીના કોરીડોરની માગણી કરે છે; તો એ કોરીડોર એટલે શું? એક વાંચકનો પ્રશ્ન. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાનો સાંકડો રસ્તો કે એક ઘરમાંથી બીજા ઘરમાં જવાનો રવેશ તે કોરીડોર! જગતમાં ઉઘાડી આંખે ફરનારને ઠેર ઠેર કોરીડોરના દર્શન થશે.

જુવો, જુવો વરકન્યાનો હસ્તમેળાપ કરનાર મહારાજ કે નિકાહ પઢાવનાર કાઝી એ વરકન્યાની વચ્ચે કોરીડોર ગણાય! પિતા અને માતાની વચ્ચે સંતાન એ કોરીડોર ગણાય! બે પ્રેમીઓના વચ્ચે પત્રોની આવક-જાવક થતાં એ પત્રો વહેંચનાર ટપાલીઓ કોરીડોર ગણાય! લગ્નના દલાલો, શેર દલાલો, કે બીજા કોઇ પણ ધંધાના દલાલો લેનાર અને દેનારની વચ્ચે કોરીડોર રૂપ ગણાય! કમીશન એજન્ટો અને માલ સપ્લાય કરનારાઓ પણ કોરીડોર ગણાય! વ્હાઇટ હોલ અને ન્યુ દિલ્લીની વચ્ચે વાઇસરોય એ કોરીડોર ગણાય! પ્રોડ્યુસરો અને એક્ટ્રેસોની વચ્ચે ડાયરેકટર એ કોરીડોર ગણાય! સાહેબની મુલાકાતે આવનાર મુલાકાતી પાસેથી ચાહ પાણીની પાવલી પડાવી મુલાકાત ગોઠવનાર પટાવાળાય કોરીડોર ગણાય! એક રાજ્ય તરફથી બીજા રાજ્યમાં જતા એલચીઓ પણ કોરીડોર ગણાય! ડોકટર અને નર્સ વચ્ચે પ્રેમના થીંગડા દેનાર કંપાઉન્ડર પણ કોરીડોર ગણાય!

o

## ન છુટકે!

જગતમાં કેટલાંક કામો ન છુટકે કરવા પડે છે. કોંગ્રેસે પચાવન વરસ સુધી તો હિંદની એકતાના પ્રશ્નને ખાડયો પણ હવે આટકતીવેળા ન છુટકે હિંદના ભાગલાનો તો સ્વીકાર કર્યો ને સાથે સાથે પંજાબ તથા બંગાળના ભાગલાની પણ યોજના રજુ કરી, ૧૬ વરસની એકને બદલે આઠ આઠ વરસની બે મંજુર રાખી! ઘણી સ્ત્રીઓ પરદાને પસંદ કરતી નથી પણ ધર્મ અને ખાનદાન આડે આવે છે; કાંતો ન છુટકે પતિને ખુશ રાખવા પર્દો પાડે છે! કોંગ્રેસના કેટલાક ધોળા બગલા જેવા લીડરોના ગોરખ ધંધા નિહાળ્યા પછીજ ગાંધીજી કોંગ્રેસના સભ્ય પદેથી મૂકત થયા છે; છતાંય ન છુટકે પાવલી આપ્યા વગર તેના દોરક બન્યા છે! આજ કાલ રજુ થતાં રેડીયોનાં સંગીત પ્રોગ્રામો સાંભળતાં તો એવી નફરત આવે છે કે તેને ફેંકીજ દઇએ; પણ સમાચાર સાંભળવા ખાતર ન છુટકે રાખવું પડે છે!

વકીલો પણ ન છુટકેજ જૂઠ બોલાવે છે અને સાક્ષીઓ પણ ન છુટકેજ ખુદાને હાજર નાજર ગણીને ભગવાનને માથે રાખીને જૂઠ

ઠોકેપજ જાય છે ને! સુધરેલી પત્નિ આગળ છાતી કાઢીને ચાલે અને પતિરાજ ન છુટકેજ હાથમાં બાળક લઈને પાછળ પાછળ ચાલે છે ને! કેટલાક પતિઓ સુધારકમાં ખપવા સારૂ, પ્રગતિવાદીઓની પંગતમાં બેસવા સારૂ ન છુટકે પોતાને પત્નિની મિત્ર સર્કલમાં મ્હાલતી કરે છે ને! પેપરવાળાઓ ન છુટકેજ વાચન વિભાગ રાખે છે ને! બાકી જો એમનું ચાલે તો આખું પેપરજ જાહેર ખબરોથી ભરી દે! સમાજની ઠોકરે ચઢીને સમાજના સીતમોથી કાયર થઈનેજ કોઈક દુર્ભાગી અબળાઓ ન છુટકે રૂપ બજારનો આસરો લે છે ને! શિક્ષકો પરીક્ષામાં મોઢું સાઈકલના ટાયર જેવું પરિણામ ન આવે; માટેજ ન છુટકે થોડું ઘણું ભણાવતા હોય છે ને નાહિતર ખુરસી પર લાંબા થઈ, ટેબલ પર ટાટિયા ચઢાવીને બપોરના ગાળે વામકુક્ષિ કરતાં એમને કોણ અટકાવે એમ છે! એકટ્રેસો પણ ન છુટકેજ ડાયરેક્ટરો કે પ્રોડ્યુસરોને ખાનગીમાં મળે છે ને! નાટક અને સિનેમાવાળાઓ ન છુટકેજ દારૂની બદીના સીન રજુ કરે છે ને! બાકી ખરી રીતે જોતા દારૂથી થતી ખરાબીનું દૃષ્ય રજુ કરનાર એકટર ખાસ કરીને પીધેલાજ હોય છે! હાથ નીચેના માણસો ઉપરી સાહેબોને ન છુટકેજ સલામ કરે છે ને! હઠા, કટ્ટાને મુસ્ટંડા ફકીરોને લોકો તેમના સત્યાગ્રહથી ડરી જઈને ન છુટકેજ પૈસો આપે છે ને! ભણેલી સ્ત્રી રસોઈ પણ ન છુટકેજ કરે છે! સાસુ પોતાની વહુનાં વખાણ ન છુટકેજ કરે છે! સાહેબ, પોતાના હાથ નીચેનાં માણસોનાં વખાણ (કામ કઢાવી લેવા ખાતર) ન છુટકેજ કરે છે! અંગ્રેજો પણ હિંદના રસકસ ચુસી લીધા પછી હવે ન છુટકેજ જવાની વાતો કરે છે ને! પ્રેમીઓ લગ્ન તો ન છુટકેજ કરે છે, અને લગ્ન થઈ ગયા પછી છુટાછેડા પણ ન છુટકેજ લે છે!

●

## સાફ!

'સાફ' શબ્દ અનેક રીતે ઉપયોગમાં આવે છે. જેમકે 'ફલાણાનું તગીડું સાફ થઈ ગયું, ઢીકણાંનું ગજવું સાફ થઈ ગયું!' "ફલાણાએ કાળું બજાર કરી કરીને નાણું જમાવ્યું હતું; પણ અંતે પકડાઈને કેસ થતાં સાફ થઈ ગયો!" છોકરાને નાક સાફ કરવાની તાકીદ કરવી જોઈએ!' "સાહેબે, નોકરીના ઉમેદવારને સાફ જવાબ દઈ દીધો!" "સાફ બોલનાર ઘણી વેળા આફતમાં મૂકાઈ જાય છે!" "હું તમને સાફ સાફ કહી દઉં છું, કે સટ્ટો એ સારી વસ્તુ નથી!" "સરકારી અમલદારો ગોળગોળ લખવાને બદલે સાફ લખતા થાય તો તુમારશાહી અટકી જાય!"

●

## અહિંસક સત્યાગ્રહ!

પત્નિ પોતાની જોઈતી વસ્તુ લેવા માટે કે પોતાની નાપસંદગી જાહેર કરવા માટે વાત વાતમાં પતિની સામે રડી પડી પોતાનું ધારેલું કામ પાર પાડે તે અહિંસક સત્યાગ્રહ ગણાય! બાળકો રમકડાં કે મીઠાઈ માટે જોકો તાણે અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય ત્યારેજ રેંકડીવાનો નહિ પણ રડવાનો પ્રોગ્રામ બંધ કરે એ અહિંસક સત્યાગ્રહ ગણાય! કોઈ લહૂવારી ફકીર બૂમ બરાડા પાડીને, લાલ આંખોથી ડરાવીને કે ગાળો દઈને દુકાનદાર પાસેથી પૈસા પડાવે તો તે પૂર્ણ અહિંસક નહિ પણ અર્ધ અહિંસક સત્યાગ્રહ કહેવાય! જ્યારે કોઈ પેપરવાળો એમ લખે કે "અમે એ બાબતમાં અમારો વિરોધ નોંધાવીએ છીએ!" તો સમજી લેવું કે એ જર્નાલીઝમનો અહિંસક

સત્યાગ્રહ છે! જેની સાથે પ્રેમ કર્યો અને પરણવાનું વચન આપ્યું; તેને કોઈ બીજો આધેડ પૈસાના જોરે પરણી જાય તે વેળા લગ્ન મંડપની સામે ભૂખ હડતાળ પર ઉતરનાર જુવાને પણ અહિંસક સત્યાગ્રહ આદર્યો કહેવાય! વગર ટિકિટે મુસાફરી કરતાં ટી–ટી– પકડે અને ગાડીમાંથી ઉતારી દે; છતાંય

## એમ. એમ. પી. રાંદેર ઝકાત ફંડ

ઝકાત રૂપે મળતી મદદમાંથી ગયા વર્ષમા ૧૨ વિદ્યાર્થીઓ રાખવામાં આવ્યા હતા. દર વિદ્યાર્થી દીઠ રૂા. ૩૦) નો આ સખ્ત મોંઘવારીમાં ખર્ચ આપી રહ્યો છે. પરીક્ષાઓમાં બધા વિદ્યાર્થીઓ કામયાબ થયા છે. ૧૯૪૭-૪૮ માટે આ ૧૨. વિદ્યાર્થીઓને નભાવવા રહ્યા. હજી ઝકાતરૂપે વધુ મદદ મળે તો વધુ વિદ્યાર્થીઓ નભાવી શકાય. વર્ષના રૂા. ૩૨૫ એક સામટી રકમથી અથવા આપની ઝકાતમાંથી નાની કે મોટી રકમની મદદ આપી મુસ્લિમ કોમની કેળવણીના કાર્યમાં ઉત્તેજન આપો.

મેનેજિંગ ટ્રસ્ટી, એમ. એમ. પી.
ચેરિટેબલ ટ્રસ્ટ, રાંદેર.

ચાલાકીથી બીજા ડબ્બામાં ચઢી બેસે તે અહિંસક સત્યાગ્રહ ગણાય! બબ્બે વાર સીધી રીતે મહેનત કરી સીધી રીતે પરીક્ષા આપવા છતાંય નાપાસ થવાય તો અંતે કંટાળીને ત્રીજે વરસે ચોરીનો આસરો લઇ પાસ થનાર વિદ્યાર્થી પણ અહિંસક સત્યાગ્રહી ગણાય!

## મુશાયરાની ઉપયોગિતા

મુશાયરાઓ થોડાક શાયરોને મનનો બફારો કાઢવાનું કે પેટનો ઉભરો બહાર કાઢવાનું સાધન હશે એમ અત્યાર સુધી મનાતુ હતુ. શાયરોના શાયરીના સનેપાતને સંતોષવાનું એક બહાનું મનાતું હતું; પણ પંદર વરસમાં એણે એની ઉપયોગિતા સાબિત કરી દીધી છે. આમ જનતા કવિતાથી ભડકતી હતી તેને એણે કવિતામાં રસ લેતી કરી દીધી છે. ગઝલોને નામે જે નકકામાં ચોકઠાં છપાતાં હતાં તેને બદલે ખરી ગઝલ કોને કહે છે તેનું ગુજરાતને ભાન કરાવી દીધું છે. થોડાક ગઝલ રસીયાઓના ગઝલ ધૂને ગુજરાતને ગઝલ ઘેલુ કર્યું છે. એ તો જાણે દીવા જેવી વાત છે; પણ મુશાયરાની ઉપયોગિતાની વાત તો બીજીજ છે.

મુશાયરાઓ પબ્લિક સંસ્થાઓને ઉદ્ધાર કરવામાં એક ઘણુંજ ઉપયોગી સાધન બની જાય છે. ગોધરાની સાર્વજનિક લાયબ્રેરી, ઇકબાલ હાઇસ્કૂલ, કોસંબાની અંગ્રેજી શાળા વગેરેને માટે મુશાયરાના કારણે હજારોની આવક લીધી છે. અને હવે અમદાવાદની કોતમા જિન્નાહ ડીસ્પેન્સરીને માટે પણ મુશાયરો યોજાતા હજારોની મદદ સાંપડી ગઇ છે. આમ દિર્ઘ દ્રષ્ટિવાળી સંસ્થાઓ મુશાયરાનું શરણુ લઇ પોતાને ઉદ્ધાર કરી રહી છે. અને શાયરો ઉજાગરા કરીને પણ દેશ અને કોમને આ રીતે ઉપયોગી થઇ રહ્યા છે, અને 'કામમાં આવે તે વસ્તુ કામની' વાળી પંકિતને ખરી ઠેરવી રહ્યા છે.'

## ભૂલ સુધાર

પૃષ્ઠ ૨૮ ઉપર, "શાયરીથી કયા કયા આવે છે," તેને બદલે નીચે પ્રમાણે સુધારીને વાંચવું. "શાયરીથી કયા કયા ગુણો આવે છે."

# પાનોલીનો યાદગાર મુશાયરો

પાનોલી યંગ મેન્સ એસોસીએશન તરફથી મહા ગુજરાત ગઝલ મંડળના આસરા હેઠળ એક મુશાયરો તા. ૩૧–૫–૪૭ના રોજ રાત્રે દસ વાગે રંગીન કવિ જનાબ 'અમીન આઝાદ' સાહબના પ્રમુખપદે યોજાયો હતો, જેમાં ગુજરાત કાઠિયાવાડના લોકપ્રિય ગઝલકારો જે–'શયદા', 'બેકાર', 'સાગિર', જનાબ 'રસ્વા', (દરબાર ઓફ પાજોદ) 'ઘાયલ', 'સારતી', 'મૂસાજના', 'હઝી', 'ગની', 'રૌફ', 'શૂન્ય', 'આસી', 'આસિમ', 'મસ્તહબીબ', 'અરવિંદ', 'અનિલ', 'પનિલ', 'સાકી', 'મઝાક', 'પનીલ' તેમજ બીજા કવિઓએ ભાગ લીધો હતો. આ મુશાયરાની રમઝટ સવારના છ વાગ્યા સુધી ચાલી હતી. તેમાં રજૂ થએલી ગઝલોની ટૂંક પ્રસાદી અત્રે 'કારવાં'ના વાંચકો સમક્ષ રજૂ કરું છું. [ સંપાદક ]



પંક્તિ:–

"હું સમજું છું છતાં બીજાને સમજાવી નથી શકતો."

રહે છે અંદરજ સળગી ને દિલમાં વેદના દિલની
બળું છું પણ ધૂમાડો બ્હાર હું લાવી નથી શકતો
મહબ્બતની કસમ; બંધન જરૂરી છે મહબ્બતમાં
'અમીન આઝાદ' જેવો પણ અહીં ફાવી નથી શકતો

સમય પર જે નકામો હોય તે પણ કામમાં આવે,
સમય પર કામનો પણ કામમાં આવી નથી શકતો.
તમે આવ્યાં ભલે આવ્યાં ઝમાનાને હું પૂછું છું,
કહે છે કોણ કે પાછો સમય આવી નથી શકતો.

'શયદા'

તમારૂં રૂપ શોભે છે રૂપકને ઠોકરે મારી,
તમોને ખુદ તમારાથી હું સમજાવી નથી શકતો,
જગતના જોઇ ઇન્સાનો હવે હું દિલમાં સળગું છું.
ખરો માનવ જન્મદાતાય જન્માવી નથી શકતો.

'શૈફ'

મુસીબત માંહે ખુદદારી મુસાબતની મુસીબત છે,
દુઆઓ હોઠ પર છે, હાથ લંબાવી નથી શકતો.

'ઘાયલ'

કોઇ સમજે કે ના સમજે એ બીજી વાત છે કિંતુ
અહીં મારાજ અંતરને હું સમજાવી નથી શકતો
છુપાવું છું કોઇના ભર્જનોનો ભેદ દ્રષ્ટિમાં
રહીને ભાનમાં પણ ભાનમાં આવી નથી શકતો

'શૂન્ય'

નજરથી જ્યારે તે ચિન્ગારીઓ આપે છે પ્રગટે છે,
હું મારા ઘરના દિપકને યે પેટાવી નથી શકતો.
જરા જઇને કોઈ તે વેદીયા પંડિતને કહી દે કે,
આ દુન્યા પણ છે એક બક્ષીસ હું ઠુકરાવી નથી
શકતો.

'સાબિર'

હું તેના પ્રેમની મજબુરીઓને ખુબ સમજુ છુ,
જે તડપે છે અને સામાને તડપાવી નથી શકતો.
હું તેના શોષને આંસુમાં ઘોળી પી ગયો અંતે,
છતાં તે છે કે મુખપરં હાસ્ય ઝમકાવી નથી શકતો.

'સીરતી'

જગતની બાંધ છોડોમાં ઘણો મશ્હૂર છું તો પણ
કોઇને પોટલાં અહીંયાંથી બંધાવી નથી શકતો
હું બોલું છું સદા જોઇ વિચારીનેજ બોલું છું
કરી બકવાટ મુજ કિંમત હું અંકાવી નથી શકતો

'બેકાર'

બન્યો છે ધૂળનો તે ધૂળમાં અંતે મળી જાશે
એવા તો ખાકની છે 'ખાકી' સમજાવી નથી
શકતો

હવે સ્ટોપ કરવી જોઇએ સંતાનની ભરતી,
વધ.રાને વધારો કામમાં આવી નથી શકતો.
તરસ બોખા ઉપર ખાઓ જરા તો રેશની ગવાળા,
તમારી બાજરી જુવાર એ ચાવી નથી શકતો.

'આસી'

ધરીને હાથ હૈયા પર તમન્ના દિલથી કાઢું છુ,
એ જ્યાં જન્મી છે એને ત્યાંજ દફનાવી નથી શકતો.
દુઃખી દિલની કથા ઉપર પડી છે જ્યારથી દ્રષ્ટિ,
'ગની' પાના જીવન પુસ્તકના પલ્ટાવી નથી
શકતો.

\+ × +

તૂટેલો તાર હૈયાનો ભલે સાંધી ચલાવી લ્યો
પ્રથમના સૂરની રમઝટ ફરી લાવી નથી શકતો

**પ્રો. ચીમનલાલ વ્યાસ**

જુઓ બન્ને તરફ છે પ્રેમમાં સરખીજ મજબુરી
તમે તડપી નથી શકતા હું તડપાવી નથી શકતો
મને પ્યારી છે અંતર વેદનાથી આબરૂ મ્હારી
કથા એવી નથી દિલની કે સંભળાવી નથી શકતો

'હુઝી'

તમો ને કયાંક જોયાં'તાં કંઇ એવું યાદ આવે છે.
પરંતુ કયાં મળ્યાં તાં એ તો બતલાવી નથી શકતો
'હબીબ' છું રંગદર્શી છું, છે ઉન્નત ભાવના મારી
છતાં મારી ગઝલ ગુજરાત અપનાવી નથી શકતો.

× + ×

કરે એ જુલ્મ પણ જાલિમની ઉપમા હું નહીં આપું
કવિ છું પૂષ્પને પત્થરથી સરખાવી નથી શકતો

**રતિલાલ 'અનિલ'**

દરી ના જાય કંઇ, અરવિંદ મુજ હૈયાના અંગારા
સદાએ બીકથી અશ્રુઓ વરસાવી નથી શકતો.
સિતમ શું છે? કરમ શું છે? જફા શું છે?
હું સમજુ છું છતાં બીજાને સમજાવી નથી શકતો

'મઝાક'

# સુરતી સુન્ની વહોરાઓનું પ્રથમ સફળ તાલીમી સંગઠન

રવિવાર તા. ૮-૬-૪૭ના રોજ હથુરણ મુકામે સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટીની પ્રવૃતિ અને તેના કાર્યને વેગ આપવાની વિચારણા માટે એક જનરલ સભા શેઠ હાજી મી૦ અહમદ યુસુફ બોટાવાળા સાહેબની સદારતે મળી હતી. તિલાવતે કુર્આન શરીફ પછી તાલીમી નઝમો અબૂબકર અને યાકૂબ તગારીએ તરન્નુમમાં સંભળાવી હતી. ડૉ૦ બેલાતના સ્વાગત ભાષણ પછી સોસાયટીના કામચલાઉ ઓન સેક્રેટરી ડૉ૦ એમ. ઈ. કાઝીએ તા. ૨-૩-૪૭ની મીટીંગની કારરવાઇ વાંચી સંભળાવી. હતી. તે મંજૂર થયા પછી ઓન. સેક્રેટરીએ સભા સમક્ષ વહોરા ગામોમાંથી ભેગી કરેલી વસ્તી અને વિદ્યાર્થીઓની વીગતો રજુ કરી હતી.

તે પછી સોસાયટીના ઉદ્દેશ અને ધારાધોરણો જે બંધારણ કમીટીએ તૈયાર કર્યા હતા, સભા સમક્ષ રજુ થયા હતા. સોસાયટીના નામમાં "ધી સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટી 'ને બદલે' ધી સુરતી સુન્ની વહોરા મુસ્લિમ એજ્યુકેશન સોસાયટી" રાખવાની સૂચના મી૦ ઈબ્રાહીમ દેસાઇએ રજુ કરતાં મંજૂર થઈ હતી, તે પછી અનુક્રમે કલમો વંચાતા ઘટિત સુધારા કેટલીએક કલમોમાં થયા હતા. ધારાધોરણ અને ઉદ્દેશો રજીસ્ટ્રેશન થાય તે માટે ૨૫ સાહેબોની નામાવલી પ્રમુખ સા૦ તરફથી રજુ થતા તે મંજૂર થઇ હતી. અને તે માટેના ખર્ચ માટેની રકમ મન્જૂર કરવામાં આવી હતી. ગામેગામ પેટ્રન, વાઇસ પેટ્રન અને લાઇફ મેમ્બરો નોંધવા અને ચંદા મારફત ફંડ ભેગુ કરવા માટેની કમીટીઓ નીમવામાં આવી હતી.

શેઠ મી૦ મોહમ્મદ દાવજી દાદાભાઇ સા૦ પોતાની દોઢ માસની બર્માની મુલાકાત દરમ્યાન રંગૂન ખાતે પેટ્રન-વાઇસ પેટ્રન-લાઇફ મેમ્બરો મારફત રૂ. ૫૫૦૦૦ને આસરેના વાયદાઓ મેળવ્યા હતા તેની વીગત રજુ કરી હતી. સભામાં હાજર સભાજનોએ રૂ. ૧૭૬૦૦ માટેના વાયદાઓ અને રોકડ રકમ દ્વારા સહકાર આપ્યો હતો. તે પછી મી૦ યાકૂબ ગોરાબાવા, મી૦ મોહમ્મદ કાસિમજી મોતાલા, મી૦ મૂસા બના અને મી૦ સુલેમાન ઉનીયા સાહેબોએ પ્રસંગોપાત તકરીરો કરી હતી. આભારવિધી અને ફુલહારવિધી થયા પછી સાંજે ક૦ ૫-૧૫ સભા ખુશાલીના પુકારો સાથે વિસર્જન થઈ હતી.

**સુરતી સુન્ની વહોરાઓ જાણે છે?** કે નર્મદાની દક્ષિણથી સુરત જિલ્લાની દક્ષિણ હદ સુધીમાં તેમના ૧૩૫ ગામોમાં વસવાટ છે. ૩૭૦૦૦ની તેમની તેમાં વસ્તી છે. ૧૫૦૦૦ પરદેશમાં તેમની વસ્તી છે. તેમાં ૯૧ ગ્રેજ્યુએટ ૨૦૬ મેટ્રિક્યુલેટ છે. આ ગણત્રીએ પરિણામ ટકા ૧/૨ અને એક, હાજતમંદ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨૦૦ [ડૉ. કાઝીના નિવેદનમાંથી.]

**સુરતી સુન્ની વહોરા ધનિકો** સખાવતમાં સારાયે ગુજરાત અને હિન્દુસ્તાનમાં મશહૂર છે. પ્રાંત અને પ્રાંત બહારની ઘણીયે સંસ્થાઓમાં તેઓ સહકાર આપે છે. સુન્ની વહોરા કોમના કેળવણી માટે તરસતા વિદ્યાર્થીઓ માટે પણ તેઓ હાથ લંબાવે **ધી સુરતી સુન્ની વહોરા મુસ્લિમ એજ્યુકેશન સોસાયટીના** તેઓ પેટ્રન-વાઇસ પેટ્રન-લાઇફ મેમ્બર બને. લિલ્લાહ-ઝકાતની નાની કે મોટી રકમો દ્વારા સોસાયટીને મદદ કરે.

તંત્રી, 'કારવાં'



અબ્બાસી યુગના

# ઈસ્લામી - પુસ્તકાલયો

મૂળ લેખિકાઃ- ડૉ. મિસ ઓલ્ગા પિન્ટો (ઇટાલિયન)
અંગ્રેજી ભાષાંતરકારઃ- ડૉ. ક્રેનીકો (જર્મન)
ઉર્દૂ ,, :- જ. કાઝી અહમદમિયાં 'અખ્તર' જુનાગઢી.
ગુજ. ,, :- **સાલેહ-અલ-અકીલી.**

સામાન્ય દ્રષ્ટિએ આ હકીકત અલબત આશ્ચર્યકારક જણાય છે કે અરબો જેવી એક રણવાસી, અજ્ઞાન અને અસંસ્કૃત કૌમ એક એવા વિશાળ ભૂમિભાગ ઉપર રાજ્ય કરવા લાગી-જે કદી એ મહાન સામ્રાજ્યો, રોમન (બૈઝનટેની) અને ઇરાની (સાસાની)ની સત્તામાં રહી ચૂક્યો હતો-ટુંક સમયમાં પોતાની મૂળ અસરોને ખતમ કરીને પોતાની સંસ્કૃતિ ઉપર એક બુધ્ધિમય, અનુકરણીય અને મહાન "કિતાબી તરઝીબ"ની વિશેષતાની મોહર લગાવી દે. આ અસાધારણ ક્રાન્તિકારનું કારણ એવું થયુ કે અરબોએ ખાસ કરીને પોતાના વિજયોના સમયમાં પોતાની અપૂર્ણ તમદ્દુની પ્રગતિને કારણે તુરત આ ત્રણે કૌમો, યૂનાની (ગ્રીક) ઇરાની અને યહૂદી સંસ્કૃતિના મૂળતત્વોને પોતાની અંદર સમાવી લીધા. જેમને એમણે નૈતિક અને રાજકિય રીતે છતી લીધા હતા આ ત્રણે કૌમો પોતાની દુન્યવી ચઢતીને કારણે એટલી બધી પ્રગતિની રાહે અને સંપૂર્ણતાએ પહોંચી ગઇ હતી કે અરબી ઇસ્લામી સંસ્કૃતિ પણ એકત્રપણે જોતાં મધ્યકાળ (medaevalism) ની તમામ વિશેષતાથી ભરપૂર જણાય છે.૧

મુસલમાનો માટે તે મહાન પુસ્તક "કુર્આને મજીદ"થી લઇને દરેક પુસ્તક પોતાની અંદર એક દુન્યા ધરાવે છે. દરેક પ્રાચીન કૌમોથી વિશેષ એજ એના આંતરિક જીવનને માટે એક કાયમી ઝરણું હતું. જે સમયે આ કૌમ જગત-તારીખના પર્દા ઉપર ઉપસ્થિત થઇ, એ સમયે પહેલી સદી હિજરીમાં એમના ખલીફા હજરત ઉમર બિન ખત્તાબ (રદી.)ના હુકમથી એક જંગલી કાર્ય થવાનું એટલે ઇસ્કંદરિયહના પ્રાચીનતર પુસ્તકાલયને બાળી નાખવાનું તુહમત તેમના ઉપર મૂકવામાં આવ્યું છે. પરંતુ આ તુહમત, જે લાંબો સમય થયો એક મનઘડત કિસ્સો સાબિત થઇ ચૂક્યો છે; તે એ જુસ્સાથી બિલ્કુલ ભિન્ન છે, જે અરબોથી વિજયો સમયે જાહિર થયો તે જબરદસ્તી ધર્મપ્રચાર અથવા ભાંગતોડનો જુસ્સો ન હતો બલ્કે ઉત્તમતર સંસ્કૃતિઓ (જેની સાથે એમને કામ પડ્યું)નું સન્માન હતું.

---

૧ યૂરપના વિદ્વાનો "ઇસ્લામી સંસ્કૃતિને આગલી સંસ્કૃતિઓની અસરોનું પરિણામ માને છે. આ એટલા માટે માનવામાં આવે છે કે કુર્આની તઅલીમ અને તેની અસરોનો ઇકરાર કરવો પડે નહિં જુઓ તો ખરા આગળ ચાલીને તે કેવી ખૂબસૂરતી પૂર્વક આ પૂર્વિય કૌમોની સંસ્કૃતિના વારિસ મુસલમાનોને બતાવે છે. ખરૂં છે.

"જાદૂ વોહી હૈ જો સરપર ચઢકર બોલે"

—અખ્તર

જેના આત્મિક વારસના એક ઘણા મોટા ભાગને તેમણે ઉપયોગમાં લીધો.

આ વાત સારી પેઠે સમજી લેવી જોઇએ કે હજરત ઉમર (રદી)ના સમયમાં પુસ્તકાલયોનું તો શું, અરબી પુસ્તકોનું વર્ણન સુધ્ધાં કરી શકાતું નથી. પરંતુ લગભગ એક સદી પછી દારૂલ ખિલાફત બગદાદમાં સૌથી પ્રથમ એક સાર્વજનિક પુસ્તકાલયની સ્થાપના જોવામાં આવે છે.

"જ્યારે કે તમે એકાંતમાં હોવ છો ત્યારે કિતાબ તમારી ઉત્તમતર સાથી છે, જો મિત્રોએ તમારાથી મળવાનું ત્યજી દીધું છે, તો તે સમયે એ તમને બહેલાવશે જો કોઇ ગુપ્ત વાત એની સુપ્રત કરશો, તો એ કોઇની પણ આગળ જાહિર કરશે નહિ એનાથી તમને બુધ્ધિ અને સચ્ચાઇ પ્રાપ્ત થશે" ૨

એક બીજો કહે છે કે:-

"કિતાબ એક સહચરી છે, જે કદી પણ સાથ તજી શકતી નથી. જો તમે તેની સાથે સખ્તીનો વર્તાવ કરો તો તે ખફા અથવા નારાજ થશે નહિ, ન તો તે તમારા ભેદનો સ્ફોટ કરશે." ૩

અબ્બાસી યુગનો મશહૂર શાઇર મુતનબ્બી કહે છે:-

"દુન્યામાં માનભર્યું સ્થાન ઘોડાની "ઝીન" છે અને હમેશાં ઉત્તમતર સહચરી "કિતાબ" છે. ૪

---

૨ અબ્દુલ ફરીદઃ ઇબ્ને અબ્દુર્રબ્બ, પા. ૧૯૯ (બોલાક મુદ્રિત, ૧૨૯૩ હિજરી)

૩ કિતાબુલ ફખ્રીઃ ઇબ્નુલ તકતકી. પા. ૩ (યુરપ મુદ્રિત)

૪ દીવાને મુતનબ્બીઃ પા. ૬૮૩ (બર્લીન મુદ્રિત)

કદી તો તેને શસ્ત્ર-સમાન સમજવામાં આવે છે. અલ્ર-હલ્કમી પોતાના પુત્રને ઉદ્દેશીને કહે છે:-

"હે પુત્ર! જ્યારે તમે બાઝારમાં ક્યાંક થોભો તો માત્ર તેજ દુકાનો પાસે થોભો જ્યાં શસ્ત્રો અને ગ્રંથો વેચાય છે" ૫

એમને ત્યાં કિતાબો સાથે સંબંધ ધરાવતી દરેક વસ્તુઓની આશ્ચર્યકારક પ્રગતિ થતી રહી. કિતાબોની નકલો કરવામાં આવતી હતી તેમની ઉમદા પ્રકારની જિલ્દ (પુઠા) બંદી કરવામાં આવતી હતી સાથેજ અત્યંત સંભાળ પૂર્વક તેમનું રક્ષણ કરવામાં આવતું હતું. આ કિતાબો બીજાઓને પણ આપવામાં આવતી હતી. ઇસ્લામી તહઝીબનો જાણે આ એક ખાસ મકસદ અને મુખ્ય શોક હતો. એની સાથેજ સાથે "ખત્તાતી" (લેખન)ની કળા પણ અસ્તિત્વમાં આવી. જેણે ઇબ્નૂમુકલહ અને ઇબ્નુલ બવ્વાબ જેવા ઉત્તમ આર્ટિસ્ટ (કળાકાર) ઉત્પન્ન કર્યા. આ લહિયાઓમાં પ્રખ્યાત ઉલમા અને લેખકો પણ હતા. જેવા કે જવહરી-સહાહના કર્તા, મશહૂર મુહદ્દિસ ઇબ્ને જવઝી અને પ્રખ્યાત મુગન્ની (ગાયક) અબ્દુલમૂમિન ઇસ્ફહાની. આ પ્રખ્યાત લહિયાઓએ માત્ર કિતાબોજ નકલ કરી નથી બલ્કે આવી રીતે ચિત્રકળાને પણ જન્મ આપ્યો છે. આરંભમાં આ કળા માત્ર વનસ્પતિ અને પુષ્પોના તસ્વીરો સુધી સંકુચિત રહી. પરંતુ થોડાજ સમયમાં પ્રાણીઓના તસ્વીરો પણ શરૂ થઇ ગઇ. કળાકારો આ વિષયમાં પણ કમાલ દેખાડવા લાગ્યા.

કિતાબોની જિલ્દબંદીની કળા પણ દ્રષ્ટિ બાહિર રાખી શકાય એમ નથી. અરબી તારી-

---

૫ અલ-ફખ્રી, પા. ૩

બોમાં કીમતી ચામડાંની બાંધેણી, ૬ ભિન્ન ભિન્ન રંગોની, ૭ અને સુન્દરી કિતાબોનું ઘણું વર્ણન આવે છે. ૮

કાગળ બનાવવાની કળાના પ્રચારથી કિતાબોની પ્રગતિમાં વધારો થયો, કેમકે એછી કીમત હોવાને કારણે એને આમ લોકોના ઉપયોગને લાયક બનાવી દીધા. ૯ ચોથી સદી હિજરી (દસમી સદી ઇસ્વી)માં કિતાબો કાગીર (PAPYRUS) અને રાક (PARCHAMENT) ઉપર લખાતી, જેને કારણે કિતાબોની કીમત ઘણી વધારે રહેતી. કાગળ બનાવવાની કળા ઇસ્લામી-દુન્યામાં સમરકન્દને માર્ગે- ચીનમાંથી આવી હતી. તેની તુરત તરક્કી થઇ વિશાળ ઇસ્લામી સલ્તનતમાં કાગળના કારખાના ઘણા મોટા પાયા ઉપર કાયમ થઈ ગયા હતા. સૌથી પ્રથમ મિસરમાં બંન્દી ૧૦ (FLAX)ની ઘણા વિશાળ પ્રમાણમાં ખેતી કરવામાં આવી જેને કારણે ત્યાં કાગળ બનાવવાના ઘણા કારખાના કાયમ થઇ ગયા. અહિંઆ અરબોએ રેશમને બદલે ચીંથડાઓમાંથી કાગળ બનાવવાના શરૂ કર્યા. પાંચમી સદી હિજરી (૧૧મી સદી ઇસ્વી)થી આખા યૂરપમાં ઇસ્લામી દુન્યામાથી કાગળ જતા હતા એટલે પૂર્વમાં બગદાદ અને કાહિરહના કારખાનાઓમાંથી અને પશ્ચિમમાં આ કળાનું કેન્દ્ર શાતબહ શહેર હતુ. જેને હાલમાં XATIVA કહેવામાં આવે છે.

કાગળનો રિવાજ, ઓછી કીમતો અને કિતાબોના વેપારની વિશેષતાને કારણે દરેક ઇસ્લામી શહેરમાં કિતાબોના બઝારો કાયમ થઇ ગયાં હતાં. જે અસલ અગલના સમજવામા આવતા હતા. જ્યાં તેઓ કિતાબોની શોધખોળ અને તેમની કીમતો માટે વિવાદ કરતા રહેતા હતા.

ત્રીજી સદી હિજરીમાં બગદાદમાં એકસો કિતાબો વેચનારાઓની દુકાનો હતી. આ દુકાનો નાની નાની એક બીજાની જોડમાં અને મોટે ભાગે મસ્જિદોની આજુબજુમાં હતી. લાકડની ચોકીઓ ઉપર વેચવા માટે રાખેલી કિતાબોની પાછળ એક કાપલી લગાવી દેવામાં આવતી હતી કે લેનાર અને વેચનારને કિતાબનું નામ જાણવામાં રહેલાઇ થાય. આ કાપલીઓ ખૂદ

---

૬. સિહત તારીખ તિબ્બી અલ-અરીબ અલ-કર્તૂબી પા. ૯૦ (લીડન, ૧૮૯૭)

૭ મુઅ્જમે ખરકાનઃ (બોલાક, ૧૨૭૫ હિજરી) જિ-૧, પા. ૭૨૭. યૂરપ મુદ્રિત નં. ૬૫૯

૮. પ્રાચીનતર અરબી કિતાબ જે કાગળ ઉપર લખેલી છે, તે અબૂઉબૈદની કિતાબ 'ગરીબુલ હદીસ' છે. જેના હાથે લખેલો નુસ્ખો લીડનના પુસ્તકાલયમાં છે. ૨૬૩ હિજરીની લખેલી છે.

૯ મિકરયઝીઃ (બોલાક, ૧૨૭૦ હિજરી) જિ-૧ પા. ૪૦૮

૧૦ આ જળ વનસ્પતિના પ્રકારનો એક છોડ હોય છે જેને અરબો 'કારીર' પણ કહે છે. એ પ્રાચીન મિસરમાં નાઇલમાં અને મિસરના નિચાણમાં પુષ્કળ ઉત્પન થતો હતો. હાલમાં ફિલિસ્તાનમાં થાય છે. એની ડાળીઓ એક હાથ જેટલી યતી હતી. તેની છાલ કાઢીને ખુબ કુટતા હતા અને તેને પાતળી કરી લઇને અને તેના ઉપર એક પડ ચડારી લઇને કાગળની જેમ બનાવી લેતા હતા. તેને 'કિરતાસ મિસ્રી' અથવા 'પાપયર્સ' કહેતા હતા.

કિતાબો વેચનારા અથવા તેમના મદદગાર કારકુનો લગાડતા હતા. આ કિતાબો ખાનગી રીતે અથવા લીલામથી વેચવામાં આવતી હતી. આજ તરીકો તમામ ઇસ્લામી-દુન્યામા કિતાબો વેચવાનો પ્રચલિત હતો. કેટલાક સમયે આ દુકાનોના માલિક મશ્હૂર અને નામવર વિદ્વાનો હતા. શાઇર અલ-ખતયરી ૧૧ (૫૬૮ હિજરી ૧૧૭૨ ઇસ્વી) પોતાના ધંધાને કરણે "દલ્લાલુલ કુતુબ", અર્થાત 'કિતાબોના એજન્ટ'ને નામે પ્રખ્યાત હતો. અસમઇનો શાગિર્દ અબૂહાતિમ સહલબિન મુહમ્મદ અલ-સિજસ્તાની, ૧૨ અને પ્રખ્યાત ઇતિહાસકાર અને ભૂગોળવેત્તા યાકૂત ૧૩ (૧૨૬ હિજરી-૧૨૨૯ ઇસ્વી) કિતાબો વેચનારા હતા.

કિતાબોની કીમત જો કે કાગળ બનાવવાના ઉદ્યોગ અને તેના ઉપયોગને કારણે ઘણી સસ્તી થઇ ગઇ હતી; છતાં પણ તે હમેશા ઘણી મોંઘી હતી એના ઉપરથી જણાય છે કે એવા લોકોને માટે જેઓ પોતાનુ પુસ્તકાલય કાયમ રાખી શકતા ન હતા, સાર્વજનિક પુસ્તકાલયોની કેટલી બધી જરૂરત હતી

પાંચમી સદી હિજરી (૧૧મી સદી ઇસ્વી)માં જમહરહ ઇબ્ને દુરૈયદનો એક નુસ્ખો સાઠ દીનારમાં વેચાયો. ૧૪ (૧ દીનાર=૧૦ શિલીંગ =૭ રૂપિયા) તિબ્રીની દળદાર તારીખનો નુસ્ખો સો દીનારમાં વેચાયો ૧૫ ઉમવી શાઇર જરીરનુ દીવાન દસ દીનારમાં વેચાયું ૧૬ ૨૪૮ હિજરી (૮૬૨ ઇસ્વી)માં ખલીલ ઇબ્ને અહમદની 'કિતાબુલ અયન'નો એક નુસ્ખો ૫૦ દીનારમાં ખરીદવામાં આવ્યો. ૧૭ ઇસ્કન્દર ફિરદૌસાની 'કિતાબુલ ઉકરની શરહ'ના અરબી ભાષાંતરનો એક નુસ્ખો સો દીનારમાં વેચાયો. ૧૮ અને કુર્તુબહ (સ્પેઇન)ના રાજ્યકર્તા ખલીફહ અલ-હકમે અશઆર અને અરબી રિવાયતના સંગ્રહ "કિતાબુલ અગાની"ના લેખકને આ કિતાબ લખવાને માટે એક હઝાર દીનાર અર્પણ કર્યા. ૧૯ સાતમી સદી હિજરી (તેરમી સદી ઇસ્વી)માં કિતાબોની કીમતમા કમી થવા લાગી હતી યાકૂબ હમવી, મરવના પુસ્તકાલય "અદ્‌દમયરિયહ"માંથી ઉછીની કિતાબો લેવાનુ વર્ણન કરતા લખે છે કે-

"મારૂ મકાન (મુકામ) બસે કિતાબોથી કદી પણ ખાલી રહેતુ ન હતુ. અને તેમાં બસો દીનાર સુધીની અનેક કિતાબો રેહન (ગીરો) વગરની રહેતી હતી" (અર્થાત, તેને માટે કોઈ રકમ અમાનત-ડિપોઝીટ રાખવી

૧૧ ઇબ્ને ખલ્કાન: જિ-૧, પા. ૨૮૬ (યૂરપ મુદ્રિત, નં ૨૫૮)

૧૨ ઇબ્ને ખલ્કાન: જિ ૧ પા. ૩૦૮ (યૂરપ મુદ્રિત, ન. ૨૮૧)

૧૩ ઇબ્ને ખલ્કાન: જિ- ૨ પા. ૩૦૨ (યૂરપ મુદ્રિત ન. ૮૦૦)

૧૪ લગભગ ત્રીસ પૌંડ: ઇબ્ને ખલ્કાન: જિ. ૧, પા. ૪૭૯ (યૂરપ મુદ્રિત નં. ૮૪૯)

૧૫ મિકરયઝી: જિ. ૧ પા. ૪૦૮

૧૬ ઇબ્ને ખલ્કાન: જિ-૨, પા, ૫૨૨ (નં. ૪૫૪)

૧૭ કિતાબુલ ફિહરિસ્ત: પા. ૪૨ (ફ્લોજલ મુદ્રિત)

૧૮ અયૂનુલ અમ્બાઅ, ઇબ્ને અબી ઉસયબહ: જિ-૧ પા ૬૯-૭૦

૧૯ તારીખે ઇબ્ને ખલ્દૂન: જિ-૪, પા-૧૪૬ (બોલાક મુદ્રિત. ૧૨૮૪હિ.) નફહુત તય્યબ અલ-મુકરી. જિ-૧ પા-૧૮૦ (કાહિરહ મુદ્રિત ૧૩૦૨ હિ) (આ કિતાબોની કીમત કહેવાય નહિ, કેમકે અલ-હકમે અગાનીને આ રકમ શાહી ઇનઆમ તરીકે આપી હતી)

પડતી ન હતી.) ૨૦ આ હિસાબે દરેક કિતાબનો એક દીનાર પડે છે.

કિતાબોના મોંઘી કીમત છતાં ઇસ્લામી-દુન્યામાં કેટલાક એવા કિતાબોના રસિયા હતા, જેમણે પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં. એમાંથી ત્રીજી સદીના પ્રખ્યાત લેખક જાહિઝ ઇબ્ને ખાકાન અને ખલીફા અલ-મુતવક્કિલના નદીમ (મુસાહિબ) કાઝી ફતેહ બિન ઇસ્હાક હતાં.

જાહિઝ (મૃત્યુ ૨૨૫ હિજરી=૮૬૬ ઇસ્વી) તે કિતાબો વાંચવા અને મનન કરવા ઉપરાંત જે તે ખરીદતો હતો, કિતાબો વેચનારાઓ અને દલ્લાલો (એજન્ટો) પાસે રૂપિયા અમાનત રાખીને પણ કિતાબો લાવતો હતો.

અને તેનો પહેલેથી છેલ્લે સુધી અભ્યાસ કરતો હતો. અંતે એક સાચા "આશિકે કિતાબ" પ્રમાણે એજ કિતાબોને કારણે તે મૃત્યુ પામ્યો એની એવી આદત હતી કે તે પોતાની ચારેકોર ઝરૂરી પુસ્તકો દીવારની જેમ ગોઠવી દેતો હતો. એંશી વર્ષમાં જ્યારે કે લકવાએ તેનું અર્ધું અંગ બેકાર બનાવી દીધું હતું તે વાંચવામાં તલ્લીન હતો કે એકાએક તે કિતાબો તેના ઉપર તૂટી પડી અને આવી રીતે તે ગરીબ તેની નીચે દબાઇને મૃત્યુને ભેટ્યો.

એક બીજા શૌકીન ફતેહ બિન ખાકાન (મૃત્યુ ૨૮૨ હિજરી=૮૯૫ ઇસ્વી) હતા. તેઓ પોતાનો બધોય સમય કિતાબોની પાછળજ ગાળતા હતા. એમના એક સમકાલીનનું બયાન છે કે તેઓ જ્યારે પણ એમને મળવા ગયા છે, ત્યારે કોઇને કોઇ કિતાબ તેમના હાથમાં રહેતી હતી."૨૧

ફતેહ ઇબ્ને ખાકાનની પાસે પણ કરીને બગદાદમાં એક મહાન પુસ્તકાલય હતું. જેની વ્યવસ્થા અલી બિનયહ્યા અલ-મુન્જમે (૨૭૫ હિજરી=૮૮૮ ઇસ્વી) કરી હતી. કિતાબોની મોટી સંખ્યા અને સુંદરતાને કારણે આ પુસ્તકાલય પણ જ અનુપમ હતું. એ બસરહ અને કૂફાના ગ્રામ્યવાસીઓ અને ત્યાંના વિદ્વાનો માટે હમેશા ખુલ્લું રહેતું હતું ફતેહ ઇબ્ને હમેશા એકને એક કિતાબ પોતાની સાથે લઇ જતો હતો. જેને ખાકાન તે પોતાની આસ્તીન (બાંય)માં અથવા ચામડાના મોઝામાં રાખી લેતો હતો. જ્યારે પણ સમય મળતો તે તેના વાંચવામાં તલ્લીન થઇ જતો હતો. જ્યારે પણ કદી તેને ખલીફાથી અલગ રહેવાનો મૌકો મળતો,—જો કે જાજરૂમાં કેમ ન હોય તે કિતાબ કાઢીને વાંચવા લાગી જતો. ૨૨.

આસ્તીનમાં કિતાબ રાખવાની આદત એક બીજા "કિતાબના કીડા" અબૂ દાઊદ "સાહેબે સુનન"ને પણ હતી. મોટી કિતાબોને આસ્તીનમાં રાખવાને માટે તેમણે લાંબી પહોળી બાંય

---

૨૦ મુઅજિમુલ બુલ્દાન, અલ-યાકૂતઃ (જ-૪, પા-૫૦૯-૫૧૦ (ઇસ્ટ ફ્રિદ મુદ્રિત) (યાકૂતના શબ્દો સ્પષ્ટ નથી. છતાં આ સમજી લેવું પેચ્ય થશે કે આ બધી માંગેલી કિતાબોની કીમત બસો દીનાર હતી. એટલે દરેક કિતાબના દસ શિલીંગ. એ જમાનામાં કિતાબો ઘણી સસ્તી હશે. પરંતુ તે કિતાબોના દળ ઉપર આધાર રાખે છે

અમારી માન્યતા પ્રમાણે અને ભાષાંતરકાર બન્નેય યાકૂતની મતલબ સમજ્યા નથી. એટલે આ કિતાબોમાંથી ઘણી બસો દીનાર સુધીના કિતાબો તે વગર રહને લઇ આવતો હતો,

અખ્તર

૨૧ કિતાબુલ ફિહરિસ્ત : પા-૧૧૬-૧૧૭

૨૨ ઇર્શાદુલ અરબઃ યાકૂત : જિ- ૬. પા. ૭૯-૮૦.

બનવાથી હતી. ૨૩ એવીજ રીતે અલી બિન યહ્યા અલ-મુન્જિમ મજ્બૂરે બગદાદના વિસ્તારમાં કૂફ્સની પાસે કરકાર ગામમાં પોતાના મહાન કિલ્લામાં એક મહાન પુસ્તકાલય "ખઝાંનતુલ હિકમત" નામે કાયમ કર્યું હતું. યાકૂતનું બ્યાન છે કે બધા દેશોના લોકો ભિન્ન ભિન્ન વિદ્યાઓની કિતાબોના અભ્યાસ માટે અહિં આવતા હતા. અહિં આ દરેક કિતાબો વિદ્યાર્થીઓની ઇચ્છા પ્રમાણે જોવાને મળતી હતી. એટલુંજ નહિ બલ્કે અલી બિન યહ્યાના ખર્ચેથી તેમની મેહમાનદારી પણ કરવામાં આવતી હતી આ પુસ્તકાલય બધા ઇસ્લામી દેશોમા પ્રખ્યાત હતું વિદ્યાપ્રેમીઓ અને કિતાબોના શોકીનો માટે એમાં એટલું બધું આકર્ષણ હતું કે મુન્જિમ અબૂમઅશરે (૨૭૨ હિજરી) ખુરાસાનથી મક્કહ જતાં આ પુસ્તકાલય જોવાનો નિશ્ચય કરી લીધો, તેને ત્યાં પહોંચીને એટલી બધી દિલચસ્પી થઇ કે મક્કહ જવાનું ભૂલી ગયો. ૨૪.

પાચમી સદી હિજરીના ઇતિહાસકાર ગર્સૂલ નિઅમહગે (જે સાબીઓના મશહૂર વિદ્વાન ખાનદાનમાંથી હતો) બગદાદમાં એક નાનું પુસ્તકાલય ૪૦૦ પુસ્તકોનું સ્થાપ્યું હતું જેમાં માત્ર અમૂક સંખ્યાના વિદ્યાર્થીઓનેજ દાખિલ થવાની છૂટ હતી પાછળથી જ્યારે નિઝામિય્યહ મદ્રિસહનું મહાન પુસ્તકાલય કાયમ થયું અને લોકો આ નાનકડા પુસ્તકાલયને મૂકીને ત્યાં જવા લાગ્યા ત્યારે ગર્સૂલ નિઅમહએ પોતાનું પુસ્તકાલય વેચી નાખ્યું ૨૫

મિસરના ખાનગી પુસ્તકાલયો વિષે અમારી માહિતી ઘણી સંકુચિત છે. તે દેશમાં મોટા કેન્દ્રિત શહેરો ઘણા થોડાજ હતા. કાહિરહમાં દુન્યાનું મોટામાં મોટું સાર્વજનિક પુસ્તકાલય હોવાથી લોકોને પોતાની પાસે કિતાબો રાખવા અને સંગ્રહ કરવાની આવશ્યકતા જણાતી ન હતી.

મિસરના ફાતિમી ખલીફહ અલ-અઝીઝ બિલ્લાહ (હિ. સ ૩૬૫-૩૮૬=ઇ. સ.૯૭૫-૯૯૬)નું પુસ્તકાલય ખાનગી હતું. તેની ગોઠવણ અને વ્યવસ્થા તેના વઝીર યાકૂબ ઇબ્ને કિલીસે કરી હતી. તે પોતે પણ કિતાબોનો મહાન પ્રેમી હતો ખુદ તેના વારસામાં બીજા ખઝાનાઓ સિવાય એક પુસ્તકાલય પણ હતું. ૨૬ ખલીફહનું પુસ્તકાલય જેનો વ્યવસ્થાપક અબુલ હસન અલી બિન મુહમ્મદ શાબશ્તી હતો કિતાબોની સંખ્યાને કારણે ઘણું વિશાળ હતું. તેમાં ચાલીસ ઓરડાઓમાં ભિન્ન ભિન્ન વિદ્યા કળાના પુસ્તકો રાખેલાં હતા કુર્આને મજીદની ૨૪૦૦ પ્રતો હતી. ને પ્રખ્યાત ખતાતો જેવા કે ઇબ્ને મુકલહ અને બવ્વાબ અને અબૂ મકલહના હાથના લખેલી સુન્દર અને રૂપેરી હતી એ સિવાય મશહૂર લેખકોની કિતાબો હતી. ૨૭૫ હિજરી ખલીફહના ઉત્તરાધિકારી અલ-હાકિમ બિઅમ્રિલ્લાહના સમયમા આ પુસ્તકાલય દારૂલ ઉલુમ અથવા બયતુલ હિકમતના પુસ્તકાલયમાં જે જગતના અતિ મહાન પુસ્તકાલયોમાંનું એક હતું-શામિલ કરી

૨૩ અન નજૂમુઝ ઝાહિરહ: (યુરપ મુદ્રિત) જિ-૨, પા ૫૯.

૨૪ ઇર્શાદુલ અરયબ, જિ-૫, પા. ૪૬૭

૨૫ અલ-વાફી બિલવફિયાતુલ સફદી: નં. ૫૩૨૦, પા. ૧૧૦

૨૬ ઇબ્ને ખલ્લાન: જિ-૨, પા ૪૬૫

૨૭ મુકરીઝી: જિ-૧, પા ૪૦૮

દેવાયું. ૨૮.

સલાહુદ્દીનના મિસર વિજય (૫૬૭ હિજરી=૧૧૭૧ ઇસ્વી)ના સમયમાં તેના વઝીર અલ-ફાઝિલે ૨૯ તે કિતાબોમાંથી જે તેને બાદશાહે આપી હતી, એક પુસ્તકાલયની સ્થાપના કરી જેમાં ૧૮ હજાર કિતાબો હતી પરંતુ થોડા માસ પછી આ કિતાબો ઝબ્ત થઇને મૂળ માલિકની પાસે આવી ગઈ. પણ સમ્યમાં ઘટીને માત્ર ૧૨ હજાર રહી ગઇ હતી. ૩૦

ઐયૂબિયહ વંશનો વઝીર અબૂલ'હસન અલીઅલ-કિફ્તી,-જે કાઝી અકરમના નામથી પણ પ્રખ્યાત છે. એ હલબમાં એક સુંદર પુસ્તકાલયની સ્થાપના કરી હતી. તેની કિતાબોની કીંમત ચાસ હજાર દીનાર હતી જે તેણે હલબના ગવર્નર અન્નાસિરના નામે ઇસ્લામી સલ્તનતના પશ્ચિમી પ્રાંતોમાં દરેક સ્થળે ખાનગી પુસ્તકાલયો હતાં. તેમાંથી કેટલાકમાં પરદેશીઓને દાખિલ થવાની છૂટ હતી.

ઇરાની ખાનદાનના સુલ્તાનો,-જેઓએ ચોથી સદી હિજરી (દસમી સદી ઇસ્વી)માં ખુરાસાની હુકૂમત ઉપર કબજો કરી લીધો હતો-ના, દરબારો વિદ્યાકળાના અશ્રય ધામો બની ગયા હતા. એઝુદ દવલહ એ (હિ. સ. ૩૩૮-૩૭૨=ઇ.સ. ૯૪૯-૯૮૨) સ્થાપેલા પુસ્તકાલય સિવાય અન્ય ઉમરાવો અને વસીયત કરીને મુકી હતી. ૩૧

૨૮ મુકરયઝીઃ જિ-૧, પા. ૪૦૯

૨૯ કિતાબુસ સુલૂક: પા. ૭૬

૩૦ અલ-તારી, અલ-સફદી. પા. ૨૩૨. ૨૩૩.

૩૧ અલ-કામિલ, ઇબ્ને અસીર, (યુરપ મુદ્રિત) જિ-૨, પા. ૨૬૧.

રઇસોના નાના નાના પુસ્તકાલયો, જેવા કે મુજિદદવલહ, મુઅઝિદદવલહુ અને એ ખાનદાનના કેટલાક વઝીરો જેવાકે અબુલ-ફઝલ બિન ઉમૈદ સાહેબ ઇબ્ને અબ્બાદ વગેરેના સ્થાપેલા હતા. સાહેબ ઇબ્ને અબ્બાદે ૩૮૫ (હિજરી=૯૯૫ ઇસ્વી) સામાની વંશના રાજ્યકાળની વુઝરાતનો હોદ્દો સ્વીકારવાની એટલા માટે ના પાડી કે તેનું પુસ્તકાલય સાથે લઇ જવામાં તેને ઘણી તકલીફ થાય એમ હતું. જેમાં માત્ર દીનિયાતની કિતાબોજ ચારસો ઊંટો ઉંચકે એટલી હતી. ૩૨

૩૨-ઇર્શાદુલ અરયબ: યાકૂત જિ-૨ પા ૩૧૫.

અપૂર્ણ.

## ઝંકારથી બનતું નથી !

જે બને છે ખારથી, તે પ્યારથી બનતું નથી,
જે બને છે પ્યારથી, તે ખારથી બનતું નથી.
હારના પ્યાલો તજી, કર યત્ન કર, યત્ન કર,
કોણ કે, છે જીતવાનું, હારથી બનતું નથી ?
ઝિંદગીની રાહમાં કંટક પડયા છે બેશુમાર,
તે હટાવવાનું, નયનની ધારથી બનતું નથી.
ઝણઝણે છે તાર, પણ દિલ ડોલતું શાને નથી ?
કેમ આજે કાંઈ એ, ઝંકારથી બનતું નથી !
એ પધાર્યા, એ પધાર્યા, દિલ કરે છે ઝંખના,
આગમન દિલદારનું, ભણકારથી બનતું નથી.
નાવ જીવનની ફસી, મઝધારમાં તો શું થયું ?
શું કહે'તે હામના, પરનારથી બનતું નથી ?
પુષ્પ નહી તો પાંખડી, ઇંતબાલને અર્પે "વલી"
એટલું યે કાવ્યના, લલકારથી બનતું નથી ?

ભાવનગર]    ["વલી"

# પ્રણય—ગૌરવ

આવ ઝાલિમ આવ સત્વર આવ આવ,
પ્રેમના સમજાવ કંઇ પ્રસ્તાવ આવ.
દાઝ દિલમાં તિવ્ર કો' પ્રગટાવ આવ,
તડપી તડપી ને મને તડપાવ આવ.

મુજ ખુદીને બેખુદીમાં લાવ આવ,
આવ સાકી ના વધૂ તરસાવ આવ.
નયન–બાણો કર ફરી તૈયાર કર,
તીર દિલ પર લે ફરી વરસાવ આવ.

એક વખત તું દિલને લઇ ફાવી ગયો,
જાન લઇ બીજી વખત પણ ફાવ આવ.
ચાહનારો થાય ના તારો હતાશ,
ખાલી દામન મારૂં છે છલકાવ આવ.

મારા ઉર-દાગોને તુજ વેણી – સુમન,
કોણ વિકસિત બે વધૂ સરખાવ આવ.
મોત સાથે ખેલ ખેલુ છું સદા,
કાળ તું જ્યારે ચાહે અજમાવ આવ.

જીતની બાજી નથી આ જિંદગી,
હાર સમજી જીતવા એ દાવ આવ.
રૂપના ઓજસથી આંખો આંજવા,
મુખથી બુરખો જરી સરકાવ આવ.

તુજ મિલનની . આશ કેરી લાશને,
આવ તું ખુદ બેવફા દફનાવ આવ.
સ્વપ્નમાં દેખાવ દેનારા મને,
દે કદી સાક્ષાત દે દેખાવ આવ.

શિર નમાવું તારા હું ખંજર તળે,
તું મને કાતિલ વદી ફરમાવ આવ.
ક્યાંથી આવી સત આ કાલી ઘટા
તૌબા તોડું છું નકર સમજાવ આવ.

પ્રેમ-મંઝિલ પાર કરવી છે મને,
માર્ગદર્શક માર્ગ ઝટ બતલાવ આવ.
થઇ જશે મારી દવા મુજ દર્દ ખુદ,
મારી સામે માત્ર મુખ મલકાવ આવ.

વ્યોમ તું સંજોગ ના એરણ તળે,
ટીપવા ઘડવા મને પુનઃ તાવ આવ.
મોત તારા હાથમાં જો હોય, તો,
મારા જીવન દોરીને ટુંકાવ આવ.

હો વમળ, વટોળ કે તૂફાન હો,
જાય ત્યાં નાવિક જ્યાદે નાવ આવ
સારી મેહફિલ જાણવા ઉત્સુક છે આજ,
વ્યક્ત કર 'બિસ્મિલ' તુ દિલના ભાવ આવ.

"બિસ્મિલ" પેરાજવી


—: વાર્ષિક લવાજમ :—

| | | |
|---|---|---|
| હિંદ અને સીલોન | .... | રૂા. ૫) |
| બર્મા | .... .... | રૂા. ૬) |
| પરદેશ શી. ૧૦, | .... | રૂા. ૬ાા |
| છુટક નકલ | .... .... | સાત આના |

# હઝરત ઈમામ હુસૈન બિન અલી (રદી૦)

અનુઃ– જનાબ ઈબ્રાહીમ જી. શૈખ

(ગતાંકથી ચાલુ)

હઝરત ઇમામના પક્ષકારોમાંથી હબીબ ઇબ્ને મઝાહીરે કહ્યું "જેઓ નબી (સ)ની ઔલાદ અને આ વસ્તીના પરહેઝગાર અને આબિદ લોકોના ખૂનથી પોતાના હાથ રંગશે તેઓ ખુદાને શું જવાબ આપશે? એવા અધમ અને પાપી મનુષ્યો ખરેખર ખુદાની લાનત અને તિરસ્કારને પાત્ર બનશે."

આ શબ્દો સાંભળી ઇબ્ને સઅદની ફોજમાંથી ઉઝરા બિન કૈસ બોલી ઉઠયો "શાબાશ! ધન્ય છે તારી આત્મપ્રસંશાને. હજી પણ તમારી મોટાઇના બણગા ફૂંકો અને પેટ ભરીને તમારી બુઝુર્ગીનો એલાન કરો."

ઝહીર બિન અલકયને જવાબ આપ્યો "ઓ ઉઝરા! ખુદાએજ આ આત્માઓને પવિત્ર રાખી નિતિનો માર્ગ બતાવ્યો છે. હજી પણ ખુદાનો ભય રાખ અને આ પાક આત્માઓને કત્લ કરવાનો આહભાવ છોડી દે"

ઉઝરાએ પ્રતિઉત્તર આપ્યો "ઓ ઝહીર તમે આ ખાનદાનના ક્યારથી હામી થઇ ગયા? તમારી વફાદરી એકાએક કેમ ઉભરાઇ આવી? શું એ ભૂલી ગયા કે અત્યાર સુધી તમે પણ ઉસ્માની (હઝરત ઉસ્માનના હામી) હતા?"

ઝહીરે ફરી પડકાર કર્યો "હા, એ સત્ય છે કે મેં હુસૈનને કોઇ પત્ર લખ્યો નથી તેમજ કોઇ કાસિદને પણ મોકલ્યો નથી. પરંતુ મુસાફરીમાં કુદરતી રીતેજ હમારો મેળાપ થઇ ગયો. એમને જોઇ મને રસુલુલ્લાહ (સલ૦) યાદ આવી ગયા, રસુલુલ્લાહની (સલ૦) એમના પ્રત્યેની મહબ્બત મને યાદ આવી. મેં જોયું કે તેઓ એક બળવાન દુશ્મનની સામે જઇ રહ્યા છે. ખુદાએ મારા દિલમાં પ્રેમ અને સહાનુભૂતિનો સંચાર કર્યો, મેં હવે સંકલ્પ કર્યો છે કે હું કોઈ પણ ભોગે એમની મદદ કરીશ અલ્લાહ અને તેના રસૂલ (સલ૦)ના જે હકોની તમે અવગણના કરો છો તેનું હું રક્ષણ કરીશ."

ઇમામ હુસૈન (અલૈ૦)ને જ્યારે ઇબ્ને ઝીયાદના પત્રની વિગત માલુમ પડી ત્યારે આપે કહ્યું "આજેજ લડાઇનો આરંભ ન થાય તો સારૂ. જેથી સમય મળતા આપણે સંતોષપૂર્વક ખુદાની ઇબાદત કરી શકીએ અને ગુનાહોની માફી તલબ કરીએ. મને તેની ઇબાદતનો જે ઉમંગ છે તે હું પુરો કરીશ."

આથી આપની ઇચ્છાનુસાર લડાઇ બંધ રાખવા દુશ્મનોએ પોતાની ફોજ પાછી ખેંચી લીધી.

લશ્કરની પીછેહઠ પછી આપે પોતાના તમામ સાથીદારોને એકત્ર કરી ખુત્બો આપ્યો. "હું ખુદાની હમ્દ અને તારીફ કરૂં છું. સુખ દુઃખ બન્ને હાલતમાં હું તેનો અહેસાનમંદ છું. ઇલાહી! તારો આભાર કે તેં હમારા ઘરને નુબુવ્વતથી પાવન કર્યું. કુર્આનના રહસ્યો સમજવાની અમને શક્તિ આપી અને ધર્મની ખૂબીઓથી વાકિફ કરી હમારા જીવનને ઉન્નત કર્યું.

વહાલા બન્ધુઓ મને ખબર નથી કે જમીનના આ વિશાળ પટ ઉપર મારા સાથીદારો કરતાં વધુ શ્રેષ્ઠ અને અફઝલ માણસો આજે છે કે કેમ? મારી એહલે બૈતથી આજે આ

દુન્યામાં કયાંય મળી શકે તેમ નથી. અઝીઝો! તમારી ભલી લાગણીઓ માટે ખુદાપાક તમને નેક બદલો આપે. હું ધારું છું કે આવતી કાલે મારો અને તેમનો અંતિમ ફેંસલો થઇ જશે હું ઉંડા ચિંતન અને વિચારણ પછી એ નિર્ણય ઉપર આવ્યો છું કે તમે મારો સાથ છોડી અહિંથી શાંતિપૂર્વક ચાલ્યા જાઓ. આ રાત્રીના સમયમાં મારી એહલે બૈત સાથે આમનેમ વિખરાય જાઓ. હું આનંદથી તમને વિદાય આપુ છું. હું આપની શિકાયત કરવાનો નથી. આ લોકાને ફકત મારાથીજ દુશ્મની છે અને તેમને ફકત મારાથીજ બદલો લેવા દો."

આ પ્રવચન સાંભળી એહલે બૈતની ઉદાસીનતા અને બેચૈનીનો પાર રહ્યો નહિ. હઝરત અબ્બાસે જવાબ આપ્યો "આપ એવું શા માટે કહો છો? તમારી પાછળ જીવવા કરતાં હમો આનંદથી મૌતને ભેટીશું."

આપે મુસ્લિમ બિન અકીલના સંબધીઓને ફરીથી વિનતિ કરી "ઓ ઔલાદે અકીલ! મુસ્લિમનું ખૂન કાફી છે. તમારૂ પણ ખૂન વહાવવાની જરૂરત નથી. તમે આનંદથી ચાલ્યા જાઓ હું તમને ખુશીથી રજા આપું છું."

હઝરતના એ સ્વામાની અને ટેકીલા સાથીદારોએ જવાબ આપ્યો" પરતુ લોકો હમને શું કહેશે? તેઓ અમને ધુતકારશે અને કહેશે કે અમે અમારા ઇમામ, સરદાર અને ભાઇઓને મૂકી નાસી આવ્યા. અમોએ આપની સહાયમાં ન કોઇ તીર ફેંકયું છે, ન કોઇ ભાલો ચલાવ્યો છે કે નથી કંઈ તલવાર ઘુમાવી છે. વલ્લાહ! આપની આ સૂચના હમને માન્ય નથી. આપના માટે જાન માલ, ઔલાદ અને અમારૂં સર્વસ્વ હમે કુરબાન કરીશુ. હમે તમારી સાથે રહીને લડીશું. જે તમે ભોગવશો તે અમે પણ ભોગવશું. તમારી પાછળ અમને જીવવું પડે એવો દિવસ ખુદા અમને નસીબ ન કરે.

આપના સાથીદારો પણ ઉભા થઇ ગયા. મુસ્લિમ બિન ઓસજાહએ જવાબ આપ્યો "શું આપને છોડી દઇએ? હજી તો હમારી ફરજ અમે બજાવી નથી. વલ્લાહ! એ તદ્દન અશકય છે. હું મારો ભાલો દુશ્મનની છાતીમાં તોડીશ જ્યાંસુધી હાથમાં બળ હશે ત્યાં સુધી ચલાવીશ નિશસ્ત્ર થઈ જઇશ તો પણ મૌતને ભેટતાં સુધી હું શત્રુઓ ઉપર પત્થરો ફેંકીશ."

અસદ બિન અબ્દુલ્લા એ કહયું "આવા સંજોગોમાં કદીપણ હમે તમારો સાથ છોડીશુ નહિ. વલ્લાહ! જો હુ એ જાણતો હોઉં કે મને કત્લ કરવામાં આવશે, બાળવામાં આવશે, અને આગ ઉપર સેકવામાં આવશે અને મારી ભસ્મને હવામાં ઉડાવવામાં આવશે અને એક વખત નહિ સીત્તેર વખત જો મારાથી આવો વર્તાવ કરવામાં આવે તોપણ તમારા માટે મારૂં જીવન કુરબાન કર્યા વગર હુ આપથી અલગ થવાનો નથી."

ઝહીર બિન અલકયને કહ્યું "ખુદા સાહિદ છે. જો મને હઝાર વખત આરીથી ચીરવામાં આવે તો પણ હુ તમારો સાથ છોડવાનો નથી. જો મારા કત્લથી આપની અને આપના એહલે બૈતના નિર્દોષ બાળકોની જાનો બચી જાય તો હું મારી જાતને મહાન ભાગ્યશાળી ગણીશ.

## હઝરત ઝૈનબને આશ્વાસન.

હઝરત ઝૈનુલ આબેદીનથી રિવાયત છે કે જે દિવસે મારા વાલિદ શહીદ થયા તેની આગલી રાત્રે હું બેઠો હતો મારી ફુરી ઝૈનબ મારી સારવારમાં મશગૂલ હતાં. એકાએક મારા

પિતાએ પોતાના સાથીદારોને તંબુમાં બોલાવ્યાં. એ સમયે તંબુમાં અબુઝર ગેફારીના ગુલામ તલવાર સાફ કરતા હતા અને મારા પિતા આ પંકતિ લલકારતા હતા.

"હે કાળ તારૂં બુરૂં થાય તું કેવો વિશ્વાસઘાતકીસાથી છે. રાત દિવસ તારા હાથથી કેટલાએ મૃત્યુને શરણ થાય છે. તને કોઇનીએ પરવા નથી. તું કોઇનો બદલો સ્વીકારતો નથી .. હવે સઘળો આધાર અલ્લાહજ ઉપર છે. પ્રત્યેક જીવન મૃત્યુના માર્ગ ઉપર જઈ રહયો છે"

વારંવાર આપે એજ પંકતિઓનું રટણ કર્યું. મારૂં દિલ લાગણીથી ભરાઇ આવ્યું. આંખો અશ્રુ ભીની થઇ ગઇ. હું સમજી ગયો કે આફત ટળી શકે એમ નથી. મારી ફુઈએ પણ આ પંકતિઓ સાંભળી. તેઓ તરતજ બેકાબૂ અને ચિંતાતુર થઇ ગયાં. પરેશાનીથી દોડતા આવ્યાં અને રડવા લાગ્યાં

મારા પિતાએ આ હાલત જોઇ તેમને દિલાસો આપ્યો "ઓ બ્હેન આ શી હાલત છે કદાચ એવું ન થાય કે શૈતાની અસંતોષ અને નફસાની અધીરાઇઓ અમારા ઈમાન અને નિશ્ચયને ડગમગાવી દે"

તેમણે રડતાં રડતાં જવાબ આપ્યો "જ્યારે મૌતના વિકરાળ પંજાઓ તમારી ઉપર તૂટી પડે ત્યારે હું શી રીતે ધીરજ રાખી શકું?"

આપે સંતોષથી જવાબ આપ્યો "કુદરતની એવીજ ઇચ્છા હશે"

આ શબ્દોથી તેમની બેચેની એકદમ વધી ગઇ. રંજ અને અસહ્ય ઉદાસીનતાથી તેઓ જમીન ઉપર ઢળી પડયાં.

આ જોઇ સંયમ અને ધીરજ સંબંધી આપે વિસ્તાર પૂર્વક વિવેચન કર્યું "બ્હેન ખુદાની મરજીથી સંતોષ માની ધીરજ રાખ. આ દુન્યામાં દરેક વ્યકિત માટે મૌત નિર્માણ થઇ છે. આકાશ વાસીઓ પણ હમેશાં જીવતાં નથી. અહિં દરેક વસ્તુનો અંત છે. મૌતના વિચારથી આટલો વિલાપ અને રંજ શા માટે? જુઓ રસૂલુલ્લાહ (સલ૦)ના જીવનમાં અમારા માટે ઘણા અનુકરણ પાત્ર સદગુણો છે. દરેક સંજોગોમાં ખુદાની રઝામંદી, સંતોષ અને ધીરજ એ તેમનું શિક્ષણ છે. આપણી ફરજ છે કે અમુલ્ય હિદાયતને આપણે સતત દ્રષ્ટિ સમક્ષ રાખીએ."

[અપૂર્ણ]

## કુદરત ખુદાની

હાય! મ્હારી ઝિન્દગાની જોઇ લો!
રંગદોળતી નવ જવાની જોઇ લો!
સાર દુન્યાનું છે એવું તો પ્રથમ;
દિલની દુન્યાને દીવાની જોઇ લો!
દિલના થૈને દિલથી પરદો છે કરે;
થાય છે આ ના થવાની જોઈ લો!
હું કરી રહ્યો છું એનો ઇન્તિઝાર;
દુર એ છે, બેઈમાની જોઈ લો!
શિર ઝૂકાવે છે અને સૌ કાએનાત;
એવી મ્હારી બન્દગાની જોઇ લો!
ના જુઓ મારી ગઝલને ભાઇઓ,
ચોટ એની ભાવનાની જોઇ લો!
દિન-બ-દિન પસ્તાતો જાએ છે 'કમર'
જોઇ લો કુદરત ખુદાની જોઇ લો!

"કમર" (કુત્યાન્વી)




મૌલાના : અહમદ અશરફ રાંદેરી

સવાલઃ—મસ્જિદ પાસે મકાન છે. ત્યાં ખાતા હોઇએ અને અધવચમાં અઝાન થાય, તો ખાવાનું બંધ કરીને અઝાન સાંભળવી ને તેના જવાબ આપવા કે કેમ? શરઈ હુકમ શો છે!

જવાબઃ—આવી હાલતમાં જવાબ આપવો જરૂરી નથી. ખાવામાં મશ્ગુલ રહે.

જવાબઃ—એક પિતાને છ સાત બચ્ચાં છે. તેમ તેની આર્થિક સ્થિતિ સાધારણ છે તેથી પિતા એમ ચાહે છે કે દરેક પુત્રને પરણાવ્યા પછી પોતાની નોકરીની આવકમાંથી પોતાનો ને તેની ઔરતનો ખરચ ચલાવે. છતા તેની નોકરી કમતી હોવાને કારણે સ્વભાવિક રીતે ઘટતી રકમ તેને પૂરી પાડે છે. આ અપાએલી ઘટતી રકમ પિતા પુત્રને ખાતે લખી શકે કે કેમ? અને ઉપાડની રકમ માબાપની હયાતીએ બીજા વારસો તેને આવતી વારસા વહેંચણીમાંથી રાખી શકે કે કેમ? તે બાબત શરઇ હુકમ શો છે?

જવાબઃ—ઉપલી પૂછેલી સ્થિતિમાં જો બાપાએ આપેલી ઘટતી રકમ જો લેનારના નામે ઉધારી હોય તો વારસા વહેચણી વખતે વારસદારોને કાપી શકે છે અને જો મદદ રૂપી બખ્શિશ તરીકે વખતો વખત રકમ આપવામાં આવી છે, તે લઇ શકાય નહિ. પરંતુ બાપાએ રકમ આપતી વેળાજ એ વિષેનો ખુલાસો પોતાની છોકરી સમક્ષ કરી દેવો જોઇએ કે પાછળથી તકરાર ફિસાદ થાય નહિ. કારણ કે કેટલાક માણસો ને પોતાનો હિસાબ કિતાબ રાખવાની ટેવ હોય છે અને તે માત્ર પોતાની જાણ્યુ માટેજ.

સવાલઃ— જમવાનો ટાઇમ થયો છે. ખાવું તૈયાર છે એક તરફ ઝોહરની નમાઝ કે ઇશાની જમાત પડાઇ રહેવા માટે દેહશત છે. તેવે મોકે શરઇ હુકમ શું છે?

જવાબઃ— જો ધણી ભૂખ લાગી હોય તો પ્રથમ ખાઇ લે ફરી શાંતિથી નમાઝ પડે. અને ખાધા વગર શાંતિ હોય તો જમાઅતમાં શામિલ થઇ જાય.

સવાલઃ—માં બાપે સમજાવ્યા છતાં કોઇ પુત્ર કે પુત્રી નમાઝ ન પડે અને ફિલ્મ સીનેમા, નાટક રમતમાં રહે તો તેને માટે શરઇ હુકમ શો છે? શું તેને માબાપ કાઢી મૂકી શકે છે?

જવાબઃ—એવી હાલતમાં માબાપ નાફરમાન ઓલાદને કાઢી મૂકી શકે છે.

સવાલઃ—પોતાની આવક ઓછી હોવાના સબબે કોઇ મરદ બેરાકી અને પોશાકી જમાઅતના રૂલથી ઓછું કદાચ આપે તો ઔરત રિસાઇને માવતરે બેસે ને માવતરો તે રિસામણા માટે બાઇને સાથ આપે તો તેવે મોકે શરઇ હુકમ શો છે?

જવાબઃ—ઔરતનો જરૂરી ખર્ચો જેમકે રહેવાનું મકાન, પહેરવાનાં કપડાં, ખાવાનું વગેરે ધણીને માથે છે. પરંતુ ધણી પોતાની હેસીયત મુજબ આપવામાં કમી કરે નહિ ઔરતને પણ જોઇએ કે પોતાના ધણીને તેની હેસીયત ને તાકતથી વધુ મજબૂર કરે નહિ જમાઅતમાં એવા રૂલ નક્કી કરવા જોઇએ કે જે આમજનતાને ભારે પડે નહિ. તેમજ કોઇ રૂલ શરીઅત વિરૂધ્ધ ન હોય. એવા રૂલ મુકર્રર કે જેથી લોકો કરજદાર થઇ જાય. ને તેમની માલ મિલ્કતો ગીરવી મૂકાઇ જાય. એવી

શરીઆત રજા આપતી નથી. અને મોટે ભાગે લોકો રસમો રિવાજની પાબંધીને લીધેજ બરબાદ થાય છે. ઈસ્લામે તો સહેલાઈ અને સાદગીનો સબક આપ્યો છે. ત્યારે અમો એવી નજીવી બાબતોને અમારે પોતાને હાથેજ ભારે અને મુશ્કેલ બનાવીએ છીએ.

**સવાલઃ**-એક મસ્જીદના પેશ ઇમામ સુરએ ફાતેહાની છેલ્લી આયત વલદ દુઆલ લીનના બદલે વલદ જુઆલ લીન પઢે છે તેમને કહયુ કે તમો વલદ જુઆલ લીન શા માટે પઢો છો તો તેમનું કહેવું છે કે હું તો બેજ અલફાઝ પઢીશ તો બન્ને અલફાઝમાંથી કયો અલફાઝ પઢવો જોઇએ અને કયો બહેતર છે.

**જવાબઃ**-પેશ ઇમામનું કહેવું સહી છે જુઆદ પઢવું બહેતર છે પણ અગર કોઇ જ્વાદ તેના સહી મખરજથી દાલના મુશાબેહ (દુઆદ) પઢશે તો પણ નમાઝ સહી થઇ જશે (ફતાવા ઇમદાદીયાહ.)

**સવાલઃ**-મર્હુમની ભેંસો તથા બળદ તથા ખેતીના પાકમાંથી ખેતીના પાકમાંથી વારિસ લઇ શકે કે નહીં તેમજ જણુશો આગલી ઔરતની છે તેમાં પણ વારિસ શરીક થઇ શકે કે કેમ?

**જવાબઃ**-મર્હુમ જે કંઇ માલ છોડયો છે ભેંસો, બળદ, ખેતીનો પાક વગેરે તેમજ આગલી ઔરતની જણુશો જે હાલ હયાત ઔરત પાસે છે અગર તેણીને માલીક ન બનાવી દીધી હોય તો તેમાં પણ બધા વારિસોનો હક લાગુ પડશે અગર તેણીને જણુશોની માલીક બનાવી દીધી હોય તો તે જણુશો વારસામાં ગણાશે નહીં.

**સવાલઃ**-અત્રેની જુમ્આ મસ્જિદમાં જુમ્આની નમાઝ માટે અમુક નમાઝીઓ પોતે આવવા અગાઉ પોતાના માટે મુસલ્લો પથરાવી જગા મુકરર કરે છે તો તેમ કરવું જાઇઝ છે?

**જવાબઃ**-બેશક જુમ્આની નમાઝ માટે જલદી મસ્જિદમાં આવવાની ઘણીજ ફઝીલત આવેલી છે. હદીસ શરીફમાં વર્ણન છે કે જે માણસ જુમ્આની નમાઝ માટે પહેલો મસ્જિદમા આવે છે તેને એક ઊંટની કુરબાનીના બરાબર સવાબ મળે છે જે બીજો આવશે તેને એક ગાયની કુરબાનીનો સવાબ મળશે અને જે ત્રીજો આવશે તેને એક બકરીની કુરબાનીનો સવાબ મળશે તેમજ પહેલી સફમાં નમાઝ પઢવાની ઘણી ફઝીલત છે પણ સવારના આવી પોતાની જગા રોકી ચાલ્યા જવાથી મજકુર ફઝીલતનો હકદાર થશે નહીં.

**સવાલ(૨)**-પાંચ વખતોની નમાઝોમાં જે સુન્નતો પઢાય છે તેમાં કઇ કઇ સુન્નતોની કઝા છે અને કેટલી સુન્નતે મુઅક્કદા છે?

**જવાબઃ**-પાંચ નમાઝમાં બાર રકાત સુન્નતે મુઅક્કદા છે તેને ન પઢનાર લઅનતને પાત્ર છે ફજરની ફરજ પહેલાં બે રકાત, ઝોહરની ફરજ પહેલાં ચાર રકાત અને ફરજ બાદ બે રકાત અને ઇશાની ફરજબાદ બે રકાત. તેમાંથી ફજરની સુન્નત ફજરની સાથે કઝા થાય અને ઝોહરનો વખત આવતાં પહેલાં ફરજની કઝા કરે તો તેની સાથે સુન્નતની કઝા પણ વાજિબ છે. ફજરની સુન્નત એકલી કઝા થાય તો સૂર્યોદય પછી તેની કઝા કરવી મુસ્તહબ છે, વાજિબ નથી. ઝોહરની સુન્નત ફરજ પહેલાં જમાઅત ઉભી થવાથી છુટી જાય તો ફરજ બાદ તેની કઝા કરે. બાકી સુન્નતોની કઝા નથી.

# સ્ત્રીની પરાધિનતા શાને આભારી છે?

## તે દૂર કરવાના ઉપાયો.

મૂળ લેખિકાઃ– ગૈસુન્નિસા ફારૂકી
ભાષાન્તરકારઃ– અહમદ મુહમ્મદ પટેલ
અને
નૂર મુહમ્મદ હાફીઝ શેખ

ઘણા પુરાતન સમયમાં એટલે કે લગભગ ઐતિહાસિક યુગ પહેલાં સ્ત્રી ઘર અને કુટુમ્બની રણીધણી તરીકે ઓળખાતી હતી અને પુરૂષો તેમને આધિન હતા. ત્યાર પછી એવોય યુગ આવ્યો, કે અને સ્ત્રી પુરૂષને આધિન બની ગઈ. એમ કેમ થયું? એનું મૂળ કારણ શું હતું? ઈતિહાસકારો અને આતરરાષ્ટ્રિય પ્રવાહોના નિષ્ણાતોનુ માનવું છે કે વ્યવસ્થામાં પરિવર્તન આવ્યું, જેને કારણે પુરૂષોએ કમાવવાનું સ્વીકાર્યું અને સ્ત્રીઓ ઘરમા રહેવા લાગી. અસમાનતાનો પાયો અહિંથીજ નંખાયો.

Social Wealth સામાજિક દોલત પૈદા કરવામા સ્ત્રીએ જ્યાં લગી ભાગ ભજવ્યો ત્યાં લગી તેને પુરૂષો જેટલાજ અધિકારો હતા

એમાંથી ધીરે ધીરે સ્ત્રીઓને દૂર કરવામાં આવી ને સ્ત્રીઓએ કામ કરવાનું મૂકી દીધુ. એનો અર્થ એમ તો નથીજ કે સ્ત્રીઓએ ઘરમાંય કામ કરવાનુ મૂકી દીધું. એમ કહો, કે ઘરમાં એને વધુ કામ કરવું પડતું હતુ. પણ આ કામનો સામાજિકના ઉત્પાદન દૌલતમાં થનો ન હતો. એ પરિવર્તન થયા પહેલાં સ્ત્રી પુરૂષો એકબીજાના સહકારના સમન્વયથીજ સામાજિક દૌલત પૈદા કરતા હતા. જો સ્ત્રીઓ કામ કરવાનું માંડી વાળે, તો પુરૂષો એકલા હાથે કશું પણ કરી શકતા ન હતા.

કામે થંભી 'અને વણસી જતુ'. પણ આ પરિવર્તન પછી પુરૂષોને સ્ત્રીઓના સહકારની કંઇ આવશ્યકતાજ ન રહી. આ મહાન ક્રાન્તિ ભર્યા પરિવર્તનને કારણે સ્ત્રીનું સામાજિક સ્થાન નષ્ટ થયું ને તેને પુરૂષને આધિન થવું પડયુ ટૂંકમાં એટલુંજ કે આર્થિક દ્રષ્ટિએ સ્ત્રીને પુરૂષનો આશ્રય લેવો પડયો.

માનવ સમાજમાં સર્વથી પ્રથમ ઐતિહાસિક પીડિત અને મજબૂર જો કોઈ હોય તો તે માત્ર સ્ત્રીજ છે. પુરૂષે ધીરે ધીરે સ્ત્રીને ભોગવિલાસ અને આનદ પ્રમોદનુ સાધન બનાવ્યું.

આર્થિક ગુલામી એજ તમામ ગુલામીઓની જડ છે સ્ત્રી જ્યાં લગી પોતાની આર્થિક ગુલામી દૂર ન કરે ત્યાં લગી તે સાચા અર્થોમાં સ્વતંત્ર થઈજ શકતી નથી. એ ત્યારેજ બની શકે છે કે જ્યારે સ્ત્રી પણ સામાજિક દૌલત પૈદા કરવામાં પુરૂષો જેટલોજ ભાગ ભજવે.

સ્ત્રી ઘરમાં ગમે એટલો પરિશ્રમ કરે તોય તેનું મૂલ્યાંકન કરાુંજ નથી.

સામાજિક દૌલત ઘરમા પૈદા થતી નથી. એ તો કારખાનાઓ, મિલો, વિશાળ પાયા પર થતી ખેતી, સ્કૂલો, કોલેજો અને સરકારી

## એમ. એમ. પી. રાંદેર.

હાઈસ્કૂલનું મેટ્રિકનું રિઝલ્ટ.

ક્લાસમાં વિદ્યાર્થીઓ. મુસ્લિમ ૨૩ + હિન્દુ ૧૭= ૪૦ બધાઓને ફોર્મ અપાયા હતાં.

પસાર થયલા વિદ્યાર્થીઓ. મુસ્લિમ ૧૦ + હિન્દુ ૬ = ૧૬. પરિણામ ૪૦ ટકા.

**સુરત સેન્ટરનું પરિણામ ૩૯. ૨ ટકા**

હોસ્ટેલ સંખ્યા. જુન ૧૯૪૬થી શરૂ થતા વર્ષમાં.

| | |
|---|---|
| પૂરી ફી ભરનારા | ૪ |
| મધ્યમ ફી ભરનારા | ૪૫ |

ઓફિસોમાંજ પેદા થાય છે.

સામાજિક દોલત પેદા કરવાના દરેકે દરેક ક્ષેત્રોના દ્વારો સ્ત્રીઓ માટે ઉઘાડાં રાખવામા ન આવે ત્યાં લગી સાચા અર્થોની સ્વાધિનતા પ્રાપ્ત કરી શકતી નથી. મિલો કારખાનાઓ અને સરકારી ઓફિસોમાં આજે સ્ત્રીઓ દેખાય છે, એ વાત ખરી, પણ હજુય એમાં બે ખામીઓ છે. હજી સુધી તેમના માટે સમાજ અને રાજકારણના ઘણાં ક્ષેત્રો તો ખૂલ્યાંજ નથી જે થોડા ઘણા ક્ષેત્રો તેમના માટે ઉઘાડા રાખવામાં આવ્યા છે એથી હજી લગી આર્થિક દ્રષ્ટિએ સ્ત્રી સંપૂર્ણ પણે સ્વાધિન શકતાજ નથી.

આજેય ઘણા ખરા દેશોમાં સ્ત્રીઓ જજ, મેજિસ્ટ્રેટ, પોલિસ ઓફિસર અથવા કમાન્ડર તરતજ બની શકતી.

સ્ત્રીઓને લેહીના વેપારથી પાછી વાળવાનો એક માત્ર ઉપાય એજ છે, કે તેમને સમાજના પ્રત્યેક આબરૂદાર ધંધાના દ્વારો ઉઘાડો દેવાં જોઇએ શિક્ષણ, સંસ્કાર અને પ્રગતિ માટે સ્ત્રીઓને પુરૂષો જેટલીજ તકો આપવી ઘટે એમ કરવામાં આવશે તોજ સ્ત્રીઓ સાચા અર્થોમાં સ્વાશ્રય બની શકશે.



| | |
|---|---|
| ઝકાત [ માફી ] | ૧૨ |
| ,, [ અરધી માફી ] | ૪ |
| ફોરેઇન ક્લાસ | ૬ |
| પૂરી ફી ભરનાર | ૫ |
| મધ્યમ ફી ભરનાર | ૧ |
| | ૭૧ |

**હોસ્ટેલમાં જાતવારી સંખ્યા.**

| | |
|---|---|
| સુન્ની વહોરા | ૩૭ |
| સૈયદ | ૨ |
| મલેક | ૧૨ |
| પઠાણ | ૫ |
| શેખ | ૫ |
| બીજી કોમ [ મુસ્લિમો ] | ૧૧ |
| | ૭૧ |

**હોસ્ટેલમાં [જુન ૧૯૪૭]ની સંખ્યા.**

| | |
|---|---|
| ગયા વર્ષના વિદ્યાર્થીઓ | ૫૦ |
| નવા દાખલ | ૩૫ |
| ફોરેઇન ક્લાસ | ૩ |
| | ૮૮ |

મધ્યમ ફી ભરનારની ખોટ લિલ્લાહ મળતા મદદમાંથી ઉમેરાય છે. મકાનોમાં વધુ સગવડ ન હોવાથી ૨૦ અરજીઓ નામંજૂર થઈ હતી.

ગત વર્ષમાં ૪૧ વિદ્યાર્થીઓ ઝકાત ફંડમાંથી પોષાયા હતા. આ વર્ષે તેમને નિભાવવાના હોવાથી ઝકાત–માફી માટે આવેલી ૫૦ અરજીઓ નામંજૂર કરવી પડી છે. કોમના ધનિકો ઇલ્મ માટે તરસતા વિદ્યાર્થીઓ માટે ઘણું કરી શકે છે. રમઝાન માસ કરીબ છે, આશા છે કે તેઓ કંઈ કરીનેજ રહેશે.

સ્ત્રીઓ માટેઃ—

# સ્ત્રીની પરાધિનતા શાને આભારી છે?

## તે દૂર કરવાના ઉપાયો.

મૂળ લેખિકાઃ– ગૌસુન્નિસા શારૂકી
ભાષાન્તરકાર'– અહમદ મુહમ્મદ પટેલ
અને
નૂર મુહમ્મદ દાઊદ શેખ

ઘણા પુરાતન સમયમાં એટલે કે લગભગ ઐતિહાસિક યુગ પહેલાં સ્ત્રી ઘર અને કુટુમ્બની રણીધણી તરીકે ઓળખાતી હતી અને પુરૂષો તેમને આધિન હતા. ત્યાર પછી એવોય યુગ આવ્યો, કે અતે સ્ત્રી પુરૂષને આધિન બની ગઈ. એમ કેમ થયું? એનું મૂળ કારણ શું હતું? ઇતિહાસકારો અને આંતરરાષ્ટ્રિય પ્રવાહોના નિષ્ણાતોનુ માનવું છે કે વ્યવસ્થામાં પરિવર્તન આવ્યુ, જેને કારણે પુરૂષોએ કમાવવાનું સ્વીકાર્યું અને સ્ત્રીઓ ઘરમાં રહેવા લાગી. અસમાનતાનો પાયો અહિંથીજ નંખાયો.

Social Wealth સામાજિક દૌલત પૈદા કરવામાં સ્ત્રીએ જ્યાં લગી ભાગ ભજવ્યો ત્યાં લગી તેને પુરૂષો જેટલાજ અધિકારો હતા

એમાંથી ધીરે ધીરે સ્ત્રીઓને દૂર કરવામાં આવી ને સ્ત્રીઓએ કામ કરવાનું મૂકી દીધુ. એનો અર્થ એમ તો નથીજ કે સ્ત્રીઓએ ઘરમાંય કામ કરવાનુ મૂકી દીધું. એમ કહો, કે ઘરમાં એને વધુ કામ કરવું પડતું હતુ. પણ આ કામનો સામાજિકના ઉત્પાદન દૌલતમાં થતો ન હતો. એ પરિવર્તન થયા પહેલાં સ્ત્રી પુરૂષો એકબીજાના સહકારના સમન્વયથીજ સામાજિક દૌલત પૈદા કરતા હતા. જો સ્ત્રીઓ કામ કરવાનું માંડી વાળે, તો પુરૂષો એકલા હાથે કશું પણ કરી શકતા ન હતા.

કામં થતી અને નસુસી જતું પણ આ પરિવર્તન પછી પુરૂષોને સ્ત્રીઓના સહકારની કંઇ આવશ્યકતાજ ન રહી. આ મહાન ક્રાન્તિ ભર્યા પરિવર્તનને કારણે સ્ત્રીનું સામાજિક સ્થાન નષ્ટ થયું ને તેને પુરૂષને આધિન થવું પડયુ ટૂંકમાં એટલુંજ કે આર્થિક દ્રષ્ટિએ સ્ત્રીને પુરૂષનો આશ્રય લેવો પડ્યો.

માનવ સમાજમાં સર્વેથી પ્રથમ ઐતિહાસિક પીડિત અને મઝલૂમ જો કોઈ હોય તો તે માત્ર સ્ત્રીજ છે. પુરૂષે ધીરે ધીરે સ્ત્રીને ભોગવિલાસ અને આનદ પ્રમોદનું સાધન બનાવ્યું.

આર્થિક ગુલામી એજ તમામ ગુલામીઓની જડ છે સ્ત્રી જ્યાં લગી પોતાની આર્થિક ગુલામી દુર ન કરે ત્યાં લગી તે સાચા અર્થોમાં સ્વતત્ર થઇજ શકતી નથી. એ ત્યારેજ બની શકે છે કે જ્યારે સ્ત્રી પણ સામાજિક દૌલત પૈદા કરવામાં પુરૂષો જેટલોજ ભાગ ભજવે.

સ્ત્રી ઘરમાં ગમે એટલો પરિશ્રમ કરે તોય તેનું મૂલ્યાંકન કશુંજ નથી.

સામાજિક દૌલત ઘરમાં પૈદા થતી નથી. એ તો કારખાનાઓ, મિલો, વિશાળ પાયા પર થતી ખેતી, સ્કૂલો, કોલેજો અને સરકારી

## એસ. એમ. પી. રાંદેર.

**હાઈસ્કૂલનું મેટ્રિકનું રિઝલ્ટ.**

ક્લાસમાં વિદ્યાર્થીઓ. મુસ્લિમ ૨૩ + હિન્દુ ૧૭= ૪૦ બધાઓને ફોર્મ અપાયા હતાં.

પસાર થયલા વિદ્યાર્થીઓ. મુસ્લિમ ૧૦ + હિન્દુ ૬ = ૧૬. પરિણામ ૪૦ ટકા.

સુરત સેન્ટરનું પરિણામ ૩૯. ૨ ટકા

**હોસ્ટેલ સંખ્યા.** જુન ૧૯૪૬થી શરૂ થતા વર્ષમાં.

| | |
|---|---|
| પૂરી ફી ભરનારા | ૪ |
| મધ્યમ ફી ભરનારા | ૪૫ |
| ઝકાત [ માફી ] | ૧૨ |
| ,, [ અરધી માફી ] | ૪ |
| ફોરેઇન ક્લાસ | ૬ |
| પૂરી ફી ભરનાર | ૫ |
| મધ્યમ ફી ભરનાર | ૧ |
| | ૭૧ |

**હોસ્ટેલમાં જાતવારી સંખ્યા.**

| | |
|---|---|
| સુન્ની વહોરા | ૩૭ |
| સૈયદ | ૨ |
| મલેક | ૧૨ |
| પઠાણ | ૫ |
| શેખ | ૪ |
| બીજી કોમ [ મુસ્લિમો ] | ૧૧ |
| | ૭૧ |

**હોસ્ટેલમાં [જુન ૧૯૪૭]ની સંખ્યા.**

| | |
|---|---|
| ગયા વર્ષના વિદ્યાર્થીઓ | ૫૦ |
| નવા દાખલ | ૩૫ |
| ફોરેઇન ક્લાસ | ૩ |
| | ૮૮ |

મધ્યમ ફી ભરનારની ખોટ લિલ્લાહ મળતી મદદમાંથી ઉમેરાય છે. મકાનોમાં વધુ સગવડ ન હોવાથી ૨૦ અરજીઓ નામંજૂર થઈ હતી.

ગત વર્ષમાં ૪૧ વિદ્યાર્થીઓ ઝકાત ફંડમાંથી પોષાયા હતા. આ વર્ષે તેમને નિભાવવાના હોવાથી ઝકાત-માફી માટે આવેલી ૫૦ અરજીઓ નામંજૂર કરવી પડી છે. કોમના ધનિકો ઇલ્મ માટે તરસતા વિદ્યાર્થીઓ માટે ઘણું કરી શકે છે. રમઝાન માસ કરીબ છે, આશા છે કે તેઓ કંઇ કરીનેજ રહેશે.

ઓફિસોમાંજ પૈદા થાય છે.

સામાજિક દૌલત પૈદા કરવાના દરેકે દરેક ક્ષેત્રોના દ્વારો સ્ત્રીઓ માટે ઉઘાડાં રાખવામાં ન આવે ત્યાં લગી સાચા અર્થોની સ્વાધિનતા પ્રાપ્ત કરી શકતી નથી. મિલો કારખાનાઓ અને સરકારી ઓફિસોમાં આજે સ્ત્રીઓ દેખાય છે, એ વાત ખરી, પણ હજીય એમાં બે ખામીઓ છે. હજી નગર તેમના માટે સમાજ અને રાજકારણના સઘળાં ક્ષેત્રો તો ખૂલ્યાંજ નથી જે થોડા ઘણા ક્ષેત્રો તેમના માટે ઉઘાડા રાખવામાં આવ્યા છે એથી હજી લગી આર્થિક દ્રષ્ટિએ સ્ત્રી સંપૂર્ણ પણે સ્વાધિન શકતાજ નથી.

આજેય ઘણા ખરા દેશોમાં સ્ત્રીઓ જજ, મેજિસ્ટ્રેટ, પોલિસ ઓફિસર અથવા કમાન્ડર તરતજ બની શકતી.

સ્ત્રીઓને સેહીના વેપારથી પાછી વાળવાનો એક માત્ર ઉપાય એજ છે, કે તેમને સમાજના પ્રત્યેક આબરૂદાર ધંધાના દ્વારો ઉઘાડા દેવાં જોઇએ શિક્ષણ, સંસ્કાર અને પ્રગતિ માટે સ્ત્રીઓને પુરૂષો જેટલીજ તકો આપવી ઘટે એમ કરવામાં આવશે તોજ સ્ત્રીઓ સાચા અર્થોમાં સ્વાશ્રય બની શકશે.

## દુન્યા શું છે?

અનુ:-"વફા" પીરાજવી.

અલ્લાહે પૂછયું:-"દુન્યા શું છે?

જવાબ મળ્યો.

ફરિશ્તાઓ:-તારી કુદરતનો અજબ નમૂનો છે.

શૈતાન:-કજીયા, કંકાસ, અહંકાર, ઈર્ષા અને અદેખાઈનું ઘર.

સૈયાહ:-મુસાફરખાનું.

વકતા:-બીજી દુન્યાની ખેતી.

રાજદ્વારી:-દુન્યા એટલે સામગ્રી.

શરાબી:-બેહિશ્તનો પૈસો.

ગરીબ:-યાતનાઓનું મથક.

અમીર:-દુન્યા પણ એક સ્વર્ગજ છે ને.

કવિ:-એક દર્દ ભરી કથા કે જેના સર્જન પ્રલયથી આપણે અંજાણ છીએ.

ફિલસુફ:-એક કોયડો કે જેનો ખ્યાલ ભગજમાં લાવવું.

બીમાર:-શિક્ષાનું સ્થાન.

જુલમી:-કોશિષો કરવાનું સ્થાન.

શિક્ષક:-ખુદાઈ નિશાળ.

વકીલ:-પરસ્પરની ખેચતાણ.

આસક:-ઉલ્ફતનું બીજું નામ દુન્યા.

પછી

અલ્લાહે...કહ્યું.

"વમલ હયાતુદ દુન્યા ઇલ્લલ લઇલુવ વ લહુ"

દુન્યા એક ખેલ તમાશો છે.

## કલદારથી બનતું નથી.

જીવવાનું પણ સુખે જીવનારથી બનતું નથી;
હકનું રક્ષણ આજ ખુદ હકદારથી બનતું નથી.
માનવી! કાં માનવી-સંહારમાં આનંદ લે;
તારૂં દિલ લજ્જિત હજી સંહારથી બનતું નથી?
કોઈના હક ઝુંટવા ઇચ્છા ન કર તું દિલ મહી;
જે નથી તકદીરમાં કલદારથી બનતું નથી.
આ જીવનને જંગ માની વીરતાથી ખેલ તું;
જીત મેળવવાનું કૈં ડરનારથી બનતું નથી.
હો તમન્ના દોસ્તીની તો તેગની ધમકી ન દો;
દોસ્તીનું કાર્ય કંઇ તલવારથી બનતું નથી.
નાવ કરવી પાર હો તો ખુદ બની જા નાખુદા;
કૈં સહારે અન્યના તરનારથી બનતું નથી.
કાં કહો હર વાતમાં, હર કામમાં લાચાર છું;
કામ કૈં જીવનમહીં લાચારથી બનતું નથી.
સૌની સાથે પ્યારથી "મુકબિલ" રહેજે વિશ્વમાં;
જે બને છે પ્યારથી તે પ્યારથી બનતું નથી;

"મુકબિલ" કુરેશી.

---

દારૂલ ઉલુમ મદ્રેસા
અશરફિયા અરબીયા રાંદેર.

## વાર્ષિક ઈનામી જલ્સો

રવિવાર { ૯મી શાબાન ૧૩૬૬ હિજરી
તારીખ:- { ૨૯મી જુન ૧૯૪૭ ઇસવી

સમય:- સવારના ક૦ ૮-૦ (મુ. ટા.)

વકતાઓ:- { (૧) લખનોવાલા રઈસુલ વાઇઝીન હ૦ મૌ૦ અબ્દુરશકૂર સાહેબ.
(૨) મુબલ્લિગે ઇસ્લામ હ૦ મૌ૦ અબ્દુસ્સલામ સાહેબ.

સર્વે ઇલ્મ-દોસ્તોને સમયસર પધારવા વિનંતી છે.

અહમદ અશરફ
મુહતમિમ મદ્રેસા

---

## એક અધુરી કહાણી

# મૌત

અનુ:-એ. "મંજબુર" (વંચલવી)

ગ્લાસમાં ઝેર રેડીને મેં તેને મારી સામેના મેજ ઉપર મૂકી દીધુ.—મકાનમાં ચારે તરફ સન્નાટો છવાઇ ગયો-બહાર ઝીણો ઝીણો વરસાદ વરસી રહ્યો હતો-મે એક નોવેલ ઉપાડી પરેલું પાનું ફેરવ્યું. પરંતુ મારી નજર સ્થિર થઇ ગઈ-દિમાગમાં ભયંકર વિચારો આવવા લાગ્યા. એકાએક ઘરમાં એક સુરીલો આવાજ ગુંજી ઊઠયો-"મૌત" હુ બબડયો. "તમે બુઝદિલ છો?" ફરી એક અવાજ આવ્યો. મે એવો અવાજ આજ દીન સુધી કદી સાંભળ્યો ન? હતો. કદાચ મને મારૂં દિલ ઠગી રહ્યુ હતું એવું મને ભાસ્યુ. પરંતુ ફરી અવાજ આવ્યો "તમે મૌતનું નામ જરૂર સાંભળ્યું છે-પરતુ એની શીકલ જોઇ નથી એટલે ડરો છો ના"

મેં ચોતરફ આંખો ફાડીને જોયું પરતુ મને કોઇ ન જણાયું. "આ બધો બકવાટ છે? -કોણ છે તું?! સામે શા માટે નથી આવતી???" મારૂં આખું શરીર કંપવા લાગ્યું મેં ધીરેથી ગ્લાસ તરફ હાથ લંબાવ્યો -ગ્લાસને ઉંચકવા માટે -અને ચોંકી ઊઠયો -ગ્લાસમાં એક સુદર લલના આકર્ષક હાસ્ય કરી રહી હતી. "કેમ? ડરી ગયા?...હું તમારી સામે છું-જે કાઇ કહેવું છે કહો?"

"તું કોણ છે?" કંપતા કંપતા મેં પૂછ્યું

હુ? ..હા...હા...હા.. હું તમારી સંગીની છું...તમારી દિલરૂબા...ભૂલી ગયા એટલી વારમાં?" તેણે ધૂરકીને જવાબ આપ્યો. એના દિવ્ય હોઠો ઉપર સુંદર હાસ્ય છવાઇ ગયું-શાયદ હુ એને ચૂમી શકતો!! મેં જોયુ-એના મોટી મોટી આંખોમાં એક પછી એક વીજળીઓ વહી રહી હતી.-વળ ખાધેલી તેની સોનેરી ઝુલ્ફો તેની પેશાની ઉપર લટકી રહી હતી. જાણે સમસ્ત જગતની નાગણીઓ મને ડંખવા માટ તેણીના માથા ઉપર આવી ગઇ ન હોય!

"મારી તરફ શું તાકી રહ્યા છો?" તેણીએ પૂછ્યું "એજ કે તું બહુજ સુંદર છે!!!" "તો શું હું પસંદ આવી ગઇ?," તેણી બોલી. "ફકત પસદ નહિ-કિંતુ દિલમાં પણ સમાઇ ગઇ છે!!!" 'શુક્રિયા!"...હસી—તેણીના હાસ્યે મારા દિલનું સર્વસ્વ છીનવી લીધું-હું ધીરે ધીરે તેની તરફ વધ્યો...તેણીને મારા સીના સાથે ભેટવા માટે-"આટલી જલદી નહિ! તેણી બોલી-હજુ તો ઇશ્કની શરૂઆત છે...જરા ધીરજથી કામ લો."-"તો પછી તું કયારે મળીશ?" મેં તેણીને રોકીને પૂછ્યું.-

"યાદ કરવાની સાથે જલદી આવી જઇશ."

"જો ભૂલતી નહિ" તેણી કયાંક જઈ રહી હતી.-હું તેણીના નાજુક હોઠોને તાકી રહ્યો હતો... દીવાનાની માફક...

"તારૂં શુભ નામ?" મેં પૂછ્યું.-તેણીએ હસીને કહ્યું "નામ પૂછીને શુ કરશો? પસ્તાવો થશે!" "જીવતો રહેવા માટે પૂછી રહ્યો છુ!" "ઠીક"-તેણી હસી "લ્યો સાંભળો" -એકાએક ગ્લાસમા સણસણાટ થયો અને ઝેર છલકીને બહાર નીકળી ગયું-તેણી ગેબ થઇ ગઇ-એની જગ્યાએ મને ફરી મૌત યાદ આવ્યું.-"મૌત" હું બબડયો-

"હા મૌત-હુ મૌત છું-તે બદકિસ્મત-જેને દુન્યાવાળાઓ હિકારતની નજરે આજ દીન સુધી જોતા આવ્યા છે-લ્યો હું તમારી સામે છું-તમે પણ સારી રીતે જોઇ લ્યો-અરે દિલમાં આવે તેમ કરી નાંખો" એકાએક અવાજ બંધ થયો. "મૌત! અગર તું ખરેખર આટલી સુંદર છે-તો હું તારી સાથે હમણાંજ આવવાને તૈયાર છું...દુન્યાની કિંમતીમા કિમતી વસ્તુ તારી ઉપર કુરબાન'કરી શકું છું...મારે તારાથી ઘણી વાતો કરવાની છે-આવ! જલદી ફરી આવ!...આવ... ફકત એકજ વખત તારા સુંદર મુખના દર્શન દેવા માટે-દિલરૂબા બનીને-નહિ તો અન્ય બનીને આવી જા!!! હું ચીલ્લાતોજ રહ્યો.

આ બનાવને ગુજરતા પુરા ત્રીસ વરસ થઇ ગયા છે. હું બુઢ્ઢો થઇ ગયો છું-માથા તથા દાઢીના સર્વે વાળ સફેદ થઇ ગયા છે. તે હસીનાની ઇંતિજાર કરતાં કરતાં આંખો થાકી ગઇ છે. પણ તે પોતાના વાયદા મુજબ ફરી આવી નથી. કદાચ એ મને ભૂલી ગઈ છે."

# સુરતી સુન્ની વહોરાઓ અંધકારમાંથી ક્યારે બહાર આવશે?

લખનાર "ખાદિમે કૌમ"

સુરતી સુન્ની વહોરાઓને નામે ઓળખાતી એક નાની કૌમ જેની વસ્તી લગભગ ૩૫-૪૦ હજારની છે અને નર્મદા નદીના દક્ષિણ કિનારાથી સુરત જીલ્લાની અંતિમ દક્ષિણ હદ (જેમાં રાજપીપળા-વડોદરા-સચીન સ્ટેટોનો સમાવેશ થાય છે)માં વસે છે એ કૌમ અરબ સાહસીક વેપારીઓનાં નસલમાંથી છે એમ ઇતિહાસ પરથી સાબિત થાય છે. સાહસ અને વહેપારી કુનેહ વંશવારસામાં મળેલાં હોઈ કૌમનાં એક નાનાં જથ્થાએ વેપાર અર્થે હીન્દુસ્તાન અને પરદેશના ખૂણે ખૂણા-આફ્રિકા-માડાગાસકર-મોરીસાયસ-બર્મા-જાવા-મલાયા વિ. વિ. દેશોમાં પ્રસરી જઇ પ્રમાણીકતા અને વેપારી નીતિથી સુરતી સુન્ની વહોરા કૌમની પ્રતિષ્ઠા અને શાખ જમાવી છે. ખુદાપાકનાં ફઝલોકરમથી પરદેશમાં વસતા ગૃહસ્થોની માલી હાલત પણ સારી છે પરંતુ એવા ગૃહસ્થો કૌમનો ફક્ત બે આની ભાગ છે. જ્યારે ૧૪ આની ભાગ સુરત અને તેની આસપાસના ૧૩૦-૧૪૦ ગામોમાં સ્થાયી રહી ખેતી ઉપર નિર્વાહ કરી રહયો છે એમની માલી હાલત કાબીલે રહમ છે. કૌમમાં કંગાલિયત અને મુફલિસીની કોઇ હદ નથી- જો કૌમને ઉગારવાના ઉપાયો સમયસર લેવામાં નહિ આવે તો કૌમની હાલત દિનપ્રતિદિન બદતર થતી જશે અને ખુદા ન કરે કંગાલિયત અને મુફલિસી એક દિન એની હસ્તી જોખમમાં મૂકશે.

કૌમની હાલત બદલવા માટે કાં તો તેને વેપારના માર્ગે કુચ આદરવી જોઇએ કાં તો તાલીમ હાંસિલ કરી પ્રગતી સાધવી જોઇએ. વેપારમાં તેમના માટે પરદેશનાં બારાઓ પર-મીટાએ બધ કરી દીધા છે. ફક્ત એકજ ઉપાય કૌમને પડતી દશામાંથી ઉગારવાનો બાકી છે, ને તે છે તાલીમ જેના વગર દેખતી આંખે અંધારૂં છે કૌમની આજની તાલીમી હાલતને બારીકાઇથી તપાસીશું તો બેબસ થઇને અફસોસ સદ અફસોસની આહો કૌમનાં ગમે તેવા સખ્ત દિલનાં ઇન્સાનનાં હૃદયમાંથી નીકળ્યા સિવાય રહેશે નહિ.

## દીની તાલીમ

કૌમની દીની તાલીમ નહિ જેવી છે અમુક અપવાદો સિવાય આપણાં મદ્રેસાઓ જે લગભગ ગામે ગામ છે અને જેની પાછળ દર વર્ષે લખલૂટ ખર્ચ થઇ રહયો છે તેનો જોઇએ તેવો ફાયદો નથી તેમની પઢાઇ અને પરીક્ષા એકજ ધોરણ સર નથી. આખી કૌમમાંથી આજે લગભગ ૮૦ મૌલવીઓ મળી શકે. મદ્રેસા પાછળ જે શાહી ખર્ચાઓ થઇ રહયા છે તેનો નતીજો આ છે. મદ્રેસાના નિઝામ વ્યવસ્થિત પણે બાકાયદા અને એકજ ધોરણે લાવવાથી અગત્યતા જેમ જલ્દી અમલમાં આવે તેમ કૌમને ફાયદો થઇ શકે.

## દુન્યવી તાલીમ.

દુન્યવી કેળવણીના સોદામાં તો વહોરા કૌમનું કોઇ સ્થાનજ નથી. ૩૫-૪૦ હજારની વસ્તીમાંથી લગભગ ૭૫ ગ્રેજયુએટો, ૧૫૦ મેટ્રીકયુલેટની સંખ્યા એ કૌમ માટે શરમજનક છે. આવી અફસોસજનક હાલતનું કારણ કૌમની આર્થિક કંગાલીયત અને મુફલિસી છે આજની પશ્ચિમી તાલીમ બેહદ ખર્ચાળ અને મોંઘી છે તેમાં જેઓ માલી હાલતથી કેળવણીના ખર્ચને

પુગી શકે તેવાઓના નબીરાઓને તાલીમનો શોખ નથી યા કહો કે ઇચ્છા નથી. સાધારણ અભ્યાસ કર્યા પછી પોતાના બાપીકા ધંધામાં ઝંપલાવી મુકે છે જ્યારે કૌમના મોટા વર્ગના વિદ્યાર્થીઓ જેઓ આશાસ્પદ હોય, હુશ્યાર હોય, અભ્યાસમાં ખંત કાળજી રાખતા હોય, અને પુરેપુરી ધગસ ધરાવતા હોય છતાં પોતાની માલી હાલત આજની મોંઘી અને ખર્ચાળુ તાલીમને પહોંચી ન શકવાથી તેમને સહાયતાનું કોઇ સાધન ન મળવાથી કમને અને લાચારીએ અભ્યાસ અધવચ્ચે પડતો મૂકવાની ફરજ પડે છે અને કૌમના એ ચમકતા સિતારાઓને અંધકારમાં પોતાનું જીવન વ્યતીત કરવાની ફરજ પડે છે અને પડશે. કૌમ હજી પણ પોતાના ગફલતીના નતીજા ઉપર અફસોસ અને પસ્તાવો કરી બેદાર બને અને પોતાની આવતી કાલને ઉજવળ બનાવવા કમર કસે.

આ દુખદ બીના આજ વર્ષોથી કૌમનું હીત જેમનાં હૈયે હોય તેવી આગેવાન વ્યકિતાઓ જેઓ અભણુતાના કારણે કૌમની પડતી દશા નીહાળી રહયા છે તેમને મુંઝવી રહી છે. અનેકવાર ચોરાંગે કઇક વિચારણાં અને મશ્વિરા થયા હશે છુટા છવાયા પ્રયસો પણ એનાં ઉકેલના થયા હશે પરંતુ જ્યાં સુધી આ કાર્ય આખી કૌમ સમૂહગત રીતે ઉપાડે નહિ અને વ્યવસ્થિત પદ્ધતિસર કાર્યક્રમ તૈયાર કરે નહિ ત્યાં સુધી શુભ પરિણામ આવવું શકય નથીજ

## સંસ્થાની જરૂરત.

કૌમની આર્થિક અને તાલીમી હાલત જોયા પછી ભાગ્યેજ એ કહેવાની જરૂરત રહે કે કૌમને પ્રગતીના માર્ગે આગળ લઇ જવાના ઉચ્ચ ખ્યાલાતો અને નેકમકસદને પૂર્ણ કરવા વ્યકિત ગત પ્રયાસો કદી સફળ થઇ શકશે નહિ પરંતુ જો સમૂહગત રીતે કાર્ય ઉપાડવામાં આવે તોજ ધાર્યું પરિણામ લાવી શકાય આ માટે અમુક વ્યકિતઓની નહિ, આખી કૌમની તાલીમી સસ્થા હોવી જરૂરી છે. તા૦ ૨-૩-૪૭ ના રોજ કોસંબા મુકામે મજમઉલ અહબાબના આશરા હેઠળ અલિધીસરની એક સભા કૌમના વિશ્વાસુ અને મોભાદાર ગૃહસ્થોના વિચારોની આપલે કરવા મળી હતી અને જેમાં ખુલ્લા મને અને ખાલિસ દિલે ચર્ચાઓ અને મશ્વિરા થયા અંતે "ધીસુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટી" નામની સંસ્થા સ્થાપવાનો નિર્ણય એક મતે કરવામાં આવ્યો કૌમના પરિવર્તનનાં શુભ ચિન્હ રૂપ છે કૌમના અદના આલા-ગરીબ તવંગર ભણેલા અભણ દરેકે દરેક આ સંસ્થાને વધાવી લઇ સાથ અને સહકાર અર્પણ કરવો જોઇએ.

## સંસ્થાના ઉદ્દેશ તથા હેતુઓ.

કૌમની આર્થિક સામાજીક ઔદ્યોગિક અને રાજકિય ઉન્નતી અને પ્રગતીનું મુખ્ય સાધન કેળવણી છે. બીજી કૌમના મુકાબલામાં દરેક ક્ષેત્રમાં કૌમનું પછાત પણું કેળવણીનાં અભાવે છે. એ સત્ય બીના કોઇથી નકારી શકાય તેમ નથી! સસ્થાનો મૂળ ઉદ્દેશ કેળવણી દ્વારા કૌમની સેવા કરવાનો છે અને તે અંગે.

(૧) ચોપ્ય સ્થળોએ કોલેજો, હાઇસ્કૂલો, આ ધ્યામિક, પ્રાથમીક, કિન્ડર ગાર્ટન શાળાઓ, મદ્દેસાઓ, બોર્ડિંગ હાઉસો માથે લેવા જોડાણ કરવા, નિભાવવા, દેખરેખ તળે લાવવા અથવા મદદ કરવા.

(૨) વેપારી, ઔદ્યોગિક, માનસિક, મઝહબી, શારીરિક વિ. કેળવણી આપવી અને તે માટે જરૂરી સંસ્થાઓ સ્થાપવી માથે લેવી, જોડાણ કરવી, નિભાવવી, દેખરેખ તળે લાવવી, અથવા મદદ આપવી.

(૩) લાયક અને હાજતમંદ વિદ્યાર્થીઓને દીની તથા દુન્યવી તાલીમ પુસ્તકો અને તાલીમને લગતા જરૂરી સાધનો પુરાં પાડવા.

(૪) બીજી સુરતી સુન્ની વહોરા કૌમની સંસ્થાઓ તથા ખાતાઓ જેઓ સંસ્થાના ઉદ્દેશ અને હેતુઓ મુજબ કામ કરતી હોય તેને શરતી અથવા બિન શરતી મદદ આપવી. આ છે ટૂંકમાં સંસ્થાનું કાર્ય ક્ષેત્ર

સોસાયટી એ કૌમની તાલીમી દિશામાં રચનાત્મક કાર્ય કરવા ઉચ્ચ ખ્યાલ અને નેક નીયતથી કામ ઉપાડયું છે એને વધાવી લઈ કૌમના દરેકે દરેક માણસે પોતાની હૈસીયત મુજબ મદદ અને સહકાર આપવો જોઇએ. જો પ્રત્યેકમાં આ ભાવના પૈદા થાય તો સરથા નિઃસંદેહ સફળ થઇ શકશે એમાં નાના મોટા સર્વેનું હિત એક સરખુ છે.

કૌમ દર વરસે લિલ્લાહ, ઝકાત અને ફાળાઓમા લાખો રૂપીયા આપી રહી છે પરંતુ ખુદ ઉન્નતી કાજે કોઇ વ્યવસ્થિત કામ કર્યું નથી. કે વિચાર્યું નથી ખુદ કૌમનાજ લાખો રૂપીયાથી બીજાઓને ફૈઝ અને ફાયદો પહોંચ્યો છે પણ કૌમને તેનો લાભ મળ્યો નથી. એ અફસોસની બીના છે.

ખૈરાત-ઝકાત વિ-રીતે નાણું ગમે ત્યાં આપી દેવાથી આપનારની ફરજ અદા થતી નથી. નાણુંની મદદ. કેટલીક વાર જે નેક નિયત અને હમદર્દીના ઉચ્ચ મકસદથી આપવામાં આવે છે તે સામે વાળાને ફાયદાકારક સાબિત થવાના બદલે નુકસાનકારક પુરવાર થાય છે. જન સેવા કાર્યના ખર્ચાતા નાણુંનો-પુરો લાભ મેળવવા નાણું ઉપરાંત ખૈરાતોનો અસલ મકસદ તેની અસરકારક વહેંચણી પર હોવી જોઇએ જેથી હાજતમંદો હમેશા માંગણીયાં ન રહેતાં સમય આવે પોતાના પગ ઉપર ઉભા રહી શકે. કૌમનું આર્થિક, ઓદ્યોગિક સામાજીક-અને રાજકિય ધોરણ ઉચું લાવવા માટે કૌમની એક એક વ્યકિતઓ તન-મન-અને ધનથી 'ધી સુરતી સુન્ની વહોરા એજ્યુકેશન સોસાયટીને' સહાય કરવાની પોતાની ફરજ માની કૌમને અંધકારની ખાઇમાંથી બહાર લાવવા કોશિશ કરે એટલી વિનતી છે.

## શાઈરીથી લોકોમાં કયા કયા આવે છે.

(૧) નવાબ સાહેબને જો શાયરીથી સંબંધ થઇ જાય તો શાગિર્દો અને ઉસ્તાદોની તકદીર સામે આવી જાય છે. (૨) બેગમને જો કવિતાથી દિલચસ્પી થઇ જાય તો સવાર સાંજની ચાહનો બંદોબસ્ત નોકરોને શીરે આવી પડે છે. (૩) મૌલ્વી સાહેબને જો કવિતાનો ચસ્કો લાગે. તો સારા ગણાતા ઘરમાં પણ જગે જર્મનના કસીદા શરૂ થઇ જાય છે (૪) પીનારાઓને જો શાયરીની ટેવ પડી જાય તો એકને એક દિવસ વલી બનીને રહે છે (૫) હકીમ સાહેબને જો શાયરીનો ચસ્કો લાગે તો દવાખાનામાં દર્દીઓ ઓછા અને મિત્રો વધારે નજરે પડશે. (૬) ટાંગાવાળાને જો શાયરીથી પ્રેમ થઇ જાય તો તેની આવકમાં ઘટાડો થઇ જાય છે. (૭) મેજીસ્ટ્રેટ જો કવિ હોય તો કેસમાં નિષ્ફળ જનાર અને સફળ થનાર બન્ને આનંદિત થઇને પાછા ફરે છે. (૮) કોલેજના બાબુ લોકોને જો શાયરીની ટેવ પડી જાય તો ઇન્ટરમાં ઓછામાં ઓછા બે વર્ષ અને બી. એ.માં ત્રણ વર્ષ લગી નિષ્ફળ થવાને ભાગ્યશાળી બને છે. (૯) ચણા વેચનાર ભૈયાજીને જો ભાંગ્યા તૂટયા શેઅરોની ટેવ પડી જાય તો તેમના દર્દીરડા અને ચણા સરળતાથી વેચાઇ જાય છે (૧૦) વૈશ્યા જો શાયરીથી પ્રેમ કરતી થઇ જાય તો થર્ડ કલાસના દિલેદંક શાયરોને જીતી લેવામાં તેને સરળતા પડે છે.

# નેક થઈ જા.
# અને
# એક થઈ જા

અનુ. 'ફકીર' જુનાગઢી

દુન્યામાં શાન્તિ હતી. હૃદયને સંતોષ હતો પણ અચાનક દુન્યાએ પાસો બદલ્યો. ક્રાન્તિનું પ્રચંડ તોફાન પોતાની વિરાટ શક્તિઓ સહિત આગળ વધ્યું અને મુસલમાનોને તબાહ કરતું ગયું. અને દુન્યાએ જોયું કે તેજ ફરઝન્દે તૌહીદ જે એક વખત પૂર્વ અને પશ્ચિમનો પાદશાહ હતો ભગ્ન હૃદયે અહીં તહીં ભટકી રહ્યો છે. જે કૌમો તેનાથી કંપતી હતી આજે તેની હાલત પર હાસ્ય વેરી રહી છે.

ફરઝન્દે તૌહીદ પૂર્વની સર ઝમીન પર પરવશીની દશામાં ચાલ્યો જતો હતો કે તેણે જોયું કે એક પશ્ચિમી ઇન્સાન તેજ શાહી ગૌરવ વડે જઈ રહ્યો છે. જે શાહી દબદબા સહિત ફરઝન્દે તૌહીદ નીકળ્યા કરતો હતો. તેને વિસરેલી વાતો ફરી યાદ આવી અને તે એક ઉન્માદની સાથ આગળ વધ્યો. હૃદયની ખામોશ ઝબાનથી કહેવા લાગ્યો. ઓ પશ્ચિમના હાકિમ! પૂર્વના જે પ્રદેશ પર આજે તારી હુકૂમત છે કાલે એજ પ્રદેશ પર હું હાકિમ હતો. પૂર્વનો આજ તુ મુગુટ ધારી છે. કદી આ પૂર્વ પર ઇસ્લામનો ધ્વજ ફરકતો હતો. જે મુસલમાનને ગુલામ સમજ્યો છે ત્યારે તેજ મુસલમાનની સામે કે જ્યારે તે જહાંગીરનાં રૂપમાં હતો તારે હાથ જોડી ઉભું રહેવું પડતું હતુ. જે મુસલમાનોનું ભરી નજરમાં કોઇ મૂલ્ય નથી તેજ મુસલમાન જ્યારે ઔરંગઝેબની શકલમાં તખ્ત શાહી પર આરૂઢ હતો ત્યારે તું તેની સામે અરજ ધરતો હતો. પરંતુ જગતના પરિવર્તને તને પાદશાહ બનાવી દીધો અને મુસલમાનોને એટલે દરજ્જે અસહાય-નિરાધાર બનાવી દેવામાં આવ્યા કે આજે રોટી માટે તરસે છે તેમના બચ્ચાઓ ક્ષુધા અને હવાથી શ્વાસ તોડી રહ્યો છે-અય પશ્ચિમના પાદશાહ! અમારા તુરેહ શાહી મહેલોથી બોધ ગ્રહણ કર. અને યાદ રાખ કે પડતી ચડતી બધા માટે છે. ફરઝન્દે તૌહીદનું દિલ આ હૃદય દ્રાવક કથા કથી રહી હતું અને કુદરત તેને કહી રહી હતી કે અન્યોને બોધ દાયક પાઠ ભણાવનારા બુધ્ધિહિન ઇન્સાન તારી દશાથી તો તું ગ્રહણ કર. તારી કમહિમ્મત પર લજ્જિત થા અને તારી અજ્ઞાનતા પર માતમ કર. શું તું તેજ છે જેણે અરબની દુન્યા બદલી દીધી હતી? શું તારી રગોમાં તેજ શોણિત વહે છે જેણે ઇરાન મિસર અને સ્પેનને ડગમગાવી દીધા હતા? કેટલે દરજ્જે બોધદાયક છે તારી હાલત કે કાલે લોકો તારી ઇર્ષા કરતા હતા આજે તું અન્યોને ઇર્ષાથી નીરખી રહ્યો છે. તારા વિચારોની બુલન્દી ક્યાં ગઇ અને તારા આત્માનું શૌર્ય કેમ નષ્ટ થઇ ગયું!!

સાંભળ ઓ બુધ્ધિહીન ફરઝન્દે તૌહીદ સાંભળ! તું તે નારએ તકબીરને ભૂલી ગયો છે. જેનાથી હુકૂમતનો તખ્તો ઉલટી જતો હતો. તું તે હિમ્મતને વિસરી ગયો છે જે ઇસ્લામે તને બક્ષી હતી. ઓ આત્મવિશ્વાસના જૌહરને નષ્ટ કરવાવાળા તને શી ખબર કે આજે પણ તારા હૃદયમાં તેજ ઉષ્ણતા છે, તારી રગોમાં તેજ જોશ છે, જો આત્માની આ ગરમીનો તમાશો જોવા ચહાય છે અને ઇસ્લામી જોશને હરકતમાં લાવવાની ફરી ઇચ્છા છે તો શુધ્ધ હૃદયના સાથે "નારએ તકબીર" બુલન્દ કર, નેક થઇ જા એક થઇ જા. અને પછી સારી દુન્યા પર છવાઈ. કુદરત તને પુનઃ શ્રેષ્ઠતા અર્પવા ચહાય છે.

# મુંબઈ પ્રાંતમાં શિક્ષણ

[કેળવણી પ્રત્યે જાગ્રત થતી મુસ્લિમ કોમ સને ૧૯૪૫-૪૬ માટેનો આ રિપોર્ટ જરૂર વાંચે અને કેળવણીના શુભેચ્છકો તે ઉપર મનન કરી કોમનું માટે ઉચ્ચ ધંધાદારી કોલેજો સ્થાપવા પ્રયાસ કરે.

-સંપાદક]

મુંબઇ પ્રાંતની સરકારે ૧૯૪૫-૪૬ના વરસ દરમ્યાન જનતાના શિક્ષણ પૈં એકંદર રૂ. ૭,૨૩,૮૭,૨૪૩ ખર્ચ્યા હતા

### વિદ્યાર્થીઓનુ વધતું પ્રમાણ:

રિપોર્ટવાળા વર્ષ દરમ્યાન ૪૪૫ શિક્ષણ સસ્થા પ્રાંતમાં હતી. તે વધીને ૨૧૫૯૮ થઇ હતી. તેવીજ રીતે રીપોર્ટવાળા વર્ષની શરૂઆતમાં ૯૫૫૪૬ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતાં એ વધીને વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯,૯૧,૪૧૫ ની થઇ હતી. મુંબઈ પ્રાંતના ૨૧૬૫૭ શહેરો અને ગામોમાં આ વરસ દરમ્યાન ૧૨૯૦૦ શાળાઓ થઇ હતી સરાસરી દરેક શહેર અને ગામમાં ૫ ૯ચોરસ માઇલે એક શાળાનુ પ્રમાણ આવ્યું હતું. દરેક જાતની શિક્ષણ સંસ્થાઓમાં ઇલાકાના પુરુષોના ૧૨.-૫૫ ટકા આગલે વરસે હતા તે વધીને ૧૩.-૨૨નું પ્રમાણ થયું હતુ. એટલે ઇલાકાની મુંબઇ પ્રાંતની એકંદર પુરુષ વસ્તીમાં ૧૩ ૨૨ ટકાનુ પ્રમાણ શિક્ષણ લેતું થઇ ગયુ છે. તેવીજ રીતે પ્રાંતના સ્ત્રી વિદ્યાર્થીઓ, કુલ સ્ત્રીઓની સખ્યાના પ્રમાણમાં રિપોર્ટવાળા વર્ષની શરૂઆતમાં ૫.૭૬ ટકાનું પ્રમાણ શિક્ષણ લેતું હતું તે વધીને ૫.૫૯નું શિક્ષણ પ્રમાણ થયુ છે.

સરકારે મંજુર રાખેલી શિક્ષણ સસ્થાઓમાં ઊપડતા વરસમાં ૯૮,૪૨૪ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતાં હતાં એનું પ્રમાણ વર્ષ દરમ્યાન વધીને ૧૯૬૮૭૧૯નું થયું હતું.પ્રાંતની જુદી જુદી કોમોના પ્રમાણની દૃષ્ટિએ જોઇએ તો ૧૫,૮૭,૨૭૫ હિંદુ, ૨,૪૦,૫૦૧, મુસ્લિમો, ૩૩૧૮૯, હિંદી ખ્રિસ્તીઓ, ૧૭,૬૯૮, પાર-સીઓ. ૫,૨૩૮ એંગ્લો ઇન્ડીયનો અને યુરોપીયનો હતા, બાકીના ૧૪,૧૧૮માં ૫૯,૪૦૧ જૈનો, ૧,૨૦૮ શીખો અને ૪,૨૦૯ યહુદીઓ અને બીજાઓનો સમાવેશ થય છે.

### ખર્ચ:

પ્રાંતના સામાન્ય શિક્ષણનું સીધું ખર્ચ વર્ષની શરૂઆતમાં રૂ. ૯૩.૧ લાખનું હતુ તે વધીને ૬૩૨.૭ લાખનું થયું હતુ. જ્યારે આડકતરૂ ખર્ચ વર્ષની શરૂઆતમાં ૧૪૧ લાખનું હતું તે વધીને ૯૧.૨ લાખનુ થયું હતું. કુલે શિક્ષણ ખર્ચ રૂ [૭,૨૩,૮૭,૨૪૩, હેઠળના ધોરણે વહેચાયેલ છે.

| | રકમ રૂ. | ટકા |
|---|---|---|
| ગવર્મેન્ટ ફંડ | ૨,૮૮,૫૫૭૪૨ | ૩૯ ૯ |
| બોર્ડ ફંડો | ૧,૨૦,૨૧,૨૦૩ | ૧૬.૬ |
| ફી | ૨,૨૯,૧૩,૨૨૯ | ૩૧.૬ |
| બીજા સાધનો મારફત | ૮૫,૯૭,૦૧૯ | ૧૧ ૯ |
| કુલે | ૭,૨૩,૮૭,૨૪૩ | ૧૦૦ |

પ્રાથમિક શાળાઓ પાછળ, વર્ષ દરમ્યાન રૂ. ૩૧૬ ૫ લાખ ખર્ચવામાં આવ્યા હતા જેમાં પરીક્ષણ, ઇમારતો, શિક્ષણસામગ્રી વગેરેના ખર્ચનો સમાવેશ થાય છે.

### યુનિવર્સિટી:

મેટ્રિકની પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૫,૮૧૦ની હતી, તે વધીને ૨૮,૩૨૨ની થઇ હતી, તેમાંથી ૧૩,૬૯૬ પસાર થયા હતા, એટલે ૪૮ ૪% પાસ થયેલાઓનુ પ્રમાણ આવ્યું હતુ. આર્ટ અને સાયન્સની ઇન્ટર મીડીયેટ પરીક્ષામાં ૭,૯૬૬ વિદ્યાર્થીઓ બેઠા હતા જેમાંથી ૪,૦૯૧ એટલે ૫૧.૪% પાસ

થયા હતા. બી. એ. અને બી. એસ સી. ની જે પરીક્ષા ૧૯૪૫ના ઓક્ટોબર અને ૧૯૪૬ના એપ્રીલમાં લેવામાં આવી હતી, એમાં આગલા વર્ષમાં ફતેહમંદ થયેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૨૦૯૫ની હતી તેને બદલે વધીને ૨૨૩૪ ની થઇ હતી. ધંધાદારી ડિગ્રી માટેની પરીક્ષાઓમાં ૧,૨૯૭ વિદ્યાર્થીઓ સફળ થયા હતા.

વ્યકિતગત કોલેજો સિવાય યુનિવર્સિટિનું ખર્ચ, રૂા. ૨૯,૦૦,૦૦૦ હતું જેમાં ટેકનોલોજી, ઇકોનોમીક્સ અને સોસ્યોલોજીનો સમાવેશ થાય છે.

**આર્ટસ અને સાયન્સ કોલેજ :**

પ્રાંતની ૨૮ આર્ટસ અને સાયન્સ કોલેજો [જેમાં જુનાગઢ અને જોગેશ્વરીની બે મુસ્લિમ કોલેજોનો સમાવેશ થાય છે—તંત્રી ] જેમાં યુનિવર્સિટિ સ્કૂલ ઓફ ઇકોનોમીક્સ અને સોસ્યોલોજીનો સમાવેશ થાય છે. તેમાં વર્ષની શરૂઆતમાં ૯૧૨ વિદ્યાર્થી હતા તે વધીને ૨૦૮૮૯ થયા હતા. જેમાં ૪૧૧૮ સ્ત્રીઓ હતી જ્યારે આગલા વર્ષમાં વિદ્યાર્થીનીઓની સંખ્યા ૩૮૭૦ ની હતી. સઘળી આર્ટસ કોલેજોનું કુલ ખર્ચ રૂા ૪૭૭ લાખ થયુ હતું.

**પ્રોફેશનલ કોલેજો :**

પ્રાંતની ૧૯ પ્રોફેશનલ કોલેજોમાં ભણતા કુલ્લે વિદ્યાર્થીઓ આગલા વર્ષમાં ૪૬૭ હતા જે વધીને ૬,૮૭૯ થયા હતા. જેમાં ૧,૨૯૦ ધારાશાસ્ત્ર, ૧,૩૫૯ વૈદક શાસ્ત્ર, ૪૨૫, એન્જીનીયરીંગ, ૪૩૯, ખેતીવાડી ૨,૯૪૧ કામર્સ ૧૬૯ કેમીકલ ટેકનોલોજી, ૨૧૩ શિક્ષણ શાસ્ત્રી અને ૩૯ વેટરીનરીનું શિક્ષણ લેતા હતા.

**કળાનું શિક્ષણ :**

સર જે. જે. સ્કુલ ઓફ આર્ટસ મુંબઇમાં ૭૬૬ વિદ્યાર્થીઓ હતા જેમાંથી ૧૪૮ વિદ્યાર્થીઓ આર્ટ વર્કસશોપમાં અભ્યાસ કરતા હતા. એહમદાબાદની ડ્રોઇંગ અને ડિઝાઇનની સ્કુલમાં ૪૮ વિદ્યાર્થીઓ અને ધારવાર સ્કૂલ ઓફ આર્ટસમાં ૨૯ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા.

**ટેકનીકલ અને ઔદ્યોગીક :**

પ્રાંતની ઔદ્યોગીક સ્કુલોની સંખ્યા ૧૩ માંથી ૧૦૦ની થઇ હતી. ત્યારે ૧,૬૨૫ વિદ્યાર્થીઓ પરથી આંકડો વધીને ૭૬૮૫ ઉપર ગયો હતો. આ શિક્ષણ પાછળનું ખર્ચ ગયા વર્ષમા ૧,૬૯,૬૪૩ નું હતું તે વધીને ૧૩ ૦૨ લાખનું થયું હતું.

**માધ્યમિક શિક્ષણ :**

પ્રાંતની માધ્યમિક શાળાઓ વર્ષની શરૂઆતમાં ૮૫ હતી તે વધીને ૧,૧૦૦ થઈ હતી વિદ્યાર્થીઓની સંખ્યા ૩૧,૩૨૫ની હતી, તે વધીને ૨,૬૩,૫૧૪ ઉપર ગઇ હતી. હેઠળનો કોઠો પ્રાંતની હાઇસ્કુલો અને માધ્યમિક શાળાઓની જુદી જુદી વિગત રજુ કરે છે.

| | સ્કુલોની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા |
|---|---|---|
| વિદ્યાર્થીઓ | ૪૨૭ | ૧,૮૮૫૬૦ |
| વિદ્યાર્થીનીઓ | ૧૦૬ | ૩૧,૭૫૫ |
| માધ્યમિક સ્કુલોની સંખ્યા | | |
| વિદ્યાર્થીઓ | ૫૦૫ | ૩૭,૩૬૮ |
| વિદ્યાર્થીનીઓ | ૭૨ | ૫૮૩૧ |
| કુલ્લે | ૧,૧૦૦ | ૨,૬૩,૫૧૪ |

માધ્યમિક શાળાઓનો કુલ્લે ખર્ચ રીપોર્ટવાળા વર્ષમાં રૂા. ૩૨.૨ લાખનો હતો. જે વધીને રૂા.૧૭૫.૯ લાખ થયો હતો.

**પ્રાથમિક શાળાઓ :**

વર્ષ દરમ્યાન શાળાઓ ૧૬,૦૮,૨૩૮ વિદ્યાર્થીઓ સહિત ૧૮,૨૬૩ હતી, જો કે ૨૬૩ શાળાઓ ઓછી થઇ હતી છતાં ૪૪૦,૪૩ વિદ્યાર્થીઓની સંખ્યા વધી હતી. પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીનીઓની સંખ્યા વધીને ૧૫,૦૦૦ની થઇ હતી.

પ્રાથમિક શાળાઓની વ્યવસ્થા હેઠળ આપેલા કોઠાથી જાણી શકાશે.

| | શાળાઓ | વિદ્યર્થીઓ |
|---|---|---|
| ગવર્નમેન્ટ | ૩૬ | ૫,૨૨૨ |
| ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ | ૧૦,૦૭૭ | ૮૨૧૨૭૩ |
| મ્યુનિસિપાલ | ૧,૮૬૫ | ૪,૪૫,૪૨૭ |
| સહાયક | ૬,૧૨૩ | ૩,૨૧,૧૩૫ |
| બીન સહાયક | ૧૬૨ | ૧૫,૧૮૧ |
| કુલ્લે | ૧૮,૨૬૩ | ૧૬,૦૮,૨૩૮ |

પાથમિક શાળાઓનું ખર્ચ રૂા ૨૭૬.૦ લાખ શરૂઆતમા હતુ તે વધીને રૂા ૩૧૬.૫ લાખ પર ગયું હતું એકંદર શિક્ષણ ખર્ચમાંથી ૧૭૧,૨ લાખ સરકાર ૨૦.૭ લાખ ડ્રીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના ફંડ રૂા. ૮૩.૩ લાખ મ્યુનીસીપાલ ફંડ રૂા ૨૨,૭ લખ સ્કુલ ફી અને રૂા. ૧૮,૬ લાખ બીજા સાધનો મારફત મળ્યું હતું.

પુખ્ત વયનાઓ માટે ૧૪૭૨ નિશાળો અને અભ્યસવર્ગો ચાલુ હતા જેમા ૩ ૨૮૨ પ્રૌઢ વયના વિદ્યાર્થીઓએ શિક્ષણ લીધું હતું.

**ટ્રેનીગ સસ્થાઓ:**

પ્રાતમાં બધી મળી પુરૂષ શિક્ષકો માટે ૩૪ ટ્રેનીંગ સંસ્થાઓ હતી અને સ્ત્રી શિક્ષકો માટે ૩૦ ટ્રેનીંગ સંસ્થાઓ હતી જેમા અનુક્રમે ૩૪૭૬ અને ૧૭૦૯ શિક્ષક શિક્ષીકાઓ ટ્રેનીંગ લેતાં હતા બીજી ૧૪ તાલીમી સસ્થાઓ માંથી ૨૩ તાલીમી સસ્થાઓ જનતાની વ્યવસ્થા નીચે ચાલતી હતી જેમાં ૨૪૮૭ શિક્ષક શિક્ષીકાઓ તાલીગ લેતા હતાં. અને ૪૧ સસ્થા ખાનગી વ્યવસ્થા તળે ચાલતી હતી જેમાં ૨૬૯૮ શિક્ષક શિક્ષીકાઓ તાલીમ લેતાં હતાં.

**મુસ્લીમો:**

મંજુર કરેલી શિક્ષણ સસ્થાઓમાં વર્ષની શરૂઆતમાં ૧૦૯૬૪ મુસ્લીમ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા જ્યારે આ વર્ષની આખરીએ તેમની સંખ્યા વધીને ૨,૪૦૫૦૧ થઇ હતી, જેમાં ૭૪,૫૩૨ મુસ્લીમ વિધાર્થીનીઓ હતી. આર્ટસ કોલેજોમાં ભણતા વિદ્યર્થીઓના સખ્યા ૩૪ થી વધીને રીપોર્ટ વાળા વર્ષમાં ૧,૧૩૦ અને પ્રોફેશ્નલ કોલેજોમા ૧૪થી વધીને ૪૦૫ની થઇ હતી. માધ્યમિક શાળાઓમાં શિક્ષણ લેતા મુસ્લીમ વિદ્યાર્થીઓની સખ્યા ૨૦૫૬થી વધીને ૨૨,૭૦૩ અને પાથમિક-શાળામાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સખ્યા ૫૪૬૬થી વધીને ૨,૦૫,૫૫૧ ઉપર ગઇ હતી.

ખાસ શાળાઓમાં ભણતા મુસ્લીમ વિદ્યાર્થીઓની સખ્યા ૨૬૭૪થી વધીને ૧૦,૭૧૨ ઉપર ગઇ હતી.

**મધ્યમ અને પછાત વર્ગો:**

સરકાર સ્વીકૃત શિક્ષણ સસ્થાઓમાં હિંદુ કોમના મધ્ય અને પછાત વર્ગના વિદ્યાર્થીઓનુ પ્રમાણ હેઠળ દેખાડવામાં આવ્યું છે

| હિંદુ મધ્યમવર્ગ. | ૧૯૪૪-૪૫ | ૧૯૪૫-૪૬ |
|---|---|---|
| મરાઠા | ૩,૨૨,૪૨૨ | ૩,૩૭,૭૯૩ |
| વ વેનર કરનાર વર્ગો (કણબી અને, કોળી વગેરે) | ૨.૯૮.૯૦૫ | ૩,૧૬,૮૮૭ |
| કારીગર | ૧,૪૧,૬૩૮ | ૧,૪૬,૮૦૧ |
| લીગાયત | ૧,૩૦૫ | ૧.૨૬,૮૯૪ |
| કુલ્લે | ૮,૮૪,૨૭૦ | ૯,૨૮.૩૭૫ |

| હિંદુ મધ્યમ વર્ગ. | | |
|---|---|---|
| અછુત વર્ગ | ૧,૦૨ ૮૯૮ | ૧,૧૧.૬૭૭ |
| આદી વાસીઓ (ડુંગરાળ તાયફાઓ) | ૫૪,૬૫૦ | ૫૮,૧૮૮ |
| બાકીના અછુત વર્ગો | ૧૫,૭૦૧ | ૬૬,૫૪૮ |
| કુલ્લે | ૨ ૨૩,૨૪૯ | ૨,૩૬,૪૧૩ |

**પ્રમાણિત શાળાઓ:—**

ત્રણ પ્રમાણીત શાળાઓ પૈકીની એક યરવડા ખાતે સરકાર તરફથી નભાવવામા આવે જેમાં ૪૧૨ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. મુંબઈ માટુંગા ખાતેની ડેવીડ સાસુન ઇન્ડસ્ટ્રીયલ સ્કુલમા એક વ્યવસ્થા સમિતિના કાબુ હેઠળ, ૩૮૯ વિદ્યાર્થીઓ શિખે છે. ચીલ્ડ્રન્સ એઇડ સોસાયટી તરફથી એક ત્રીજી શાળા ચીમ્બુરના ચીલ્ડ્રન્સ હોમમાં ચાલે છે તેમાં ૩૨૬૨ વિદ્યાર્થીઓ શીખે છે.

**રેફરમેટરી સ્કુલ:**

આ પ્રાંતમાંની માત્ર એકજ રેફરમેટરી સ્કુલ (સુધારક શાળા) ધારવાર ખાતેની બોર સ્ટલ સ્કુલ છે આ શાળાનુ ખર્ચ સરકાર પોતે નભાવે છે અને તેમાં ૨૮૬ વિદ્યાર્થીઓ લાભ લે છે.

["ઇસમાઇલી"માંથી]

# મુકતાવલિ

### ચાહના

નથી ચાહતો તું મને માલો ઝર દે!
ફકત જીવવાને દુઃખોમાં સબર દે!
અગર જીવવા દે તો જીવન અમર દે!
અને મૌત આપે તો રોશન કબર દે!

### દુન્યામાં

કદિ નિજ જાતનું ગુમાન નાકર;
નગતું, આપ, અભિમાન નાકર.
જૂજ રહેવું છે ત્હારે દુન્યામાં,
પૂન્ય કરતો કદિ, એ'લાન નાકર

### ખરાબી!

શેખજી થૈ ગયા શરાબી છે;
કેટલી મોટી ખનિકાબી છે!
દાઢી મોટી અને ગુલાબી છે,
મુખમાં એક ગંધની ખરાબી છે!

### ઝાઝા છે

અમીર ઓછા છે જગમાં ગરીબ ઝાઝા છે,
જગતથી દૂર ખુદાના કરીબ ઝાઝા છે;
નામના વાંચ્છુઓ આજે 'અદીબ' ઝાઝા છે,
મરે ખુદા પરે એને હબીબ ઝાઝા છે,

### કળિયુગ

દિલ છે નાપાક શુદ્ધ વિચારો છે,
કોમ સેવક એવા મઝારો છે,
ખુદ ગુનાહગાર અને ઉપદેશક,
શું કળિયુગ અતિ ન્યારો છે!

### અફસોસ!

પ્રત્યેક જગના ખૂણે ધ્વજ કહો કોનો હતો?
સૂરિલો સ્વર્ગસમ એ સાજ કહો કોનો હતો?
હાથથી ઝૂંટનારો બાજ કહો કોનો હતો?
હતો ના આપણો તો કાજ કહો કોનો હતો?

### નામનું ઇનામ!

કોણ ના કહી શકે કે આજે મુસલમાન નથી,
નામ તો છે પરંતુ નામનું ઇનામ નથી,
ધૂળના ગોટ ચઢી જાય મયખાનામાં છતાં,
કોઇ સામે નાં જૂએ તેમાં રસ પાન નથી!

### વિશ્વાસ

જગમાં સદાને જિવન સુખરુપ વિતાવવાને;
ને નાવને અમારી પ્રલયથી તારવાને,
વિશ્વાસ હો અટલ જો ખુદા પરે તો,
છે તે રહિમ તત્પર અમને ઉગારવાને.

### ભકિત!

લઇ જાશે અલ્લાહની પાસ ભકિત;
છે અલ્લાહનો એક આવાસ ભકિત,
યશે; થાય છે એના કિધેલાં કર્મો,
ન ચાલે કોઇ ત્યાં જાદુપાશ શકિત!

### ઇલ્તેજા

અમોને શાન અમારી ફરીથી આપી દે!
ગયું ઇમાન અમારું ફરીથી આપી દે!
તું ના કહી શકે બંદા અમે નથી તારા?
ખુદા! સ્વમાન ધવાયું ફરીથી આપી દે!

'અદીબ' કુરેશી

**'આજિઝ'**:-મન્નેલાલ નામ-જાતે કાયસ્થ -ઈ. સ. ૧૮૭૨માં પૈદા થયા. નાનપણમાંજ શીતળાના ધાતક ઘાથી અંધ બની ગયા હતા. પરંતુ વિદ્યાના એટલા શૌકીન હતા કે એવી સ્થિતિમાંએ તેમણે ફારસી, સંસ્કૃત અને અરબી ભાષા પર કાબુ મેળવ્યો હતો. ૫૩ વરસની ઉમરે ઇ.સ. ૧૯૨૫માં મરણ પામ્યા.

"ખાકકે પુતલેકો હકને કર દિયા સબ કુછ અતા,
કૌનસી નેઅમતસે યેહ મહરૂમ ઇન્સાં રેહ ગયા."

**'તાલિબ'**:-લાલા શેશચંદ્ર નામ-જાતે કાયસ્થ-દહેલીના રહેવાસી 'બર્ક' દહેલવીના શાગિર્દ ઓનરરી મેજીસ્ટ્રેટ છે

"યહીં પર હૈ યેહ બાત ઇમ્તિયાઝી નસ્લે આદમમે,
વહાં પર એક હૈં સબ ખ્વાહ હિન્દુ યા મુસલમાન હો."

**'ફિદા'**:-ઠાકુરપ્રસાદ નામ-રાજાસાગરાયના પુત્ર-ઇ. સ ૧૮૮૮માં ૬૪ વર્ષની ઉમરે મરણ પામ્યા.

"બાદ મરનેકે કિયા યાદ કિસીને ન'ફિદા',
કિસ કદર જલ્દ હમે એહલે વતન ભૂલ ગયે"

**'ફુરકત'**:-શંકરદયાલ-પિતાનું નામ મુન્શી પુરનચંદ-લખનૌના રહેવાસી. જ્વાહરસીંગ 'જૌહર'ના શાગિર્દ-અંગ્રેજી અને ફારસીના વિદ્વાન હતા. તેઓ ઘણા પુસ્તકોના લેખક હતા. રામાયણ ઉર્દૂમાં અપનું મશહૂર પુસ્તક છે. ૬૦ વરસની ઉમરે ઇ. સ. ૧૮૯૦માં મરણ પામ્યા.

"રંગ દુન્યાકા બસ અબ નૂએ દીગર હોતા હૈ:
પીરી આતી હૈ જ્વાનીકા સફર હોતા હૈ."

**'ફહમી'**:-ગંગાપ્રસાદ નામ-જાતે કાયસ્થ પ્રથમ 'મહતર' ઉપનામથી કાવ્યો રચતા-'ચિરકીન' લખનવી અને કેટલાક બીજા શાઇરોથી નોકઝોક થતી-જેના કારણે તેમની એ પંક્તિ આજે પણ પ્રચલીત છે.

"મે વેહ 'મેહતર' હું ઉઠાકર ફેંક દૂં 'ચિરકીન' કો."

**'મઝાક'**:-પંડિત શીવનારાયણ શર્મા-દહેલીના રહેવાસી.

"અગર બાને હૈં ઇઝતસે તુઝે તકદીરકે ટુકળે;
તો વોહ તદબીર કર જિસસે મીલે તૌકીરકે ટુકળે."

**'મર્શરત'**:-લાલા ગૌરીશંકર નામ-જાતે કાયસ્થ-ફિદા અહમદ 'દાનિશ' લખનવીના શાગિર્દ -૪૦ વર્ષની ઉમરે ઇ. સ. ૧૯૧૨માં મરણ પામ્યા.

"તજલ્લી વોહ કૈસી જિસસે મૂસાકો ગશ આયા થા,
મુઝેભી દેખના હૈ સાથે કોહે તૂર જાતા હૂં"

**'ગરીબ'**:-તાજબહાદુર ઉર્ફે ખુદાબખ્શ નામ લખનૌના રહેવાસી- ઇ. સ. ૧૮૯૧માં લગભગ ૭૦ વરસની ઉમરે મરણ પામ્યા.

"મુઝસે ઉન્કે દરો દીવારસે યેહ ઉલ્ફત હૈ,
કૌં અગર વાંસે ચલું સાથહી દીવાર ચલે"

**'ગનીમત'**:- બાબુ અજોધ્યાપ્રસાદ નામ -બી. એ.ની ડીગ્રી ધરાવે છે. જાતે કાયસ્થ-'બેતાબ' અઝીમાબાદીના શાગિર્દ-આર્યસમાજ આશ્રમમાં નોકરી કરતાં પંડિત બની ગયા.

"બોસ્તાંમે' કાળ ડાલા ગુલને અપના પૈરહન,
રૌરકો નિકલા જો ગુલગૂં કબા બરસાતમેં."